ધારી પોલિસો હાથમાં હાથકડી (બેડી) પહેરાવેલા એક ચોરને લઈને એ ડબ્બામાં પ્રવેશ્યા. યોગ્ય જગા મેળવીને ત્રણે જણા બેઠા. પૂછપરછ કરતાં માલુમ પડ્યું કે આજે તે ચોરનો કેસ ચલાવવાનો હોવાથી તેને ભાવનગર લઈ જવાનો છે. ચોરની આંખમાંથી શ્રાવણ–ભાદરવો ચાલી રહ્યો હતો. તેના મનમાં એમ હતું કે, ભાવનગર કોર્ટમાં મારો કેસ ચાલશે. મુદ્દામાલ સાથે પકડાયો છું. સાક્ષીઓ પણ આવ્યા હશે. ન્યાયાધીશ મને સખતમાં સખત સજા ફરમાવશે. હાય ! મારા બાકીના જીવનમાં માત્ર દુઃખ અને નિરાશા જ બાકી રહ્યાં હશે. ખરેખર, મેં મારી જીંદગી વેડફી દીધી.'

સમયને જતાં ક્યાં વાર લાગે છે? નક્કી કરેલા સમયે ગાડી ભાવનગરના ટરમીનસે આવીને ઊભી રહી. જોતજોતામાં તો આખી ગાડી ખાલી થઈ ગઈ. સહુએ પોતપોતાને નિર્દિષ્ટ સ્થાને રસ્તો માપ્યો. સ્તુ.

બોધપાઠ:—આ તો છે એક દૃષ્ટાંત. આ રહ્યો તેનો સારાંશ: (૧) જે માણસ કુટુંબ સાથે મુંબાઈથી નીકળ્યો હતો તેને જવાનું હતું ભાવનગર (૨) જે અજાણ્યો માણસ ડબ્બાના એક ખૂણામાં લપાઈને ચિંતાગ્રસ્ત વદને બેઠો હતો તેને પણ ત્યાં જ જવાનું હતું અને (૩) બે પોલિસો જેને હાથકડી નાખીને લઈ જતા હતા તે ચોરને પણ બીજે ક્યાંય જવાનું નહોતું. મતલબ કે ઉપરોક્ત ત્રણે વ્યક્તિઓનું ગંતવ્ય સ્થાન ધ્યેય તો એક જ હતું, છતાં ત્રણેની મનોદશા તદ્દન નિરાળી હતી.

જે કુટુંબ મુંબાઈથી નીકળ્યું હતું તેને, જેમ જેમ ગાડી આગળ વધતી જતી હતી તેમ તેમ, આનંદમાં અભિવૃદ્ધિ થઈ રહી હતી. તેના મનમાં એવી તાલાવેલી હતી કે ક્યારે જલદી ભાવનગર આવી જાય અને ઓળખાણ–પિછાણવાળા સગાં–સંબંધીઓને ક્યારે ઝટ મળીએ. બીજો જે અજાણ્યો માણસ હતો તેને, જેમ ભાવનગર નજીક આવતું ગયું તેમ, તેના મુખ પર નિરાશા અને ઉદાસીનતાનાં વાદળો ઘેરાવા લાગ્યાં, તેની અકળામણમાં ઉમેરો થવા લાગ્યો. ત્રીજો જે ચોર હતો તે તો એમ જ પ્રાર્થના કરી રહ્યો હતો કે રેલ્વેગાડીનું એન્જીન વચમાં જ 'ફેઈલ' (અટકી) થઈ જાય અને ભાવનગરનું સ્ટેશન જ ન આવે તો સૌથી સારૂં. કારણ કે તે સજાના ભયથી ધ્રુજતો હતો.

હવે તેનો આધ્યાત્મિક અર્થ ઘટાવીએ. ડબ્બાનો રોગ એટલે પ્રસ્તુત પ્રાસંગિક પ્રસંગ. મુંબાઈ એટલે દુઃખમય સંસાર અને ભાવનગર એટલે સુખમય સ્વર્ગ. આ જગતમાં પણ, ઉપર જણાવ્યા મુજબ, ત્રણ જાતના માણસો વસી રહ્યા છે: (૧) જીંદગીના આદિ પર્વથી માંડીને છેક જીવનની સંધ્યા સુધી જેણે પ્રભુપ્રીત્યર્થે પોતાનું જીવન વીતાવ્યું છે તે. અર્થાત્ સહકુટુંબ નીકળેલો માણસ (૨) જેઓ સંસારની આંટી–ઘૂંટીઓમાં રચ્યાપચ્યા રહીને પ્રભુથી વિમુખ રહ્યા છે તે. અર્થાત્ અજાણ્યા માણસ જેવા. અને (૩) પોતાનો સ્વાર્થ સાધવા માટે–પોતાનો હેતુ બર લાવવા માટે, ન્યાય–અન્યાય, સત્ય–અસત્ય, કાળું–ધોળું વિ. તરફ ધ્યાન આપ્યા સિવાય અધમ પાપાચરણ કરીને ભગવાનના ગુન્હેગાર બન્યા છે તે. અર્થાત્ હાથમાં બેડી પહેરાવેલા ચોર જેવા.

હવે એક ડગલું આગળ વધીને ત્રણેની વ્યક્તિગત સ્થિતિ તપાસીએ: સદાચાર ને સત્સંગભજનમાં પોતાનું સમગ્ર જીવન વીતાવીને ભગવન્નામ અને ભક્તિરૂપી નાણું પ્રભુની પેઢીમાં જમે કરાવ્યું છે તેને મૃત્યુસમયે બીજાઓની જેમ, જરાય ગભરામણ નથી રહેતી. ઊલટો તે તો મૃત્યુને આવકાર આપે છે તેના મનમાં એવા જ વિચારો રમી રહ્યા હોય છે, કે 'મેં મારા જીવનકાળ દરમિયાન એકેય પાપ કર્યું નથી પછી મારે ડરવાની શી જરૂર? વળી મરીને જ્યાં જવાનું છે તે તો મારા પ્યારા પ્રભુનું ઘર છે. હૃદયના ભીંજનારી સંદેશા દ્વારા તેની સાથે મેં અગાઉથી સંબંધ બાંધી લીધેલો છે. તેમણે મારું હૃદય વાંચ્યું છે, મેં તેમનું હૃદય વાંચ્યું છે. સાચા સગાને ત્યાં જતી વેળાએ હૃદયમાં શોક કેવો! અત્યારસુધી અમારી વચ્ચે જે માયાનો અદૃશ્ય પડદો હતો તે પણ દૂર ખસી જશે. હવે તો પરોક્ષ દર્શનને બદલે તેમનો પ્રત્યક્ષ પરિચય પામીને જીવનને કૃતાર્થ કરીશું. તદુપરાંત ત્યાં મારા જેવા બીજા અનેક પ્રભુપ્રેમીઓ રહેતા હશે. તેમનો સંપર્ક સાધવાની તક મળશે. એવો કોણ અભાગી હશે કે એક દેશીને મળતાં જેને ઉમળકો ન આવે!

વધુમાં, પરમ પિતા પ્રભુ સાથેના જૂના સ્નેહ–સંસ્મરણો તાજાં કરીશું. ઓળખાણને લીધે આપણને નડતી તમામ સુખ–સગવડો સહેલાઈથી મળશે. આજદિન સુધી મેં જે અઢળક નાણું રામનામ બેંકમાં જમે કરાવ્યું છે તેના વ્યાજમાંથી પ્રભુની ઇચ્છા હશે ત્યાંસુધી, મોડા મોડા નિર્ગતિ ખાઈશું. ત્યારબાદ આ સેવકને પ્રભુ જે આજ્ઞા ફરમાવશે ત્યાં નિઃસ્વાર્થ કામ બજાવવા ખોપી જઈશું. નિ.-નિ. જેણે ઈશ્વર સાથે અગાઉથી

ઓળખાણ કરી હશે તેની, મુંબાઇથી ભાવનગર જતી વખતે-સંસારમાંથી સ્વર્ગમાં સંચરતી વખતે આવી ઉમદા વિચારસરણી હશે.

[ ૨ ] આધુનિક માનવસમાજનો એક મોટો વર્ગ આજે આનંદ-પ્રમોદ અને વૈભવ-વિલાસમાં પ્રભુએ દયા કરીને આપેલી જીવનરૂપી અમૂલ્ય મૂડીને વેડફી રહ્યો છે. કેમ જાણે ભગવાન પાસેથી અમર જીવનનો દસ્તાવેજ ન લખાવી લાવ્યો હોય, તેવી જાતનું તેમનું વર્તન હોય છે. તેઓ લગભગ 'ચાર્વાકના ચેલાઓ ' બની ગયા હોય છે.

यावज्जीवं सुखं जीवेत्, ऋणं कृत्वा घृतं पिबेत् ।

भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ? ॥

અર્થાત્ ' ખાઇ પીને થાય એટલી લહેર કરો, દેવું કરીને પણ ઘી પીઓ. પરલોક ને પુનર્જન્મના નકામાં ગપ્પાંઓને દેશવટો દઇ દો. મરી ગયા પછી કયો ' ડોહો ' લેવા આવવાનો છે ! '

તેમને બધું યાદ રહે છે; નથી યાદ રહેતું ફક્ત એક મરણનું સ્મરણ. જો માણસને મૃત્યુની સ્મૃતિ રહેતી હોય તો જગતની આજે આ અધોગતિ હોત ખરી !

યાદ રહે કે ન રહે પરંતુ એક યા બીજારૂપે, મૃત્યુના રોગનો ભોગ થવાનું છે એ નિર્વિવાદ હકીકત છે. સનાતન સત્ય છે. પ્રસિદ્ધ મહાપુરુષોથી માંડીને નાનામાં નાના પ્રાણીને પણ આ સંસારયાત્રા પૂરી કરીને યમાલયની યાત્રા કરવી જ પડશે, એમાં શંકાને રહેજે સ્થાન નથી.

મોજ-શોખમાં મચી રહેલો માનવી આજે વિસરી ગયો છે કે, આજે ભલે હું મખમલના મુલાયમ બિછાના પર સૂઇ રહ્યો છું. પરંતુ એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તદ્દન ખરબચડા ( Rough યા Unpolished ) લાકડાની ચિતામાં મારે સૂવું પડશે. આજે જે કાયાનું હું જાળવીને જતન કરી રહ્યો છું તે જ [illegible]ને સગાં-સંબંધીઓ લાકડી-ડંડાના ગોદા મારશે. [illegible] અગ્નિનો એક નાનકડો તણખારો જોઇને દાઝ[illegible]ના ડરથી, હું આઘો ખસી જાઉં છું પરંતુ હું એ [illegible] ભૂલી જાઉં છું, કે કેસરવર્ણી (ચિતા)ની ગોદમાં, [illegible]ની રક્તવર્ણી અગ્નિજ્વાળાઓમાં, અત્યારે લાખની [illegible]ની આ કંચનવર્ણી કાયા રાખની થઇને ખાખમાં [illegible] જશે. દેવાની જોતે કોતરી રાખજે કે વૈરાગ્ય [illegible]ન એ દુર્લભ વૈરાગ્યપ્રાપ્તિનો સહેલો અને [illegible]ક ઉપાય છે.

જેણે આખા જીવનમાં ' હાય, હાય ' કરી છે તેની [illegible]મ વિદાય ' ખરેખર અત્યંત કરુણાજનક હોય છે. [illegible]ડા પછી પ્રત્યેક માનવીની આંખ ઉઘડે છે; તેની સાન ઠેકાણે આવી જાય છે; તેને સાચી [illegible] સ્થિતિનું ભાન થાય છે. કરેલા કુકર્મોનો પશ્ચાત્તાપ [illegible] કહે છે કે, ' માનવ દેહ મેળવીને જે કરવાનું [illegible] મેં ન કર્યું અને જે નહોતું કરવાનું તેની પાછળ મેં જીવનધન લૂંટાવી દીધું. હવે મારું શું થશે ! મને [illegible] લઇ જશે ! મારી શી ગતિ થશે ! પરંતુ એ કહેવત ( Confirmation ) કહેવાની હોય છે, કેમ કે '...तब पछताये क्या होत है जब चिड़िया चुग गई खेत'

શુદ્ધ ગુજરાતીમાં કહીએ તો, ' રાંડ્યા પછીનું ડહાપણ શું કામનું ? આગ લાગ્યા પછી કૂવો ખોદવાનો નિષ્ફળ પુરુષાર્થ શું કામનો ? '-' દાવના દાણા (પાસા) દેઇ ગયા પછીનો અફસોસ શું કામનો ? ' It is of no use to shut the stable-door when the steed is stolen.' જેમણે સ્વાર્થની સાધનામાં જ જીવનનું ઝવેરાત ગુમાવી દીધું છે તેમની સ્થિતિ બરાબર આવી હોય છે. પેલા અજાણ્યા માણસ જેવી ! -

[ ૩ ] ' જગતમાં પ્રભુ જેવી કોઇ વ્યક્તિનું અસ્તિત્વ છે જ નહિ.' એમ માનીને જેણે મનફાવતું અનીતિમય જીવન ગુજાર્યું છે, તેની આંખો આગળ, મરણ-પથારી વખતે, પૂર્વકૃત પાપોનો આખો કાળો ચિતાર રજુ થાય છે. એ પુરાણો ઇતિહાસ સાંભળીસાંભળીને તેની આંખોમાંથી બોર-બોર જેવડાં આંસુ પડે છે. એના મનમાં વિચારો ઘૂમી રહ્યા હોય છે, કે ' જીવનમાં કુકર્મો કરવામાં મેં પાછું વળીને જોયું નથી. જે હાથે કર્યાં છે, તે આજે હૈયે વાગી રહ્યાં છે. જીવનમાં જે વાવ્યું છે તે આજે લણી રહ્યો છું. મરી ગયા પછી પ્રભુ મને પૂછશે કે ' તેં શું કર્યું ? ' તો જવાબ દેવો મને ભારે થઇ પડશે. પંચમહાભૂતના સાક્ષીઓ સન્મુખ હું શું ઉત્તર આપીશ ! પાપ ને પુણ્યના ત્રાજવાં સમક્ષ હું કયે મોઢે બચાવ કરીશ ? સાચે જ, મારે આકરી સજા ભોગવવી પડે છે. ' આવી દુર્દશા હોય છે તેમની, જેઓ પ્રભુના ગુન્હેગારો હોય છે.

જેને પ્રભુ સાથે ઓળખાણ હશે તે હસતો હસતો જશે. જે મનુષ્ય પ્રભુથી વિમુખ રહ્યો છે તે મનમાં ને મનમાં મૂંઝાતો હશે. અને જેણે ઇશ્વરતત્ત્વનો ઇન્કાર કરીને ચોરી કરી છે તે સજાના ભયથી રડતો રડતો જશે.

માટે મહાપ્રભુના મહારોગમાંથી મહામુક્તિ મેળવીને મહાપદ મેળવવું હોય તો અત્યારથી જ ઇશ્વરની ઓળખાણ કરી લેજો. જ્યાંસુધી કાયા સાજી છે ને હાથમાં બાજી છે ત્યાંસુધી પ્રભુને રાજી કરી લો. ગયું ઉમર પાછી ફરી નહિ મળે. Strike with all your might, while the iron is red.

# ભગવાન ભીષ્મ





લેખક :
કીર્તનાચાર્ય
શ્રીસીતારામ શર્મા



( ગતાંક પૃષ્ઠ પ૬૨ ચાલુ )

यथाग्निः सुसमिद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।
तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥
भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सतां
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥

દીવો સળગાવતી વખતે અથવા રસોઈને માટે સળગાવેલા અગ્નિનો એક પણ તણખો ઘાસ ઉપર પડે તો ઘાસ સળગી ઊઠે છે, અને તેને લીધે મોટાં મોટાં મકાન, ગામ, નગર, પહાડ, અરણ્ય ફુંકાઈ જાય છે. તે જ પ્રમાણે મદ્વિષયક થોડી સરખી પણ શ્રદ્ધાયુક્ત ભક્તિ ચિત્તને વિષે પ્રવિષ્ટ થઈ હશે તો, સંચિત–ક્રિયમાણ પાપાટવી ભસ્મીભૂત થઈ જાય છે. કર્પૂર અગ્નિને અડકતાં વાર જ નિઃશેષ બળી જાય છે, તે જ પ્રમાણે ભક્તિ વડે ચિત્તસ્થ સકલ દોષો બળી જાય છે.

વ્હાલા આત્માનંદો !

રાજા શાન્તનુ પોતાની પવિત્ર પત્ની ગંગા અને પુત્રનો વિયોગ સહન કરીને પોતાના કામકાજમાં જીવન નિર્ગમન કરવા લાગ્યો. કારણ, દુનિયામાં રાજ્યકારભાર માથે ઊઠાવવો એ રમતવાત નથી. જગતની અંદર રાજા તરીકે ભક્ત અંબરીષ, રંતીદેવ, માન્ધાતા, દિલીપ, સગર, ભરત, વિગેરે વિગેરે અમુક રાજાઓનાં જ નામો આગળ આવે છે. સૃષ્ટિના મંડાણથી આજદીન સુધીમાં કરોડો રાજાઓ જન્મ્યા અને મરી ચૂકયા છતાં એમના નામને કોઈ યાદ સરખું પણ કરતું નથી. એટલે રાજ્યધુરાને વહન કરવી એ તો તલવારની ધાર પર ચાલવા જેવું છે. ભગવાન રામચંદ્રનો જાસુસ એક દિવસ સમાચાર આપવા એકાન્તમાં આવ્યો અને બધાય સમાચારો આપી રહ્યા પછી તે રડવા લાગ્યો. 'ત્યારે ભગવાને એને પુષ્કળ આશ્વાસન આપીને કહ્યું કે એવા તો શા સમાચાર છે? ત્યારે સજળ નયને જાસુસ કહે છે; 'ભગવન્, અર્ધ રાત્રે હું નગરચર્ચા જોવા નીકળ્યો હતો ત્યારે એક ધોબી પોતાની સ્ત્રીને ક્રોધના આવેશમાં આવીને કહેતો હતો, કે હું દશરથપુત્ર રામ જેવો નથી કે રાવણને ત્યાં રહી આવેલી જાનકીને સંઘરૂં. આ શબ્દો સાંભળતાં જ ભગવાન ચમક્યા. જો કે માતાજીની અગ્નિપરીક્ષા લંકામાં લેવાઈ હતી, અને ખુદ ભગવાન પણ જાણતા હતા કે જાનકી પણ મારી આદિ માયા છે, અને મન-વચન-કર્મથી પવિત્ર છે, છતાં મારામાં એટલો દોષ પણ મારી પ્રજાએ ન જોવો જોઈએ. તેના ખાતર વિના વિલંબે જાનકી મહારાણીનો એમણે પરિત્યાગ કર્યો.

સજ્જનો ! આનું નામ તે રામરાજ્ય, આનું નામ તે સુરાજ્ય અને આનું નામ તે સ્વરાજ્ય. ત્યારે, સ્વરાજ્ય કેવું હોવું જોઈએ તે આમ આટલા ઉપરથી સ્હેજ વિચાર કરો. અને ભગવાનને પ્રાર્થના કરો કે એવું સ્વરાજ્ય અમને અપાવો. અસ્તુ. તદ્અનુસાર શાન્તનુએ પણ પોતાની પ્રજાનું બહુ જ પ્રેમપૂર્વક પાલન કરવા માંડયું. કારણ કે એક કવિએ કહ્યું છેઃ

આખા જગતના ધર્મથી પણ દેશની સેવા વધી,
જીતી લીધી પ્રીતિ પ્રજાની, તો જીતી દુનીયા બધી,
પાળે પ્રજાને પુત્ર સમ, તે દેવસમ પૂજાય છે.
યશસ્વ એવા નરપતિઓના, દેવતાઓ ગાય છે.

એટલે શાન્તનુ રાજાએ એ પ્રમાણે પોતાની પ્રજાનું યથાર્થ રીતે પાલન કરવા માંડયું. જેથી વિશ્વમાં એની અમર નામના રહી. આમ ને આમ કેટલાક સમયપર્યંત આ સ્થિતિ ચાલુ રહી, ત્યાં એક દિવસ શાન્તનુ ઘોડેસ્વારી કરી ગંગાના કિનારે કિનારે નૈસર્ગિક દશ્યો જોતા જોતા બહુ દૂર નીકળી ગયો. ત્યાં ગંગાના પાણીમાં એક અતિ તેજઃપુંજ દેવી ઊભેલાં છે, અને એની પાસે એક પાંચ વર્ષનો, જેણે મૌંજી મેખલા ધારણ કરેલી છે એવો, એક બાલકુમાર નાનું ધનુષ્યબાણ હાથમાં લઈને દેવીની સમીપમાં ઊભેલો છે, આ દશ્યને જોઈને શાન્તનુ ગાંડો બન્યો અને એને પોતાની પત્ની ગંગા અને પુત્ર

# પ્રીતમને પુનિત પ્રાર્થના

દયાળુ !...દયામય ! ! એ તદ્દન સાચું છે કે તમારી દયા જડ-ચેતનાદિ તમામ જીવો પર સમાન છે, અને તે પણ થોડીઘણી નહિ, અનહદ. પરંતુ મારા પૂર્વજન્મનાં પાપોને લીધે, હું એવો હતભાગી છું કે તમારા એ કરુણારૂપી સાગરમાં સ્નાન કરવાનું સદ્ભાગ્ય મને નથી સાંપડતું. જ્યારેજ્યારે મારું ધાર્યું કાર્ય પાર પડે છે ત્યારેત્યારે તો આપની દયા દૃષ્ટિગોચર થાય છે, પરંતુ મારી ઇચ્છાવિરુદ્ધ કાર્યોમાં તો હું તેનો સાફ અસ્વીકાર કરું છું. હું એ પણ જાણું છું, કે અનુકૂળતા અને પ્રતિકૂળતા બન્ને રૂપમાં આપની કૃપાનાં કિરણો વેરાઈ રહ્યાં છે અને તે આવે છે મારા કલ્યાણ માટે જ, પરન્તુ પ્રતિકૂળતાના રૂપમાં આ હઠીલું મન તેને માનવાનો ઇન્કાર કરે છે. પ્રભો ! એવું પુનિત પ્રભાત ક્યારે પ્રગટશે, કે જ્યારે અનુકૂળતા અને પ્રતિકૂળતા બંનેને આપની કૃપાનો મહાપ્રસાદ સમજીને હું પ્રસન્નતાપૂર્વક તેનો સ્વીકાર કરીશ ? ક્યારે હું માન-અપમાન, તિરસ્કાર-પુરસ્કાર, નિંદા-સ્તુતિ, નફો-નુકશાન, સુખ-દુઃખ, જીવન-મરણ વિ. દ્વંદ્વોમાં આપની દયાનાં દર્શન કરીને પરમ શાંતિ અને સંતોષનો અનુભવ કરીશ ?

પ્યારા પ્રભો ! મારા અંતરનાં ઊંડાણમાં એ હકીકત ડંખી રહી છે, કે, 'હું' કહેવડાવું છું તો 'તમારો' છતાં વાસ્તવિક રીતે આપનો નથી બની શક્યો. જોઉં છું-મારી સગી આંખે જોઉં છું, કે હજી પણ હું વિષયોના મજબૂત કિલ્લામાં ઘેરાયેલો છું. કોઈ-કોઈ વાર તો, ખૂબ જ નિર્દય રીતે, વિષય-વાસનાનું પૂર મારી સાત્ત્વિકતાને તારાજ કરવા માટે ધસી આવે છે અને ફરજ પાડવા ચાહે છે: મને પોતાની ગુલામીની જંજીરોમાં જકડવા માટે. તે વખતની હૈયાની વરાળ ક્યાં જઈને ઠાલવું ? મારું દિલ-દર્દ કોની આગળ રડું ? તે વખતે તો બસ, કેવળ આપની કૃપાશક્તિનો જ એકમાત્ર આધાર હોય છે. હું નજરે નિહાળું છું કે તમારી દયાદૃષ્ટિ વાસનાનાં વાદળોનો એક ક્ષણમાં જ વિનાશ કરી નાખે છે. આટલું હોવા છતાં પણ હું સર્વથા, સર્વદા આપનો નથી બની શકતો, એ શું ઓછા દુઃખની વાત છે ?

મારા સમર્થ સંરક્ષક સ્વામી ! મને તો હવે પાકી ખાત્રી થઈ ચૂકી છે, કે મારા સ્વ-પ્રયત્નથી કંઈ જ દહાડો વળવાનો નથી. હવે તો આપ જ આપની દયાળુતા વડે આ અધમને અપનાવીને છાતી સરખો ચાંપી દો ! એ તો આપથી અજાણ્યું નથી કે ક્યારેક તો મારું પ્રાણપંખેરું આપના મિલન માટે તરફડી રહ્યું હોય છે. પરંતુ આ પાપી મન ક્યાં ગણકારે છે ? વ્હાલાથી વિખૂટા પડેલા આ વિરહીની વિરહવ્યથાનો વિચાર કરીને કરુણા-જળનો છંટકાવ કરીને, માયાની મહાજ્વાળાઓમાંથી મને ઉગારી લો ! જો આપ આટલું ન કરો તો, આટલું તો જરૂર કરો કે, ન તો મારા ચિત્તમાં કોઈ ચાહના રહે, કે ન તો ડગલે-પગલે પ્રાર્થના કરીને આપને હેરાન કરું. તમે જે કરો, જેવી રીતે કરો, જ્યારે કરો, અને ગમે તે સ્થિતિમાં, ગમે તેવી રીતે રાખો—હું તેમાં જ સંતોષ માનું અને અનુભવું કે આ આખું જગત આપની અસીમ દયાનો જ ભંડાર છે, આપની કૃપાનો જ અખૂટ ખજાનો છે. શું આપનાથી આટલું પણ નહિ બને ? શું આપ આટલી પણ દયા નહિ દર્શાવો ?

—'આપનો જ એક અધમ બાળક'

ૐ ૐ ૐ રઘુપતિ રાઘવ રાજારામ ; પતિતપાવન સીતારામ. ૐ ૐ ૐ

ૐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે

વાર્ષિક લવાજમ :
રૂ. ૫—૪—૦
પાકું બાઇન્ડીંગ
રૂ. ૬—૪—૦

તંત્રી :
મગનભાઇ છોટાભાઇ દેસાઇ

હિંદ બહાર
રૂ. ૭—૮—૦
પાકું બાઇન્ડીંગ
રૂ. ૮—૮—૦

# વિષય સૂચિ



જરૂરી સૂચનાઓ—

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઇએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઇએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાઇપોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે

૩. ગ્રાહકોએ મનીઑર્ડરથી જ લવાજમ મોકલવું જોઇએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઑર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટ કાર્ડ લખી મંગાવી લેવો.

લખો—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ.

શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ
સલાપસ રોડ, અમદાવાદ

મુદ્રક અને પ્રકાશક
દેસાઇ મગનભાઇ છોટાભાઇ

શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય
સલાપસ રોડ, મોતીનિવાસ—અમદાવાદ




सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मासाकर्तुं जगन्मंगलम् ॥

વર્ષ ૧૨ મું. : આશ્વિન–૨૦૦૪ : ઓકટોબર–૧૯૪૮ : અંક ૭ મો.




## અંતરનો





## આર્તનાદ

શ્રી 'પુનિત'



( વ્હાલા ! તારો વિયોગ (૨) દિલડાનું દર્દ છે......રાગ )

માવડી ! દીનદયાળ (૨) ક્યારે બોલાવશો ?
કહીને 'વ્હાલેરા બાળ' (૨) ક્યારે બોલાવશો ?
માવડી....(૧)

તારી હથેળીમાં અમૃતનાં ઝરણાં,
ફેરવી હાથો હેતાળ (૨) ક્યારે બોલાવશો ?
માવડી....(૨)

તારી આંખો માંહી વાત્સલ્ય ઊભરે,
ચૂમી બાળકના ગાલ (૨) ક્યારે બોલાવશો ?
માવડી....(૩)

હૈયામાં પ્રેમની છોળો રે ઊડતી,
ચાંપી હૈયાની સાથ (૨) ક્યારે બોલાવશો ?
માવડી....(૪)

'પુનિત' પોકારે છે નિર્દોષ ભાવે,
દર્શન દઈને સાક્ષાત્ (૨) ક્યારે બોલાવશો ?
માવડી....(૫)




## અમારા ગ્રાહકોને

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી અને પરમાત્માની શુભેચ્છાઓમાં સહકાર આપી તેની સૃષ્ટિમાં-તેની રચનામાં સુન્દરતા અને એકસરતા પૂરી રહેલા સજ્જનોની સહૃદયતાથી, વિશ્વમંગલ તેની પ્રગતિમાં દિન-પ્રતિદિન આગળ વધી રહ્યું છે. મહાભારતાંકની માગ દરરોજ ચાલુ જ રહે છે, છતાં હાલના કામકાજના દબાણને લક્ષને તેને તૈયાર કરવામાં ઢીલ થઈ છે. છતાં મહાભારતાંક દીવાળી સુધીમાં તૈયાર થઈ જશે. આ સિવાય કાર્યાલયનાં બીજાં લોકપ્રિય પુસ્તકોની ઘણીખરી આવૃત્તિઓ ખલાસ થઇ ગએલી હોવાથી જિજ્ઞાસુઓને વારંવાર નિરાશ થવું પડે છે. તેને ફરી પ્રકટ કરવામાં જે વિલમ્બ થાય છે તે માટે અમે અમારા ગ્રાહકમહોદયોની ક્ષમા યાચીએ છીએ.

## આ અંકમાં થએલ અનિવાર્ય વિલમ્બ

ગ્રાહકબંધુઓને નિવેદન કરવાનું કે આ અંક છાપવાના કાગળો આવવાની આજ આઠમી તારીખ સુધી રાહ જોવા છતાં રેલ્વેની અવ્યવસ્થિતતાને લીધે કાગળો આવી શક્યા નથી. તેથી અમારે મોડું કરીને પણ છેવટે બીજા આવા કાગળોમાં અંક છાપવો પડયો છે, અને વાચનમાં એક ફૉર્મ ઓછું કરવું પડયું છે. આવતો અંક સુન્દર ત્રિરંગી ટાઇટલ સાથે આઠ ફૉર્મનો પ્રકટ થશે અને તે અંક દીવાળી પહેલાં સર્વ ગ્રાહકોને મળી જાય એ રીતે વહેલો રવાના કરવામાં આવશે. આમાં પંચાંગ અને કેલેન્ડર પણ જોડવામાં આવેલ હશે.

શ્રી કલ્યાણ ગ્રન્થમાળાનાં ત્રીજા વર્ષનાં બધાં પુસ્તકો પ્રકટ થઇ ચૂક્યાં છે અને તેના ગ્રાહકોને રવાના થઇ ગયાં છે. ચોથા વર્ષનું પહેલું પુસ્તક સ્કુલીંગ જે ભાઇઓનાં લવાજમનાં મનીઑર્ડર આવેલાં છે તેમને, બેસતા વર્ષને દિવસે મળી જાય એ રીતે રવાના કરવામાં આવશે, અને બાકીના ગ્રાહકો ઉપર તે પછી વી. પી. કરવામાં આવશે. જે ભાઇઓને ગ્રાહક ન રહેવું હોય તેઓ અમને ફક્ત બે પૈસાનું પોસ્ટકાર્ડ લખવા કૃપા કરશે કે જેથી તેમના માટે વી. પી.નું પોસ્ટખર્ચ ન થાય. — સંપાદક.

---


નવરાત્રિની લહાણીઓ અને પર્વોના દિવસોએ ભેટ આપવા લાયક

ભગવતી જગદંબાના ગુણગાનનું સાહિત્ય

**શ્રી શક્તિ મહિમા ૧-૮-૦. શ્રી લક્ષ્મી સાધના ૧-૪-૦. શ્રી શક્તિ ગીત સંગ્રહ ૦-૧૨-૦.**

દીવાળીના પર્વોની સમજ આપતું, નવીન વર્ષની શુભ શરૂઆત બતાવતું સ્નેહીવર્ગને ભેટ આપવા યોગ્ય આકર્ષક પુસ્તકઃ— દીપોત્સવી પંચપર્વ (સુવર્ણ સત્રો સાથે) ૦-૮-૦

માઇ બાલ મંડળ નડીયાદનાં પ્રકાશનો

માઇ પંચામૃત—આમાં જુદા જુદા રાગના ૨૦૦ ગરબાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. કિં. ૧-૪-૦

માઇ ગુંજન ૦-૪-૦. માઇ મસ્તી ૦-૪-૦. માઇ પ્રસાદી ૦-૪-૦.

માઇ જ્યોત ૦-૪-૦ માઇ ઝણકાર ૦-૪-૦

બહારગામથી મંગાવનારે છુટક પુસ્તક માટે પોસ્ટેજ સાથે ૦-૫-૦ ની ટીકીટ બીડવી.

દરેકનું પોસ્ટખર્ચ જુદું. સામટી વધુ પ્રતો ખરીદનારે પૂછાવવું.

લખો-શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય સલાપસ ક્રોસરોડ, અમદાવાદ.

# મહાશક્તિને એક અર્ઘ્ય

લેખક:
શ્રી શાન્તિલાલ ઠાકર M. A.

નમો ભગવત્યૈ મહાદેવ્યૈ ।

નવરાત્રિ એટલે ભગવતી મહાદેવીના મહાપૂજનનો મહોત્સવ. મહાદેવી એ મહાશક્તિ છે. પરમ ચૈતન્યની સ્પન્દાત્મિકા અવસ્થા એટલે શક્તિ. સ્વાત્મનિગૂઢ ચૈતન્યાવસ્થા એ પરાત્પર પરબ્રહ્મ. તેની સ્ફુરણાવસ્થા-સ્પન્દનમયી મહાવસ્થા એટલે મહાશક્તિના મહાન આવિર્ભાવ. શક્તિ વગરનું ચૈતન્યતત્ત્વ નિષ્ક્રિય હોઈ બ્રહ્માંડની રાસલીલામાં પોતાની જાતને આવિર્ભૂત કરવા અસમર્થ છે, ચૈતન્યતત્ત્વ વગરનું સ્પન્દન નિરર્થક ધમસાણ માત્ર છે, નિષ્ફલ અને અનિયન્ત્રિત ગતિ માત્ર છે. સાર્થક ગતિની શક્તિ અને તેની પીઠમાં રહેલું નિયામક ચૈતન્યબળ એ જગતના પાયામાં રહેલું પરમ સત્ય છે.

કેટલાક ચિન્તકો કહે છે કે–નિઃસ્પન્દ પરબ્રહ્મ એ પરમ ઉપાસ્ય તત્ત્વ છે, પણ શક્તિથી પાર કોણ ક્યાં જઈ શકે તેમ છે? વેદાન્તીઓએ નિષ્ક્રિય, નિર્ગુણ બ્રહ્મતત્ત્વનો સ્વીકાર કરતાંકરતાં ભગવતી મહાદેવી મહામાયાનો આશ્રય લીધો; સાંખ્ય વિચારકોએ "પુરુષચૈતન્યમાં અંતિમ સ્થિતિ પ્રાપ્ત કરવી એ જીવનનો મર્મ છે" એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કરતાંકરતાં પુરુષની સાથેસાથે જ પ્રકૃતિનામક મહાશક્તિનું દ્વૈત સ્વીકાર્યું; પાતંજલ યોગીઓ "દ્રષ્ટાનું સ્વરૂપમાં અવસ્થાન થાય એ સ્થિતિ ઉચ્ચતમ છે" એવું વદતાંવદતાં તેજ પરમ ચૈતન્યની કિરણાવલી સમી ચિત્તવૃત્તિઓની મહાજાલમાં પડ્યા. કાણાદો અને નૈયાયિકો પરમાણુશક્તિનો આશ્રય લીધા સિવાય ચલાવી ન શક્યા. જડવાદીઓ અને ચાર્વાકો પણ ઇન્દ્રિયોની આકર્ષણ શક્તિ અને રમણીય વિષયપદાર્થોની મોહનશક્તિમાં ડૂબકાં મારે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ પછી ભલે તે વનસ્પતિશાસ્ત્ર હોય, પ્રાણીશાસ્ત્ર હોય, ભૂસ્તરશાસ્ત્ર હોય, વાયુશાસ્ત્ર હોય; કુદરતની મહાશક્તિના એક અંશની મહત્તાનું શોધન અને પૃથક્કરણ કરતાંકરતાં હેબતાઈ જઈ આશ્ચર્યમાં ગરકાવ થઈ જાય છે. મહા ભગવતી શક્તિમૈયાના અપરંપાર મહિમાનું કોણ દિગ્દર્શન કરી કે કરાવી શકે તેમ છે!

હિમાલય પર્વતના એકાન્ત અને સનાતન બરફથી પ્રચ્છન્ન ગિરિશૃંગોમાં અગમ સમાધિ લગાવી બેઠેલા યોગેશ્વર શ્રીશંકરના ઘરમાં ભગવતી મહાશક્તિ પાર્વતીરૂપે બિરાજે છે, આનંદરમતનાં મરકલાં વેરે છે, પોતાની તપસ્યાના બળથી તેમના અર્ધ દેહની અધિકારિણી બની સનાતન શાશ્વતી માટે માયાદેવીની વિજયપતાકા ફરફરાવે છે. બ્રહ્માનાં ગૃહલક્ષ્મી સાવિત્રીદેવી, જ્ઞાનનાં રશ્મિઓને સમલોકમાં પ્રસરાવતાં, તેમના ઘરને મહાશક્તિના વાસરૂપી પ્રસાદથી ઉજાળે છે, ભગવાન શ્રીકૃષ્ણદેવનાં ચરણકમળ શેષનાગની શય્યા ઉપર પણ, લક્ષ્મીદેવી મહાયોગનિદ્રાના શયનના અવસરે પણ તળાસે છે અને માયાદેવીની હાજરી ક્ષીરસાગરની શ્વેત સપાટી પર પણ સિદ્ધ કરે છે. ઇન્દ્રદેવની શક્તિ ઇન્દ્રાણી, રુદ્રદેવની રુદ્રાણી, કાલી, કરાલી, અંબિકા, મહાસરસ્વતી અને અણગણિત સ્વરૂપોમાં વિલસતી મહાશક્તિનો સદા જયજયકાર છે. કવિની રસમત્ત આંખમાં રમતી કવિતારૂપે, સામાન્ય ગૃહસ્થના ઘરમાં દેદીપ્યમાન ગૃહિણીરૂપે, આકાશમાં ગર્જના કરતા વર્ષાવાદળના ગર્ભમાં ચમકાર કરતી વિદ્યુતરૂપે, મહાન પર્વતના ઉચ્ચતમ શૃંગપર રહેતી રમણીય ભીષણતારૂપે, ઊંડાઊંડા વનની નીરવતામાં સ્તબ્ધ ભાવે પ્રસરતી ભયજનક એકાંતતારૂપે એ મહાશક્તિ જગદંબા હજરાહજુર છે. ચિત્તનિરોધ માટે પ્રયત્ન કરનાર, કોઈ ગિરિગહ્વરમાં એકાન્ત નિવાસ કરતા યોગીના હૃદયમાં પણ તે કોઈની અભીપ્સારૂપે, ઇચ્છારૂપે, ચિત્તવૃત્તિરૂપે ભક્તિપ્રવાહની સરિતા રૂપે હાજર જ છે. આ પરમ સત્યને આર્યાવર્તના તાન્ત્રિકોએ સ્વીકાર્યું છે. અને તંત્રગ્રન્થોમાં એ ભગવતી મહાચૈતન્યશક્તિની અનેક સ્વરૂપોએ ઉપાસના વિહિત છે અને તેના અનેક પ્રકારો પણ વર્ણવ્યા છે.

માણસના ચિત્તમાં સ્ત્રી માટે જે અજબ જાદુભર્યું આકર્ષણ છે તે કોનો પ્રભાવ? ઉપનિષદમાં વાક્ય છે કે—स एकाकी नारमत । स अर्धेन नारी अभवत् ॥ મૂલ ચૈતન્યને એકલા ન ગમ્યું; તેથી તે પોતાના અર્ધ સ્વરૂપે સ્ત્રીરૂપ થયું. આ વાક્યમાં કયા સનાતન સત્યનો ખુલ્લેખુલ્લો સ્વીકાર છે? પણ આ સત્યનું ગૂઢમ સમાયું છે, આપણે તે અજબ સ્ફુરણાશક્તિના કેવી રીતે પ્રત્યુત્તર આપીએ છીએ તેના પર–આપણી અધમ વાસનાઓ અને કામનાઓને વશ થઈ જો આપણે આ મહાશક્તિના કોઈ પણ સ્વરૂપ ઉપર વિકારમય

દૃષ્ટિપાત કરીએ, તેનો અહંતાને પોષવા માટે ઉપયોગ કરવા પ્રયત્ન કરીએ તો એ રણચંડીનું સ્વરૂપ ધારણ કરી ખપ્પરથી આપણને વિંધી નાખવા વીજળીભરી આંખે આપણને ભીષણ દર્શન આપે છે અને અનેક અનુભવોના ચાબૂક મારી આપણેને સત્પંથનું ભાન કરાવે છે. જો આપણે તે શક્તિનો સંપાત સત્ય સ્વરૂપે ઝીલીએ તો એ મહાલક્ષ્મી વૈભવોની અને સંપત્તિઓની છોળો ઊડાડતી, માધુર્યની મૂર્તિસમી, કરુણાની દેવીસમી, શુદ્ધ પ્રેમની પ્રતિમાસમી, સુવર્ણમય ઝગઝગતો મુકુટ ધારણ કરી આપણને દર્શન દે છે. તેને પગલેપગલે કુંકુમપગલીઓ પડે છે. તેને હાસ્યેહાસ્યે મોતીની સેરો સ્ફુરે છે. તેના વરદ હસ્તમાંથી જગતના સુખ અને લાલિત્ય નીતરે છે. તેના મુખકમલમાંથી વીણા અને સારંગીના સૂર હવાને સ્વર્ગીય બનાવી અદ્‌ભુત અને અનિર્વચનીય આનન્દ પ્રકટાવે છે. જ્ઞાનની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીરૂપે તે અનેક જીવનશાખાઓ ઉપર પ્રકાશ ફેંકે છે. અજ્ઞાનતિમિરના પડદા ઊંચકાય છે અને જે ઘડી પહેલાં ગૂઢ અને અકલિત હતું તે હાથમાં રહેલા આમળા પેઠે સ્પષ્ટ અને સરલ બની જાય છે. ગૂઢ કોયડાઓ ઉકલે છે, વિદ્યાઓના ભંડાર ફડફડ ખુલી જાય છે, વિશ્વના મહાન નિયમો સમજાય છે અને પહેલાં જ્યાં સંઘટ્ટ, વિરોધ અને ઝઘડા હતા, ત્યાં એકસૂત્રતા, તાન અને સજાવટ સમજાઇ સર્વસ્થલમાં અને સર્વ કાલમાં, દિવ્ય સમન્વય અને પૂર્ણતા સ્થાપિત થાય છે.

મહેશ્વરી મહામાયા વિજ્ઞાનરૂપિણી છે. તે બ્રહ્માણ્ડોની યોજના ઘડે છે, તેનો નકશો કાઢે છે. ક્યે સ્થલે અને ક્યા કાલમાં, કઇ વ્યક્તિઓ દ્વારા, કઇ ઘટનાઓ બનાવી જગતની યોજનામાં એક ડગલું કેમ આગળ વધારવું, વિકાસક્રમ કેમ સાધવો, ઉત્ક્રાન્તિની સીડીનું એક પગથીયું કેમ ચઢાવવું તે સઘળું તેની સર્વજ્ઞ દૃષ્ટિ બહાર છટકી જતું નથી. તે મહાદેવીનું ધૈર્ય નિઃસીમ છે, તેની ચાતુરી માનવની કલ્પનામાં આવે તેવી નથી.

એક જીવાત્માની સાથે તે અનંતકાલ લીલા કરે છે, જ્યાંસુધી તે જીવાત્મા અનેક યોનિઓમાં ભટકી અવિદ્યાના વમળમાં ગોથાં ખાય ત્યાંસુધી તે રાહ જુવે છે. તેની યોજનામાં ઉતાવળ, અધીરાઇ કે ગોટાળો નથી, તે જ પ્રકારે અનેક બ્રહ્માંડો પણ તે ઘડે છે, તેમની ઝીણવટ ભરેલી સંભાળ લે છે અને વિશ્વના નાટકના મહાન પડદાની સૂત્રધારિણી થઇ તે તેનું કાર્ય બજાવ્યે જાય છે.

તાંત્રિકોની અસંખ્ય દેવીઓની નામાવલીની આપણને જરૂર નથી, તેનાં કૌમાર, યૌવન અને જરાથી વ્યાપ્ત અનેક સ્વરૂપો સમજવાની અને તેમની ઉપાસનાઓના વિવિધ પ્રકાર જાણવાની પણ આપણને જરૂર નથી. આપણે તો એટલું જ માત્ર બસ છે કે તે સર્વ એક મહાચૈતન્યરૂપી સમ્રાજ્ઞીનાં સ્વરૂપો છે.

હાથીના પગલામાં સર્વ નાનાં પગલાંનો સમાવેશ થઇ જાય છે. અને તે મહાચૈતન્યશક્તિને પ્રાપ્ત થવાનો માર્ગ પણ એક જ છે. સર્વ શાસ્ત્રો ભલે અંતિમ અવસ્થા અને ઉચ્ચ અનુભવ માટે મતભેદ ધરાવે, પણ સાધનમાર્ગમાં સૌ શાસ્ત્રો અને પંથો એકમત છે. અને તે માર્ગ છે આત્મશુદ્ધિનો–સંયમનો–ઇન્દ્રિયો તથા ચિત્તના નિગ્રહનો. સર્વભાવે, સર્વકાલે અને સર્વપ્રકારે શુદ્ધ–વિશુદ્ધ આત્મસમર્પણનો. દેહમાં, સ્થૂલ તથા સૂક્ષ્મ પ્રાણમાં, ચિત્તમાં, બુદ્ધિમાં, સમગ્ર આધારમાં, અસ્તિત્વના એકે એક ખૂણામાં જો તે ભગવતી મહાશક્તિના દિવ્ય ચૈતન્યને પ્રાપ્ત કરવાની સાચા દિલની અભીપ્સા હોય, તમન્ના હોય, ધગશ હોય, તો પછી બાકીનું કામ મહામૈયા પોતે જ કરી લે છે. એકવાર "મા"ને સમર્પણ સાચા દિલથી કરાયું હોય તો તેનો હક "મા"ના રજીસ્ટરમાં નોંધાઇ જાય છે, તે જીવાત્માને પરમપ્રાપ્તિ થવારૂપ સદ્‌ભાગ્યનો સિક્કો સીલ થઇ ગયો હોય છે, તેમાં શંકાને જરા પણ સ્થાન નથી. એ ભગવતી મહામાયાદેવીનાં અર્ચન, પૂજન અને સમર્પણનો આ મહોત્સવ છે. તે સમયે આપણે તેની જ્યોતિ ઝીલવા સમર્થ થઇએ એટલી જ પ્રાર્થના.

× × ×

પ્રભુનો આશ્રય લીધા પછી માણસના મનને સમાધાન રહેવું જોઇએ કે તેનું સારું જ થવાનું છે. સંકટમાં પણ તેને આનન્દ હોય. કારણ કે તે સમજે છે કે સંકટથી ધીરજ, ધીરજથી અનુભવ અને અનુભવથી ભગવાનના સ્વરૂપનો બોધ થવા લાગે છે.

# મરણનું સ્મરણ

મૂળ હિન્દી લેખકઃ–શ્રી 'ચક્ર'

ભાષાંતરકારઃ–'કૃષ્ણકૃપાકાંક્ષી'

ભૂલીશ ના બે વાતને, જો ચાહે કલ્યાણ,
નારાયણ' એક મોતને, બીજા શ્રી ભગવાન.

[ ૧ ]

'આ કેવી વિચિત્ર વાત!' ખૂબ મનોમંથન કર્યું, ખૂબ ચિંતન કર્યું; પરંતુ એકેય વાત ગળે ઊતરતી નથી. મનને ત્યાંથી બીજી બાજુ દોરવાનો પ્રયત્ન પણ નિષ્ફળ નીવડ્યો. વાત પણ સાવ સાચી હતી, સંપૂર્ણપણે સુસજ્જિત દીવાનખાનામાં મધ્ય ભાગના ટેબલ પર જ માણસની ખોપરી પડી હતી. તેને અહીં મૂકવાનું શું પ્રયોજન હશે!

શેઠજીથી અપરિચિત વ્યક્તિ તો તેમને ડૉક્ટર વા જાદુગર માનવાની ભૂલ કરી બેસત. જો કે હું પહેલી જ વાર તેમને ઘેર આવ્યો છું, છતાં તેઓ મારા જૂના મિત્ર છે. આમ તો કાશીમાં અમારા બંને વચ્ચે નિકટનો સંબંધ છે. ડૉક્ટરી વિદ્યા તો બાજુએ રહી, શેઠજી સામાન્ય ઉપચારથી પણ અજ્ઞાન છે. નાનકડું ગૂમડું થયું હોય તો પણ નોકરને દવાખાને દોડાવે છે. વળી આર્યસમાજના હિમાયતી હોવાથી મંત્ર-તંત્ર પર તો વિશ્વાસ જ શેના રાખે! લાંબી માથાકૂટને અંતે તો મારા કહેવાથી તેઓ પૂજા-પાઠમાં માનતા લાગ્યા અને ઓછાવત્તા અંશે અમલમાં પણ મૂકવા લાગ્યા. હૃદયથી તો છે પૂરા આસ્તિક!

'અરે, શું વિચારમાં પડ્યા છો?' નોકરને બોલાવી મેં પૂછ્યું. 'શેઠજીને ઘેર કોઈ ડૉક્ટર તો નથી આવ્યા ને?' નકારમાં જવાબ આપીને તે બાજુના રૂમમાં ચાલ્યો ગયો.

હવે હું વધુ ધીરજ ધરી શકું તેમ નહોતું. મેં નોકરને જ સીધો સવાલ પૂછ્યો–'આ ખોપરી અહીં કોણે મૂકી છે?' આ પ્રશ્ન સાંભળીને તે હજુ રહીને મારી પાસે આવ્યો.

'ભાઈ! શું કહું, શેઠજી જ્યારથી બિમારીમાંથી ઊઠ્યા છે ત્યારથી આ ખોપરીને કંઈક ખિસ્સામાં રાખીને સાથે જ રાખે છે. ઊંઘમાં પણ તેની જ ઝંખના કર્યા કરે છે. કોણ જાણે શેઠજીના મનમાં શું ભૂત ભરાયું છે! લોકો એમ માને છે કે તેઓ મંત્રસિદ્ધિ માટે આપના

કરતા હશે. અરે, હાડકાંનો સ્પર્શ કરવો એ ક્યાંનો ધર્મ છે? સંભવ છે કે તેમને સમજાવવામાં આપને સફળતા મળે. બાકી બીજા કોઈનું માને તેમ નથી.'

મેં તારણ કાઢી લીધું કે આને કારણની ગમ નથી. એટલે વાતને ટૂંકી કરવાના ઇરાદાથી મેં ફક્ત એટલું જ કહ્યું કે, 'હું સમજાવી દઈશ.'

'જરૂર, સમજાવી દેજો હોં.'

'બહુ સારૂ, હવે આપ આપનું કામ કરો.'

[ ૨ ]

કાશીમાં તો મારી નજીક જ શેઠ રામલાલજીની દુકાન છે. તેમની મુખ્ય બેઠક પણ મારે ત્યાં જ છે. પટના શહેરમાં તેમનો એક વિશાળ બંગલો છે અને તેમનું કુટુંબ પણ ત્યાં જ રહે છે.

કાશીથી અહીં આવ્યા પછી તેઓ પથારીમાં પટકાઈ પડ્યા હતા. કાર્યાધિક્યવશાત્ યથાસમયે મને માંદગીના સમાચાર ન મળ્યા. અંગત કામકાજ અંગે હું પટના આવ્યો ત્યારે તેમની બિમારીની ખબર પડવાથી તેમને મળવા ગયો. આવવાનું તો હતું મારા હાથમાં, પરંતુ જવાનું હતું પારકા હાથમાં! જ્યાં જવાની વાત કરૂં કે શેઠજી આગ્રહની અવધિ કરી દેતા, ગમે તે બહાનું કાઢી જવા જ ન દે.

આવતા વેંત જ તેમની બેઠકના ઓરડામાં ફૂલોના ગુચ્છથી શણગારેલા ટેબલ પર મનુષ્યની ખોપરીને દીઠી. હું ત્યારથી ઊંડા વિચારસાગરમાં ગરકાવ થઈ ગયો. તે ઓરડો ઉત્સવમાં ઇન્દ્રની હજની તમામ સજાવટો ધરાવતો હતો. પછી આ ખોપરી શા માટે? 'સોનાની થાળીમાં લોઢાની મેખ'નું મને સ્મરણ થઈ આવ્યું.

મને જણાયું કે અહીં આવ્યા પછી શેઠજીમાં કોઈ ભયંકર પરિવર્તન થઈ ગયું છે. જાણે તેમની દુનિયા જ ન બદલાઈ ગઈ હોય! નાસ્તિકતાની તો જાણે સાક્ષાત્ મૂર્તિ પૂર્વસ્વભાવ પ્રમાણે આગામીઓ સાથે દલીલો કરતાને બદલે તેમનું મોઢું બંધ કરવાનો આમ

જ તત્પર રહે છે. પહેલાંની લેણી રકમની કોઇની પાસે ઉઘરાણી તો કરતા જ નથી એટલું જ નહિ, તત્સંબંધે કોઇ ધ્યાન ખેંચે તો તેની તેઓ સદંતર ઉપેક્ષા જ કરે છે યાદ કરીને સામે પગલે આપી જાય તો ઠીક છે, નહિ તો હરિઇચ્છા ! વ્યાજ નહિ લેવાનું તો લગભગ સામાન્ય બની ગયું છે દરવાજે આવીને ઊભેલો કોઇપણ ભિક્ષુક નિરાશ થઇને પાછો જતો નથી. બને ત્યાંસુધી જેને જેની જરૂર હોય અને જે માગે તે જ આપવાની ચેષ્ટા કરે છે.

એક તો રોગમુક્ત થવા પછી, લોકો પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ જાગવાથી, શેઠજીના વર્તનથી લોકોને નવાઇ તો લાગી જ હતી અને આ ખોપરીના પ્રકરણથી તેમાં વળી વધારો થયો. એક દિવસ એકાંતનો લાભ લઇને મેં તેમને પૂછ્યું; 'શેઠજી ! જો આપને હરકત ન હોય તો એક વાત પૂછવાની જિજ્ઞાસા છે.' તેમણે તરત જ કહ્યું; 'એમાં શું વાંધો છે ? જે પૂછવું હોય તે ખુશીથી પૂછી શકો છો.'

'આ શું છે ?' પેલી ખોપરી તરફ અંગુલીનિર્દેશ કરીને મેં પૂછ્યું.

મંદમંદ હાસ્ય કરીને ધીરગંભીર સ્વરે તેઓ બોલ્યા; 'મારા પૂજ્ય ગુરુદેવ !'

'ભાઇ ! આડીઅવળી ગોળગોળ વાત કરવાને બદલે સીધેસીધું કહી દો.'

'સ્પષ્ટ રીતે તો આપ નજરે નિહાળી રહ્યા છો કે નરકંકાલ ( ખોપરી ) છે. પરંતુ મારા અનુમાન મુજબ આપ એ જાણવાની ઇચ્છા ધરાવો છો કે, મેં તેને આદર સહિત અહીં કેમ મૂક્યું છે ?'

'હાજી, આપનું અનુમાન સો ટકા સાચું છે. હું તે જ જાણવા ઇચ્છું છું.'

'ઇતિહાસ જરા લાંબો છે. શરૂઆતથી જ સાંભળો. કાશીથી નીકળ્યા પછી હું રોગનો ભોગ થઇ પડયો. ડબલ ન્યૂમોનિયા લાગુ પડયો હતો. ઘણાઘણા નામાંકિત વૈદ્ય-ડૉક્ટરોની પાસે સારવાર કરાવી, પરંતુ છેવટે હિંમત હારી ગયો. જીવનની કોઇ આશા નહોતી.'

'આટલી હદ સુધી વાત પહોંચવા છતાં આપે મને ખબર પણ ન મોકલાવી !' હું વચમાં જ બોલી ઊઠયો.

'ભૂલ થઇ ગઇ. હવે આગળ સાંભળો. મને ચિંતા પેઠી કે શું મારી જીવનલીલા હવે સમાપ્ત થઇ જશે ! સળંગ ચિત્રપટ ( Cinema ) ની માફક, કરેલા પાપોના દશ્યો દષ્ટિ સમક્ષ તરવરવા લાગ્યાં. કરજદારો પાસે લેણી નીકળતી રકમની વસુલાત માટે સરકાર દ્વારા કરાવેલી નિષ્ઠુર જપ્તીઓને પરિણામે ઘરબાર વગરનાં બની ગયેલાં બાળકો, વ્યાજમાંથી ઊંચા નહિ આવતા ગરીબ ખેડૂતો, જૂઠાણાં અને પ્રપંચના પાયા પર રચાએલી મારા વ્યાપારની પાપમયી ઇમારત વિ. વિ. મારી નજર આગળ નગ્નનૃત્ય કરી રહ્યાં હતાં. ચિંતાનો કીડો મનને કોરી રહ્યો હતો—મારૂં શું થશે ? શોધી રહ્યો હતો કે મારૂં કંઇક પુણ્યનું ભાથું પણ હશે. પરંતુ...આ ધર્મશાળાઓ તો જનતાની વાહવાહ મેળવવા માટે જ બનાવડાવી હતી. તેના ફળસ્વરૂપે પુરષ્કારૂપે યશોગાન ગવાયાં, કીર્તિની નાશવંત કમાણી કરી લીધી. પેલી સંસ્કૃત પાઠશાળામાં આપેલું દાન તો દાનેશ્વરી કહેવડાવાની મહત્ત્વાકાંક્ષાને આભારી હતું. તેના બદલા તરીકે લોકો મને 'દાતાર' કહીને સંબોધવા લાગ્યા. જાહેર ફંડોમાં હજારો રૂપિયાની કરેલી સખાવતો તો વર્તમાનપત્રોમાં ફોટા પડાવવા માટે હતી. અને તે રીતે સસ્તી પ્રસિદ્ધિ પણ પ્રાપ્ત કરી.

હતાશ હૈયે આકાશ તરફ મીટ માંડીને હૃદયને પૂછતો:— મેં કયું ધર્મકાર્ય કર્યું છે ? ઉત્તર કંઈ જ નહોતો. પાપોના પર્વતો આંખ આગળ આડા આવવા લાગ્યા. ડરનો માર્યો હું નેત્રો બંધ કરી દેતો હતો. પરંતુ તેઓ દષ્ટિમર્યાદાથી દૂર હટતા જ નહોતા. કેટલીક વાર તો પોકેપોકે રડી ઊઠતો. આખરે થાકીને પ્રભુને પ્રાર્થના કરવા લાગ્યો; 'પ્રભો ! જીવનમાં હું કંઈ જ ન કરી શક્યો. મહામૂલી જીંદગાનીને મામૂલી સમજીને તેને વેડફી દીધી. અત્યારસુધી ડગલે ને પગલે પ્રતિષ્ઠાને પ્યારી ગણી. અંતરમાં અહંતાને આસન આપી આવકાર આપ્યો. દયાળુ ! હું છું તો અધમ અને અપરાધી, પણ દયાને પાત્ર છું. અજ્ઞાનના અંધકારમાં વર્ષો સુધી અથડાયો. હવે કૃપા કરી જ્ઞાનનો દીપક પ્રકટાવો; મારા હૃદયમાં રહેલી મમતાને મારી નાખો; વિષયવાસનાના વિષને અમૃતમાં પલટાવી નાખો. આપ દયાના સાગર છો. હૈયાના આ હુતાશનને પ્રેમજળમાં બૂઝાવી દો. એકવાર—ફક્ત એક જ વાર મને સેવા કરવાની તક આપો. જે કંઈ બની ગયું છે તેને ઉદાર દષ્ટિએ દરગુજર કરો; હવે આપને કદાપિ નાદ ભૂલું. આ ભિક્ષુકને શું આપ આટલી ભિક્ષા નહિ આપો !'

આટલું કહેતાં કહેતાં તો શેઠજી નાના બાળકની જેમ ચોધાર આંસુએ રડી પડયા. થોડીવાર પછી હોશમાં આવીને કહેવા લાગ્યા, ' મારી રોજની પ્રાર્થનાને આખરે સર્વેશ્વરની મંજૂરી મળી ગઇ. તે કૃપાનિધાને મને જીવનદાન આપ્યું. જુઓ, પેલો લટકાવેલો ફોટો ! બિમાર હાલતમાં મારી આ દશા હતી.' એક ચિત્ર હતું તંદુરસ્ત શરીરનું અને બીજું હતું હાડપિંજરના માળખા જેવું. તીક્ષ્ણ દૃષ્ટિએ ધારી ધારીને જોયા પછી તો હું નિર્ણય કરી શકયો કે આ ચિત્ર શેઠજીનું જ છે.

તેઓ બોલ્યા–' આ ચિત્રને મેં એટલા માટે ધ્યાન ખેંચાય એવી જગ્યાએ રાખ્યું છે કે જેથી મને મારી રોગગ્રસ્ત દશાનો પળેપળે ખ્યાલ રહે અને પ્રભુને આપેલ વચનને વફાદાર હું રહી શકું. પરંતુ પ્રભુની માયા ખરેખર ભૂલાવામાં નાખી દે છે. જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ હું ભૂલવા લાગ્યો–તે બિમારીને અને લીધેલી પ્રતિજ્ઞા બંનેને. એક દિવસ ગંગાકિનારે ફરવા માટે ગયો. ત્યાં અચાનક ઠોકર વાગી. આંખ ઊઘાડી જોયું તો એક ખોપરી પડેલી હતી. તુરત જ પૂર્વજન્મના સંસ્કાર જાગ્યા અને સુવિચાર કર્યો કે મારી પણ આ જ દશા થવાની છે. મેં ભાવપૂર્વક તેને પ્રણામ કરીને સાથે લઇ લીધી. ત્યારબાદ શું બન્યું તે તો આપને સુવાદિત છે.'

હું એકાકારવૃત્તિથી શેઠજીનો અદ્‌ભુત એકરાર સાંભળી રહ્યો હતો. વૈખરીનો વિલાસ તો ન કરી શકયો, પરંતુ શેઠજીની વાત સાંભળીને હૈયું ભરાઇ આવ્યું હતું.

(૩)

શેઠજીના હૃદયમાં હવે ધાર્મિક ઉત્સાહના પૂર ઊલટયાં હતાં. દાનની વિપુલતાને લીધે ખોટ પર ખોટ સહન કરવી પડતી હતી; છતાં તેઓ બેફિકર અને પ્રસન્ન હતા. તેમના ઉજ્જ્વળ મુખમંડળ પર ઉદાસીનતાનું નામનિશાન જણાતું નહોતું.

કાશીની તેમની દુકાન ફડચામાં ગઇ હતી. ઘણા દિવસથી તેમનાં દર્શન જ દુર્લભ બની ગયાં હતાં. એક દિવસ તેમનો મોટો દિકરો હાંફળો–ફાંફળો થઇને મારી પાસે આવ્યો અને તેમનું ઠેકાણું પૂછવા લાગ્યો. તેના કહેવાથી મને ખબર પડી કે શેઠજી કોઇને કંઇ પણ કહ્યા સિવાય, ગૃહત્યાગ કરીને એકાએક ચાલ્યા ગયા છે. વધુ ચિન્તા થવાનું કારણ તો એ હતું કે તેઓ તેમની સાથે એક જોડી કપડાં પણ નહોતા લઇ ગયા. કેવળ ખાલી હાથે પ્રયાણ કર્યું હતું.

મેં માની લીધું કે જરૂર તેમને વૈરાગ્ય લાગી ગયો હોવો જોઇએ. મિત્રમંડળ, કુટુંબ–પરિવાર વિગેરેનું પણ એવું જ અનુમાન હતું. હું ચોક્કસ સ્થળનિર્દેશ તો કેવી રીતે કરી શકું ? પરંતુ 'હરદ્વાર બાજુ તપાસ કરશો તો કદાચ મળી આવશે' એવું આશ્વાસન આપ્યું.

પત્તો મેળવવા માટે લાગતા વળગતાઓએ આકાશ-પાતાળ એક કર્યું. પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ દરેક સ્થળોમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘૂમી વળ્યા. જાણીતાં અખ-બારોમાં ભારે ઇનામોની સચિત્ર જાહેરાત કરવામાં આવી, પરંતુ શેઠ કંઇ ભૂલથી ખોવાયેલા નાના બાળક થોડા હતા ! તમામ પ્રયત્નો નિષ્ફળ જવાથી શોધખોળની પ્રવૃત્તિની પૂર્ણાહુતિ થઇ.

વિસ્મરણના ગર્ભમાં વાત સમાઇ ગઇ હતી. કુંભ-મેળાના પ્રસંગે હું વૃંદાવન ગયો હતો. પરિક્રમા કરતાં કરતાં રસ્તામાં અધવચ તરસ લાગવાથી, પરિક્રમાથી-મથુરાનો માર્ગ જ્યાંથી જુદો પડે છે ત્યાંથી–યમુનાજીના કિનારે ચાલી નીકળ્યો. આચમન કરીને જળપાન કર્યું. ત્યાંથી પાછા વળીને વળી પાછાં પરિક્રમાના પંથે પગલાં માંડયાં. સામેની ટેકરી પર એક સ્થૂળકાય જટાધારી સાધુ તરફ નજર ગઇ. મારી બાજુ તેમની પીઠ હતી. હું ઉપર ચઢવા લાગ્યો. કોઇએ અટકાવાને કહ્યું; 'ત્યાં ન જશો. એ તો અઘોરી છે.' પરંતુ હું ક્યાં ડરી જાઉં તેવો હતો ? હું તો કુતૂહલતાની ખાતર જવા ઇચ્છતો હતો. હું સીધો ટેકરી પર સડસડાટ ચઢી ગયો.

પ્રણામ કરતાંની સાથે જ તે સાધુએ હૃદયને કંપાવી નાખે એવું ભયાનક અટ્ટહાસ્ય કર્યું. બાજુએ પડેલી માનવ–ખોપરી પર મારી દૃષ્ટિ પડી. જૂનાં સંસ્મરણો તાજાં થવા લાગ્યાં. તેઓ એકી ટશે મારા સામું જોઇને હસી રહ્યા હતા.

'ઓ...હો ! આપ અહીં આ વેશમાં !' મારાથી સહસા બોલાઇ જવાયું.

'ભાઇ ! વ્રજાંગનાઓની ચરણધૂલિથી પાવન બનેલી વ્રજભૂમિમાં આવીને વસી રહ્યો છું. આશા છે કે કોઇ એક ધન્ય દિવસે, ધન્ય પળે જીવન કૃતાર્થ થઇ જશે.'

'ઘરમાં આપને શું અગવડ હતી ?' મેં પ્રશ્ન કર્યો.

અગવડ નહોતી તો સગવડ પણ શું હતી? મેં અનુભવથી જોયું. કે ઘેર રહીને હું ગમે તેવી સાધના કરીશ, પરંતુ તે સાધનામાં એટલી શક્તિ તો નહિ જ હોય કે જે મને મારા વહાલા વ્રજ-રાજનું મિલન કરાવી શકે. 'વ્રજવાસી બન્યા સિવાય વ્રજરાજ નહિ મળે' એવી પાકી ખાત્રી થવાથી જ અહીં આવ્યો છું. યમુનાનું જળ અને વ્રજની રજ એ બે ચીજો પાપીમાં પાપી જીવને પૂજ્યમાં પૂજ્ય બનાવવાની સંપૂર્ણ શક્તિ ધરાવે છે. વળી વ્રજમાં વાસ કર્યો છે તો ભૂલથી પણ કોઇ દિવસ મર્જીવહારી જરૂર મળશે.'

ભૂતપૂર્વ શેઠજી, તે આજે સાધુના સ્વાંગમાં છે. આંસુનો અસ્ખલિત ધોધ વહી રહ્યો હતો.

'સાધ્યનું સતત સ્મરણ રહ્યા પછી સાધનની (ખોપરીની) હવે શી જરૂર છે?' તેમની ઊંચી ભૂમિકા જોઇને મેં વિનમ્રભાવે જણાવ્યું.

'મેં આપને પહેલાં જ કહ્યું હતું કે તે મારા પૂજ્ય ગુરુદેવ છે, આરાધ્ય ઈશ્વર છે, પરિપૂર્ણ-પરમેશ્વર છે. જો હું આનો ત્યાગ કરું તો મર્કટ જેવું આ મન શું કરી બેસે એની આગાહી કોણ કરી શકે! જ્યારે હું આને જોઉં છું ત્યારે તે મને ઉપદેશ આપે છે કે, 'જો, તારી પણ આ જ દશા થવાની છે.'

હું લાંબા સમય સુધી ત્યાં બેસી રહ્યો. ખૂબ આગ્રહ કરવા છતાં પણ તેઓ મારી સાથે આવવા તૈયાર ન થયા. થાય પણ ક્યાંથી? જેણે એકવાર હરિરસનો સ્વાદ ચાખ્યો હોય તેને સંસારનું કડવું વિષ પીવાની ઈચ્છા કદાપિ ન થાય. થાય તો સમજવું કે કંઇક કચાશ રહી ગઇ હોવી જોઇએ.

(૪)

સાથે ખોપરી રાખવાથી, વૃંદાવનના લોકો તેમને અઘોરી માનતા હતા. તેઓ પણ અજગર-વૃત્તિથી જે કંઇ આવી પડે -ના દ્વારા જીવનનિર્વાહ ચલાવતા હતા. સાધુઓનું ઉચ્છિષ્ટ મેળવવાનું સદ્ભાગ્ય તેમને મળતું હતું.

જ્યાંસુધી હું વૃંદાવનમાં રહ્યો ત્યાંસુધી અવારનવાર તેમના દર્શનાર્થે આવતો હતો. તેઓ એકાંતમાં તે ખોપરી સાથે કંઈ ગુપ્ત વાતચીત કરતા અને પછી રડી પડતાં.

હું મુંબાઈ પાછો આવ્યો અને બીજે વર્ષે ફરીથી વૃંદાવન ગયો. પૂછપરછ કરતાં માહિતી મળી કે અઘોરી બાવાનો દેહોત્સર્ગ થઇ ચૂક્યો છે. લોકમત બોલતો હતો કે તેઓ સિદ્ધ મહાપુરુષ હતા.

તેમના એક અંતેવાસી સેવકે જણાવ્યું હતું કે, તેમને જે કંઇ પૂછવામાં આવતું તેના જવાબરૂપે તેઓ ઇશારો કરીને ખોપરી બતાવતા. તે ખોપરી બતાવવાનો શું હેતુ હશે એ તો ભગવાન જાણે! પરંતુ ભક્તજનો તે ખોપરી પર અક્ષત-પુષ્પ ઇત્યાદિ ચઢાવીને પોતાની મનોવાંછિત વસ્તુ મેળવી શકતા હતા.

હું તે વ્યક્તિની સાથે તેમના સમાધિસ્થાને દર્શનની અભિલાષાથી ગયો. સમાધિપર ભક્તોએ પાકું ચણતર કરાવી દીધું હતું. તેના પર તે જ ખોપરી મૂકવામાં આવી હતી.

હું ચૂપચાપ ત્યાં બેસી ગયો. આંખોના આંસુ સૂકાતાં જ નહોતાં. સાથીદારે ઘણીવાર આગ્રહ કર્યો, પરંતુ ત્યાંથી ઊઠવાનું મન થતું જ નહોતું. છેવટે થાકીને તે મને એકલો મૂકી ચાલ્યો ગયો. હું ત્યાં ક્યાંસુધી બેઠો તેનું સ્મરણ નથી.

મારી મનોદશા બદલાઈ ગઇ હતી. જ્યારેજ્યારે હું આંખ ઉઘાડીને જોતો ત્યારેત્યારે એમ જ લાગતું હતું કે આ ખોપરી મને કંઇક ઉપદેશ આપી રહી છે.

ચાંદની પથરાઇ ગઇ હતી. એક યુવક અવધૂત ક્યાં-કથી આવ્યો અને બાજુમાં ઊભો રહ્યો. તેણે મને પૂછ્યું: 'અહીં કેમ બેઠો છે?'

એકવાર તેણે ખોપરી સામું જોઇને મનમાં કંઇ ગણ-ગણાટ કર્યો પછી તેને હાથમાં ઊંચકીને તેના સામું તાકીને બોલ્યો; 'મને તારી ખાસ જરૂર છે.'

'ભગવાન્ કૃપયા આપ તેને અહીંથી ન લઈ જશો.' મેં આગ્રહપૂર્વક કહ્યું. તેઓ હસી પડયા.

'એ મારા માર્ગને મક્કમ બનાવનાર સાધન બનશે.'

તેઓ ખોપરી લઇને ચાલ્યા ગયા. હું પાછો ફર્યો. લોકોએ. વૃંદાવનમાં બહુ દિવસો સુધી એક પાગલને જોયો હતો. તેના હાથમાં એક ખોપરી હતી. તે પ્રત્યેક સાધુને, જિજ્ઞાસુને, મુમુક્ષુને, ભાવિકને તે ખોપરી બતાવી માત્ર એટલું જ બોલતો-'આના દ્વારા સાધન શીખો. ક્યારેક તે ખડખડાટ હસી પડતો-'સાધન?...ઓહો!... 'મરણનું સ્મરણ' હાથ વડે તે ખોપરીને ઉછાળતો ઉછાળતો ને [illegible]

[ ૨ ]

# દુર્વાસા અથવા દુર્વાસનાનું સ્વરૂપ

( ગતાંક પૃષ્ઠ ૫૯૭ થી ચાલુ )

હવે શુકદેવજી પરીક્ષિત રાજાને માન્ધાતાનો વંશ કહે છે. તે વંશમાં હરિશ્ચન્દ્ર રાજા થયા છે. હરિશ્ચન્દ્રને પુત્રની ઇચ્છા હતી તેથી નારદજીની સલાહથી વરુણની શરણમાં ગયા. તેમણે વરુણને કહ્યું કે જો મને એક વીર પુત્ર આપો તો હું તેનાથી આપનું પૂજન કરીશ. વરુણે કૃપા કરી અને હરિશ્ચન્દ્રને રોહિત નામનો પુત્ર થયો. પછી વરુણે હરિશ્ચન્દ્રને કહ્યું કે હવે તેનાથી મારું યજન કરો. હરિશ્ચન્દ્રે કહ્યું કે એ દશ દિવસનો થશે ત્યારે કરીશ. દશ દિવસનો થયા પછી વરુણે કહ્યું કે "હવે યજ્ઞ કરો." રાજાએ કહ્યું; "તેને દાંત નીકળશે ત્યારે કરીશ.' દાંત નીકળ્યા પછી વરુણે કહ્યું; 'યજન કરો.' હરિશ્ચન્દ્રે કહ્યું કે તેના દાંત પડી જશે ત્યારે કરીશ. દાંત પડી ગયા પછી વરુણે કહ્યું; "હવે મારું યજન કરો" રાજાએ કહ્યું "હવે તેને ફરી દાંત નીકળશે ત્યારે કરીશ." ફરીથી દાંત નીકળ્યા ત્યારે વરુણે યજન માટે કહ્યું એટલે રાજાએ કહ્યું કે જ્યારે તે રાજપુરુષરૂપ કવચ ધારણ કરવા યોગ્ય થશે ત્યારે તે પવિત્ર મનાય છે. આવી રીતે હરિશ્ચન્દ્રે વખત કાઢવા માંડ્યો. રોહિતને આ વાતની ખબર પડી એટલે તે પોતાનો પ્રાણ બચાવવા માટે વનમાં ચાલ્યો ગયો અને હરિશ્ચન્દ્ર પણ અંતે આત્મજ્ઞાન પામી સ્વરૂપમાં સ્થિત થયા. (૯—૭—૨૭).

આ નાના આખ્યાનમાં પણ પુત્રની ઇચ્છાથી શરૂઆત થઈ છે. કેટલાકને પુત્ર વગર સુખ થતું નથી. કેટલાકને પુત્ર હોય છતાં આજ્ઞાકારી ન હોય તો પણ સુખ થતું નથી. એ પણ એકજાતની વાસના છે.

અથવા વરુણ એ રસના દેવ છે. જેની સત્તાથી રસ મળે છે તેને તે અર્પણ ન થાય તો અહંકાર વધી જાય છે.

હવે શુકદેવજી રોહિતનો વંશ કહે છે. એમાં એક સગર રાજા થયેલ છે. તેને ૬૦૦૦૦ પુત્રો હતા. સગર રાજાએ અશ્વમેધ યજ્ઞથી શ્રીહરિનું યજન કર્યું હતું. તેણે યજ્ઞ વખતે જે ઘોડો છોડ્યો હતો તેનું હરણ ઇન્દ્રે કર્યું હતું. પછી પિતાની આજ્ઞા લઈ, સગર રાજાના પુત્રોએ એ ઘોડાની શોધ માટે પૃથ્વીને ઘણી દિશામાં ખોદી હતી. તે વખતે તેમણે પૂર્વોત્તર દિશામાં કપિલ મુનિની પાસે ઘોડાને જોયો. તે જોઈ એ ૬૦ હજાર પુત્રો ગુસ્સે થયા અને મુનિને મારવા દોડ્યા. મુનિએ આંખ ઉઘાડી. તે વખતે ઇન્દ્રની માયાથી મોહિત થયેલા તે બધા રાજકુમાર મહાત્મા કપિલજીના અપરાધથી તેમની દૃષ્ટિ પડતાં જ ક્ષણમાત્રમાં અગ્નિથી બળીને ભસ્મ થયા.

આ આખ્યાનનો અધ્યાત્મદૃષ્ટિથી વિચાર કરીએ તો અશ્વના બે અર્થ થાય છે. અશ્વ એટલે ઘોડો અને અશ્વ એટલે પ્રાણ. અશ્વમેધ એટલે પ્રાણાયામ અથવા પ્રાણની વાસના છૂટી કરવી અને તે વાસનાને કોઈ રજોગુણરૂપી રાજા અથવા બીજા કોઈ બાંધે તો તેની સાથે યુદ્ધ કરીને તેને છોડાવવી જોઈએ. જો વાસના કોઈ જગ્યાએ બંધાઈ જાય તો જીવનરૂપી યજ્ઞ પૂરો થાય નહિ. માણસના જીવનમાં પણ જો તેની વાસના કોઈ વિષયમાં બંધાઈ જાય છે તો તેનું જીવન અપૂર્ણ રહી જાય છે. સગરના પુત્રોએ ઘોડાને કપિલજી પાસે જોયો—એટલે પ્રાણરૂપી પ્રકૃતિ પુરુષની પાસે રહે છે. પણ સગરના પુત્રો મુનિનું સ્વરૂપ ઓળખી શક્યા નહિ. તે પુરુષ અસંગ છે છતાં તેને સંગવાળો માનીએ તો જીવ અચેતન થઈ જાય છે. એવા જીવોનો ઉદ્ધાર કરવો હોય તો જ્ઞાનરૂપી ગંગા ઉતારવી જોઈએ.

હઠયોગમાં ભૂલ થાય તો શરીર બગાડે છે. ભક્તિમાર્ગમાં ભૂલ થાય તો માણસ વિષયોમાં આસક્ત થાય છે અને જ્ઞાનમાર્ગમાં ભૂલ થાય તો માણસ નાસ્તિક થઈ જાય છે. મંત્રમાં શંકા હોય તો મંત્રનું ફળ મળતું

નથી. ચાલુ પ્રસંગમાં સગરના પુત્રોએ કપિલ મુનિનો અપરાધ કર્યો હતો એટલે જ્ઞાનનો અપરાધ કર્યો હતો તેથી હવે તેમને જ્ઞાન થાય ત્યારે તેમનો ઉદ્ધાર થાય.

સગરની બીજી રાણી કેશિનીનો પુત્ર અસમંજસ હતો. તેનો પુત્ર અંશુમાન થયો. અસમંજસ પૂર્વજન્મમાં યોગી હતો પણ સંગને લીધે યોગભ્રષ્ટ થયો હતો. તેને પોતાના પૂર્વજન્મનું જ્ઞાન હતું તેથી તે કોઈનો સંગ કરતો નહિ. અને વિપરીત આચરણથી રહેતો હતો. હવે અંશુમાન ઘોડાને શોધતો કપિલ મુનિ પાસે પહોંચ્યો. ત્યાં તેણે પોતાના ૬૦ હજાર કાકાને ભસ્મીભૂત થયેલા જોયા. ત્યાં અંશુમાને કપિલજીની સ્તુતિ કરતાં કહ્યું કે જે પ્રાણીઓ આપની માયાથી મોહિત છે તે ત્રણે ગુણોને વશ થઈ રહેલા છે, તેઓ બહિર્મુખ હોવાથી આપ કે જે અંતઃકરણમાં રહેલ છો તેમને દેખાતા નથી, એવા જ્ઞાનઘન આપની હું શી રીતે ભાવના કરી શકું ? જેઓએ ગુણમય ભેદ દૂર કરેલ છે તે સનન્દન વગેરે મુનિઓ જ આપને ઓળખી શકે છે. પણ જેઓ કામ, લોભ, ઈર્ષ્યા અને મોહ વગેરેથી ભ્રાન્ત ચિત્તવાળા હોય છે તેઓ આ સંસારને પરમાર્થ એટલે સત્ય સમજી ઘર વગેરેમાં ભટકતા રહે છે. આજ આપના દર્શનથી મારો મોહ નષ્ટ થયો છે."

કપિલ ભગવાને પ્રસન્ન થઈ અંશુમાનને કહ્યું કે "હે પુત્ર! આ ઘોડો તમારા પિતામહનો યજ્ઞપશુ છે. તમે તેને લઈ જાઓ. આ તમારા ૬૦ હજાર પિતૃઓને જો ગંગાજળનો સ્પર્શ થશે તો તેમનો ઉદ્ધાર થશે. પછી કપિલજીની પ્રદક્ષિણા કરીને અંશુમાન ઘોડાને લઈને પાછા આવ્યા અને તેનાથી યજ્ઞ પૂરો કર્યો.

ઘોડાનો યજ્ઞમાં હોમ કરવામાં આવે છે ત્યારે અશ્વમેધ યજ્ઞ પૂરો થાય છે. એટલે પ્રાણીની દુર્વાસના જીવનમાં હોમવી જોઈએ. એટલું કર્યા પછી અંશુમાને જ્ઞાનરૂપી ગંગાજી લાવવા માટે ઘણો પ્રયત્ન કર્યો પણ તે કાર્ય પૂરું થયા પહેલાં તેનું આયુષ્ય પૂરું થયું. તેનો પુત્ર દિલીપ થયો. તે પણ ગંગાજીને લાવી શક્યો નહિ. તેનો પુત્ર ભગીરથ થયો. તેણે ઘોર તપ કર્યું અને તેથી ગંગાજીએ પ્રસન્ન થઈ તેને દર્શન આપ્યાં. આજકાલ માણસો જ્ઞાનનું સાધન કરવા લાગે છે અને તરત ફળ મળે નહિ તેથી કંટાળી જાય છે પણ એમાં ભગીરથ પ્રયત્નની જરૂર છે. એટલે ભગીરથના જેવા પ્રયત્નની જરૂર છે. ગંગાજીએ ભગીરથને કહ્યું કે જે વખતે હું સ્વર્ગથી પૃથ્વી ઉપર ઊતરું તે વખતે મારા વેગને ધારણ કરનાર કોઈ જોઈએ, નહિતર પૃથ્વી ફોડીને રસાતળમાં ચાલી જઈશ. વળી હું પૃથ્વી ઉપર રહું તો લોકો પોતાનાં પાપ મારા જળમાં ધોશે તેથી મારે તે પાપ ક્યાં નાખવાં?"

રાજા ભગીરથે કહ્યું; 'ત્રણ એષણાનો ત્યાગ કરવાવાળા (એટલે પુત્રૈષણા, વિત્તૈષણા અને લોકૈષણાનો ત્યાગ કરવાવાળા) શાન્ત, બ્રહ્મનિષ્ઠ, અને લોકોને પવિત્ર કરવાવાળા સાધુજન પોતાના અંગથી તમારા પાપને દૂર કરી દેશે. કારણ કે તેઓમાં પાપને નાશ કરનાર શ્રીહરિ રહે છે. વળી જેમાં આ બધું જગત ઓતપ્રોત રહેલ છે તે સંપૂર્ણ દેહધારીઓના આત્મા ભગવાન રુદ્ર તમારા વેગને ધારણ કરશે.

પછી રાજા ભગીરથે તપ કરીને ભગવાન શિવને પ્રસન્ન કર્યા. શ્રી શંકરે ગંગાજીને ધારણ કરવાનું માથે લીધું, અને ગંગાજીનું અવતરણ થયું ત્યારે સમાહિત ચિત્તથી ગંગાજીને ધારણ કર્યાં. અહિં જ્ઞાનરૂપી ગંગાને ધારણ કરવી હોય તો સમાહિત ચિત્ત કરવું જોઈએ એવી સૂચના કરેલી છે. (૯-૯-૯.) આત્મજ્ઞાનને ધારણ કરવું એ બહુ અઘરું કામ છે. તેમાં શંકરના જેવો વૈરાગ્ય જોઈએ, એવું જ્ઞાન ભગીરથ રાજા પોતાના પિતૃગણ કે જે ભસ્મીભૂત થયા હતા ત્યાં લઈ ગયા. તેનાથી સગરપુત્રો સજીવન થયા. આજે ગંગાજીમાં નાહીને પવિત્ર થવા માટે કેટલાક માણસો ગંગાકાંઠે હરિદ્વાર, કાશી વગેરે સ્થળે જાય છે. તેમને પણ તેમની ભાવના પ્રમાણે ફળ મળે છે. ગંગામાં નહાવાથી પ્રાણની શુદ્ધિ થવી જોઈએ, અનેક દુર્વાસનાઓ મટવી જોઈએ.

હવે શુકદેવજીએ પરીક્ષિત રાજાને ઇક્ષ્વાકુનો અને નિમિરાજાનો વંશ કહેવા માંડ્યો. જ્યારે નાસના વધે છે ત્યાં વંશ પણ વધે છે અને તેથી નવમા સ્કંધમાં મોટી વંશાવળી આવે છે. તેમાં મિથિલ વંશમાં ઉત્પન્ન થયેલ રાજાઓ આત્મવિદ્યામાં કુશળ હતા અને યાજ્ઞવલ્ક્ય વગેરે યોગેશ્વરોની કૃપાથી ગૃહસ્થાશ્રમમાં રહેતા છતાં બધા પ્રકારના દ્વંદ્વથી રહિત હતા.

પછી ચંદ્રવંશનું વર્ણન આવે છે, તેમાં પણ તારાનું ખોટું ગર્ભધારણ, પુરુ, પુરરવા અને ઉર્વશીની વાસના, જમદગ્નિની સ્ત્રી રેણુકાનું માનસિક બ્રહ્મચર્યભંગ, વગેરેની કથા આવે છે. રેણુકાનો અપરાધ જોઈ જમદગ્નિએ તેના પુત્ર પરશુરામને તેની માને મારવાની આજ્ઞા કરી. પરશુરામે તેમ કર્યું. તેના પિતા પ્રસન્ન થયા અને વર માગવાનું કહ્યું ત્યારે પરશુરામે કહ્યું કે મારી મા જીવતી થાય. પરશુરામે ૨૧ વાર રજોગુણ-તમોગુણવાળી વૃત્તિવાળા દુષ્ટ ક્ષત્રિયોને મારી નાખ્યા હતા. (૯-૧૫-૧૫) રજોગુણ અને તમોગુણની વૃત્તિઓને મારવાનું કામ તો બધા બ્રહ્મજિજ્ઞાસુઓને કરવું પડે છે.

નહુષના વંશમાં એક યયાતિ રાજા થયા હતા. જેનામાં આત્મસાક્ષાત્કારની હોંશ હોતી નથી તેની વૃત્તિ જ્યાંત્યાં રખડે છે તેને ય-યાતિ કહે છે. યયાતિએ દેવયાની સાથે વિવાહ કર્યો હતો અને તેની દાસી શર્મિષ્ઠા સાથે પણ સંબંધ રાખ્યો હતો તેથી શુક્રાચાર્યે યયાતિને એવો શાપ આપ્યો કે " હે સ્ત્રીકામી મંદમતિ અસત્પુરુષ! તને મનુષ્યને કુરૂપ બનાવનાર વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થાય." યયાતિએ કહ્યું કે " હું તમારી પુત્રીની સાથે વિષયભોગથી હજુ તૃપ્ત થયો નથી તેથી આ શાપથી તમે તમારી પુત્રીનું અનિષ્ટ કરો છો." શુક્રાચાર્યે કહ્યું કે " ઠીક, જે માણસ પ્રસન્નતાથી તમને જુવાની આપે તેને વૃદ્ધાવસ્થા આપીને તમે જુવાન બનો." પછી યયાતિએ પોતાના મોટા પુત્ર યદુને કહ્યું કે " તું મારી વૃદ્ધાવસ્થા લે અને મને જુવાની આપ, કારણ કે હું વિષયોથી તૃપ્ત થયો નથી. તેથી આયુષ્ય મેળવીને હું થોડાં વર્ષ રમણ કરીશ."

(૯-૧૮-૩૯)

યદુએ કહ્યું-મને વૃદ્ધાવસ્થા જોઈતી નથી. કારણ કે જ્યાંસુધી કોઈ માણસને વિષયસુખનો અનુભવ થતો નથી ત્યાંસુધી તેનાથી તે વિરક્ત થતો નથી. પછી સૌથી નાના પુત્ર પુરુએ પિતાની વૃદ્ધાવસ્થા લીધી. યયાતિના આ પ્રસંગમાં પણ શુકદેવજીએ દુર્વાસનાનું સ્વરૂપ સ્પષ્ટ રીતે બતાવેલ છે.

યયાતિ રાજાને ફરીથી જુવાની પ્રાપ્ત થવાથી તે યથાયોગ્ય વિષયોનું સેવન કરવા લાગ્યો. તેની સ્ત્રી દેવયાની પણ પતિને પ્રસન્ન કરવા લાગી. તેની સાથે યયાતિ છતાં મન અને પાંચ ઇન્દ્રિયોથી એક હજાર વર્ષ સુધી સુખ દેવાવાળા ભોગો ભોગવતાં છતાં પણ તે ચક્રવર્તી રાજાને તૃપ્તિ થઈ નહિ. એક દિવસે યયાતિ રાજાને પોતાના આત્માના પતનનું ભાન આવ્યું અને વિષયોથી વિરક્ત થઈ તેની સ્ત્રીને કહ્યું કે તારી માયાથી મોહિત થઈ જવાથી હું મને પોતાને ભૂલી ગયો છું, વળી

यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः।
न दुह्यन्ति मनःप्रीतिं पुंसः कामहतस्य ते॥

૯-૧૯-૧૩

અર્થઃ-લોકમાં જેટલાં ધાન્ય છે; જવ, સુવર્ણ, પશુ અને સ્ત્રીઓ છે, એ બધાં મળીને પણ વિષયી માણસના મનને સંતુષ્ટ કરી શકતાં નથી.

न जातु कामः कामानामुपभोगेन शाम्यति।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते॥

૯-૧૯-૧૪

અર્થઃ-વિષયોના ભોગથી વાસના કદાપિ શાંત થઈ શકતી નથી, પણ ઘીમાં બોળેલાં લાકડાં અગ્નિમાં નાખવાથી જેમ અગ્નિ વધે છે તેમ વિષયભોગથી વાસના વધે છે.

જે વખતે માણસ સંપૂર્ણ પ્રાણીઓમાં રાગદ્વેષ કરતો નથી અને સમદર્શી થાય છે તે વખતે તેને માટે બધી દિશાઓ સુખમય થઈ જાય છે. કુબુદ્ધિવાળા માટે જે વાસના છોડવી મુશ્કેલ છે અને શરીર વૃદ્ધ થતાં છતાં જે વાસના વૃદ્ધ થતી નથી એવી દુર્વાસનાને સુખની ઇચ્છાવાળા પુરુષે તરત છોડી દેવી જોઈએ. પુરુષે પોતાની માતા, બહેન અને પુત્રીની સાથે પણ એકાન્તમાં બેસવું ન જોઈએ, કારણ કે ઇન્દ્રિયો બહુ પ્રબળ હોય છે અને વિચારવાન પુરુષને પણ ચલાયમાન કરી દે છે. જુઓ! મને વિષયોનું સેવન કરતાંકરતાં એક હજાર વર્ષ વીતી ગયાં તો પણ મારી લાલસા તેમાં વધતી જ રહી છે. તેથી હવે હું આ વિષયોની આશાને છોડી મારું ચિત્ત પરબ્રહ્મમાં લગાડીને નિર્દ્વન્દ્વ અને અહંકારશૂન્ય થઈ વનમાં વિચરીશ. જે પુરુષ જોયેલા અને સાંભળેલા પદાર્થોને અસત્ સમજી, અને તેની આસક્તિથી જન્મ-મરણરૂપ સંસારની પ્રાપ્તિ અને આત્મનાશ થાય છે એમ જાણી તેમનું ચિંતન કરતો નથી અને ભોગ ભોગવતો નથી તે

આ પ્રમાણે યયાતિ રાજાએ તેમની પત્ની દેવયાનીને બોધ આપી પૂરુની જુવાની પૂરુને આપીને પોતાની વૃદ્ધાવસ્થા પાછી લઈ લીધી. પછી તે પૂરુને રાજ્ય સોંપીને વનમાં ચાલ્યો ગયો. ત્યાં તેણે પરબ્રહ્મનું તાદાત્મ્ય રૂપથી ધ્યાન કર્યું અને અંતે તેને બ્રહ્મપ્રાપ્તિ થઈ. દેવયાનીને પણ વૈરાગ્ય આવ્યો અને તેણે કૃષ્ણચંદ્રમાં ચિત્ત એકાગ્ર કરી પોતાનો સૂક્ષ્મ દેહ છોડી દીધો. (૯-૧૯-૨૮)

પરણેલી જીંદગીમાં દેહનું અભિમાન બહુ વધી જાય છે અને તે આત્મજ્ઞાનમાં મોટામાં મોટું વિઘ્ન છે તેથી સાવચેત રહેવાનું છે. પરણેલી જીંદગીમાં પતિ-પત્ની બન્ને સંયમથી રહે અને માત્ર એક-બે સારી પ્રજા ઉત્પન્ન કરવા જેટલો જ સંબંધ રહે તો ગૃહસ્થ માણસ પણ પોતાનું અને બીજાનું સારું કલ્યાણ કરી શકે. જેમનું હૃદય બહુ કોમળ હોય છે અને સંસ્કારોથી દૂષિત થાય છે તેમને પરણવાથી અથવા લોકસેવાથી લાભ થતો નથી. જે માણસના ચિત્તમાં સંગજન્ય દોષનો સંચાર ન થાય તે પરણે અથવા લોકસેવામાં પડે તો ખોટું નથી. એવું બહુ થોડા માણસો કરી શકે છે. માણસનું જીવન એ એક પ્રકારનું યુદ્ધ છે તેથી પરણેલા પસ્તાય છે અને વગર પરણેલા પણ પસ્તાય છે. દુર્વાસારૂપી દુર્વાસનાની ભૂખ શાંત કરવી એ બહુ મુશ્કેલ કામ છે.

હવે શુકદેવજી પરીક્ષિત રાજાને પૂરુનો વંશ સંભળાવે છે. તે વંશમાં દુષ્યંત રાજા થયા હતા. તેનું મન પણ શકુંતલાને જોઈને તેમાં આસક્ત થયું હતું. તેનાથી તેને ભરત નામનો પુત્ર થયો હતો. પછી ભરદ્વાજની ઉત્પત્તિનો વિચિત્ર પ્રસંગ કહે છે. એકવાર બૃહસ્પતિ પોતાના ભાઈ ઉતથ્યની ગર્ભવતી સ્ત્રી સાથે મૈથુન કરવાને તૈયાર થયા. તે વખતે ગર્ભમાં રહેલ બાળક દીર્ઘતમાએ રોક્યા અને કહ્યું કે, 'હું ગર્ભમાં પડ્યો છું અને તું બીજું બી અહીં શા માટે નાખે છે!' એ સાંભળી બૃહસ્પતિએ તેને શાપ આપી વીર્ય છોડ્યું તે પુત્ર બે વીર્યથી બન્યો તેથી તેનું નામ ભરદ્વાજ પડ્યું. અહીં સુધી કામરૂપી દુર્વાસનાનું સ્વરૂપ વર્ણવેલ છે. હવે પ્રાણમાં રહેલી બીજી મોટી વાસના એટલે ભૂખ જેણે જીતી તે રન્તિદેવ રાજાનું વર્ણન આવે છે.

આ વંશમાં એક રન્તિદેવ નામનો રાજા થયો હતો. તે ઉદ્યોગ કર્યા વગર પ્રારબ્ધ યોગે જે મળી આવે તેનાથી પોતાનું જીવન ચલાવતો હતો. પોતાની પાસે જે પદાર્થ હોય તેનું દાન કરતો હતો. તેથી તેનું કુટુંબ દુઃખી રહેતું હતું. એકવાર રન્તિદેવને પાણી વગર ૪૮ દિવસના ઉપવાસ થયા હતા. ૪૯ મે દિવસે તેને કોઈ જગ્યાએથી ઘી, ખીર, લાપસી અને જળ મળી ગયું. તે લઈને કુટુંબની સાથે ભોજન કરવા બેઠો. એટલામાં ત્યાં અતિથિ બ્રાહ્મણ આવ્યો. રન્તિદેવ બધા પ્રાણીમાં શ્રી હરિને દેખતા હતા તેથી પોતાના અન્નમાંથી થોડો ભાગ તે અતિથિને આપ્યો. તે બ્રાહ્મણ તે ખાઈને ત્યાંથી ચાલ્યો ગયો. પછી બાકીનું અન્ન કુટુંબમાં વહેંચીને તે ખાવા બેઠો એટલામાં બીજો શૂદ્ર અતિથિ આવી ચડ્યો. તે વખતે શ્રીહરિનું સ્મરણ કરી રન્તિદેવે તે અન્નમાંથી થોડોક ભાગ તે શૂદ્રને આપ્યો. શૂદ્ર ગયા પછી કુતરાથી વીંટાએલો એક નવો અતિથિ આવ્યો. તેણે રન્તિદેવ રાજાને કહ્યું કે "હું બહુ જ ભૂખ્યો છું, મારા કૂતરા સહિત મને અન્ન આપો." તે વખતે રાજા રન્તિદેવે બહુ આદર અને માન રાખી બાકી રહેલું અન્ન તેને આપી દીધું. અને તે કૂતરાને અને તેમના સ્વામીને નમસ્કાર કર્યા. છેવટે માત્ર જળ જ બાકી રહ્યું. તે પોતાના કુટુંબમાં વહેંચીને પીવાની તૈયારી કરી એટલામાં એક ચાંડાળ આવ્યો અને બોલ્યો કે "આ જળ મને નીચને આપી દો." તેની કરુણાયુક્ત વાણી સાંભળી રાજાએ કરુણાવશ થઈ અતિ સન્તપ્ત થઈ નીચે પ્રમાણે અમૃત જેવાં વચન કહ્યાઃ—

न कामयेऽहं गतिमीश्वरात्परा-

मष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।

आर्तिं प्रपद्येऽखिलदेहभाजा-

मन्तःस्थितो येन भवन्त्यदुःखाः ॥

૯-૨૧-૧૨

અર્થઃ—હું ભગવાન પાસેથી કોઈ અષ્ટ સિદ્ધિ માગતો નથી અને મને મોક્ષની પણ ઇચ્છા નથી. હું તો સંપૂર્ણ દેહધારીઓના અંતઃકરણમાં રહી તેમનું દુઃખ સહન કરવા માગું છું, કે જેથી તે દુઃખ વગરના થાય.

क्षुत्तृट्श्रमो गात्रपरिश्रमश्च

दैन्यं क्लमः शोकविषादमोहाः ।

सर्वे निवृत्ताः कृपणस्य जन्तो-

र्जिजीविषोर्जीवजलार्पणान्मे ॥

૯-૨૧-૧૩

અર્થ:-આ જીવવાની ઇચ્છાવાળા દીન પ્રાણીઓને જીવનરૂપ જળ આપી દેવાથી મારી ભૂખ, તરસ, મારો થાક, શરીરની શિથિલતા, દીનતા, ગ્લાનિ, શોક, વિષાદ, અને મોહ એ બધા નિવૃત્ત થઇ ગયા છે.

એમ કહી પોતે તરસ્યો હોવા છતાં સ્વભાવથી કરુણામય તથા ધૈર્યવાન રાજા રન્તિદેવે તે જળ ચાંડાળને આપી દીધું.

અહીં ભગવાને ધીરજની પરીક્ષા કરવા માટે માયાથી બ્રાહ્મણ અને શુદ્ર વગેરેનું રૂપ લીધું હતું. તેથી હવે ત્યાં બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ પ્રગટ થયા અને તેને દર્શન આપ્યાં. પણ રન્તિદેવે માત્ર તેમની પાસે ભક્તિ માગી, બીજું કાંઇ માગ્યું નહિ. આ પ્રમાણે ઇશ્વર સિવાય બીજા કોઇ ફ્ળની ઇચ્છા ન રાખવાથી અને ચિત્ત અનન્યભાવથી ભગવાનમાં લાગવાથી રન્તિદેવની દૃષ્ટિમાં ત્રણ ગુણવાળી માયા સ્વપ્નની માફક લીન થઇ ગઇ, એટલે તે જીવન્મુક્ત થઇ ગયો. રન્તિદેવનું કુટુંબ પણ તેના સંગના પ્રભાવથી નારાયણપરાયણ થઇ ગયું (૯-૨૧-૧૮).

પરીક્ષિત રાજાને ૭ દિવસ સુધી સતત કથા સાંભળવાની ઇચ્છા છે. અને તેમ કરવું હોય તો ભૂખ-તરસ પણ જીતવાં જોઇએ. તે પણ જીતી શકાય છે એમ રન્તિદેવના આખ્યાનથી સમજી શકાય છે. નાશિકના કુંભમેળામાં એક સાધ્વી સ્ત્રી ખોરાક પણ લેતી નહોતી અને તેને ઝાડો-પેશાબ પણ થતો નહોતો. પણ તે બીજાને જમાડતી હતી. તેમાં એવી ભાવના હશે કે બીજા જમે છે તેમાં હું જમું છું.

એક રાજાનો કુંવર બહુ માંદો પડયો અને કાંઇ ખાઇ શકતો નહોતો. તે રાજાએ પાંચ હજાર રૂપીઆ ખર્ચીને ગરીબોને સારી રીતે જમાડયા. તેની અસરથી કુંવર સાજો થઇ ગયો અને ખાવા લાગ્યો. જેઓ એમ માને છે કે બધામાં ચેતન એક છે તેઓના આવા પ્રયોગો સફળ થાય છે.

હવે શુકદેવજી પાંચાલ, કૌરવ અને મગધવંશના રાજાઓનું વર્ણન આપે છે. પૃષતનો પુત્ર દ્રુપદ થયો અને તેને એક પુત્રી દ્રૌપદી અને એક ધૃષ્ટદ્યુમ્ન નામનો પુત્ર થયો. હવે મહાભારતના પાત્રોની ઉત્પત્તિની વાત આવે છે. એ પાત્રોમાં ઘણા તો અયોનિજ હતા, એટલે માણસની ઉત્પત્તિના ક્રમ પ્રમાણે ઉત્પન્ન થયા ન હોતા. દ્રૌપદી વેદીમાંથી ઉત્પન્ન થઇ હતી અને ધૃષ્ટદ્યુમ્ન કુંડમાંથી ઉત્પન્ન થયો હતો. બૃહદ્રથની સ્ત્રી ગર્ભિણીના ગર્ભમાંથી બે કટકા બહાર નીકળ્યા હતા. તેને જરા નામની રાક્ષસીએ જોડી દીધા તેથી તેનું નામ જરાસન્ધ પડયું. સત્યવતી અને પરાશરના સંબંધથી વ્યાસ ઉત્પન્ન થયા. વ્યાસે પોતાના ભાઇ વિચિત્રવીર્યની પત્નીઓ સાથે સંબંધ કરીને ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુરને ઉત્પન્ન કર્યા. એ ત્રણેને તમોગુણ, રજોગુણ અને સત્ત્વગુણમાં ઘટાવી શકાય છે. દ્રૌપદી વેદીમાંથી ઉત્પન્ન થયેલ હોવાથી તેને બુદ્ધિરૂપ માની શકાય છે.

ધૃતરાષ્ટ્રને ગાંધારીથી સો પુત્ર થયા. તેમાં મોટો દુર્યોધન હતો. બધા પુત્રોનાં નામ 'દુ' થી શરૂ થાય છે તે દુર્વાસનાનું સ્વરૂપ છે. તેમને એક બ્હેન હતી તેનું નામ દુઃશલા હતું. પાંડુ રજોગુણી હોવાથી તેને શાપ લાગ્યો હતો તેથી તે મૈથુન માટે કામનો નહોતો. તેથી તેની પત્ની કુન્તીએ ધર્મ, વાયુ, અને ઇન્દ્ર દ્વારા યુધિષ્ઠિર, ભીમ અને અર્જુનને જન્મ આપ્યા. પાંડુની બીજી સ્ત્રી માદ્રીએ અશ્વનીકુમારો સાથે સંબંધ બાંધી નકુલ અને સહદેવને ઉત્પન્ન કર્યા. આમાં કોઇની ઉત્પત્તિ સામાન્ય માણસની ઉત્પત્તિની માફક થઇ નથી.

હવે શુકદેવજી પરીક્ષિતને કહે છે કે અર્જુનની સુભદ્રા નામની પત્નીથી તમારા પિતા અભિમન્યુ થયા અને અભિમન્યુ અને ઉત્તરાના સંબંધથી તમે ઉત્પન્ન થયા. તમે જ્યારે ગર્ભમાં અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રથી બળતા હતા ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે તમને સુદર્શન ચક્રથી બચાવ્યા હતા. સુભદ્રા અર્જુનને સંન્યાસી થયા પછી મળી છે. તેની વિગત દશમા સ્કંધના ૮૬ મા અધ્યાયમાં અધ્યાત્મભાવે કહેવામાં આવશે. હવે પરીક્ષિત રાજા પછી તેના વંશમાં જનમેજય અને તેના ભવિષ્યમાં થવાના વંશનું વર્ણન પણ શુકદેવજી આપે છે.

કુન્તાજીને કન્યા-અવસ્થામાં એક બાળક થયો હતો. તેનું નામ કર્ણ હતું. હવે યયાતિના પુત્ર યદુનો વંશ સંભળાવે છે. આ વંશમાં શ્રીભગવાને મનુષ્યરૂપે અવતાર લીધો હતો. યદુનો પુત્ર ક્રોષ્ટુ અને અને તેનો વૃજિનવાન થયો. તેનો ચિત્રરથ અને તેનો શશબિન્દુ થયો. શશબિન્દુને દશ હજાર રાણી હતી અને તે દરેક રાણીને એક લાખ પુત્ર થયા હતા. (૯-૨૩-૩૩)

આહી શશબિન્દુ એટલે મનરૂપી સસલું સમજીએ અને પુત્રો એ મનની વૃત્તિઓ સમજીએ તો બુદ્ધિમાં સમજાય તેવું છે. નહિતર આટલી સંખ્યાવાળું કુટુંબ મળવું મુશ્કેલ પડે. ચિત્રરથનો પુત્ર વિદૂરથ થયો તેનો શૂર, તેનો ભજમાન, તેનો શિનિ, શિનિનો સ્વયંભોજ અને તેનો હદીક થયો. દેવમીઢના પુત્ર શૂરની પત્ની મારિષા હતી, તનાથી તેને વસુદેવ વગેરે દશ પુત્ર થયા. આંહી મારિષાનો અર્થ જેણે ઇચ્છા મારી છે એવો થઈ શકે છે. તે શુદ્ધ સત્ત્વગુણનું સ્વરૂપ છે. વસુદેવનું પણ એ જ સ્વરૂપ છે. તેના જન્મથી દેવોનાં નગારાં પોતાની મેળે જ વાગવાં લાગ્યાં હતાં. વસુદેવને ૬ સ્ત્રીઓ હતી તેમાં બેનાં નામ રોહિણી અને દેવકી હતાં. તેમાં રોહિણીના ગર્ભથી બલરામ વગેરે થયા અને દેવકીજીને ૮ પુત્ર થયા તેમાં આઠમા પુત્ર સાક્ષાત્ શ્રીહરિ હતા. સુભદ્રા પણ દેવકીજીની કન્યા હતી.

હવે શુકદેવજી કહે છે કે "જ્યારેજ્યારે સંસારમાં ધર્મનો નાશ થાય છે અને પાપનો અભ્યુદય થાય છે ત્યારે સર્વેશ્વર ભગવાન શ્રીહરિ અવતાર લે છે. (૯-૨૪-૫૬.)

न ह्यस्य जन्मनो हेतुः कर्मणो वा महीपते ।

आत्ममायां विनेशस्य परस्य द्रष्टुरात्मनः ॥

અર્થ-બધાના નિયન્તા, સાક્ષી અને અન્તરાત્મા રૂપ એ અસંગ પરમાત્માને જન્મ અને કર્મનું, પોતાની માયા સિવાય કંઈ કારણ નથી. તેનો માયાવિલાસ એ જીવની ઉત્પત્તિ, સ્થિતિ અને મરણનું કારણ છે અને તેનો અનુગ્રહ એ જન્મ-મરણ વગેરેની નિવૃત્તિ અને આત્મસ્વરૂપની પ્રાપ્તિનો હેતુ છે. તેમણે કલિયુગના દુઃખને દૂર કરી, અજ્ઞાનને નિવૃત્ત કરે, એવો પોતાનો યશ ફેલાવ્યો.

આંહી બે-ચાર બાબત સમજવા જેવી છે. ભગવાનનો અવતાર પોતાને માટે થતો નથી પણ જનકલ્યાણને માટે થાય છે. તે પણ માયાદ્વારા થાય છે. તે માયા જીવની પ્રાર્થનામાંથી આવે છે. વળી તેવો અવતાર થવા માટે શુદ્ધ સત્ત્વગુણની જરૂર છે. જે ગુણ રજોગુણ અને તમોગુણને તાબે કરે તેને શુદ્ધ સત્વગુણ કહે છે. એટલે જે બાહ્ત પ્રાણના અને શરીરના ધર્મ પણ જીતી શકે ત્યાં અવતાર થાય. હજુસુધી શરીરના ધર્મ એટલે જન્મમરણ, વૃદ્ધાવસ્થા, રોગ વગેરે કોઈ જીતી શક્યું નથી. તે માટે શ્રીઅરવિંદ હાલ યોગસાધના કરે છે. તે યોગ સફળ થાય તો અવતારની આશા રાખી શકાય, નહિંતર કલિયુગમાં દુર્વાસના વધતી જાય છે. ભગીરથ પ્રયત્નથી જ્ઞાનરૂપી ગંગા ઊતરી અને શંકરે તેને ધારણ કરી તોપણ સમાજનાં દુઃખ હજુ દૂર થયાં નથી. સમાજમાં એક બનાવ ઉપર ઘણાં કારણની અસર રહે છે. તેથી કોઈ દૈવી શક્તિના અવતારની જરૂર રહે છે. તે શક્તિ શુદ્ધ સત્ત્વગુણવાળા મનુષ્યશરીરમાં અવતરે ત્યારે ભગવાન નરાકૃતિ થયા એમ માની શકાય. અજ્ઞાન સામું રહે ત્યાંસુધી શુદ્ધ સત્ત્વગુણ પણ બંધાયેલો રહે છે. કંસ એ અજ્ઞાનનું સ્વરૂપ છે. (૧૦-૪૨-૨૮) તેની સેના સાથે ભગવાને કેવું યુદ્ધ કર્યું તે વાત દશમા સ્કંધમાં આવશે. વચમાં નવમા સ્કંધમાં રામાયણનો જે ભાગ રહી ગયો તે સ્પષ્ટ કરીને દશમ સ્કંધ શરૂ કરવામાં આવશે.



ધૈર્ય ન છોડવું, ક્ષમાવૃત્તિ રાખવી, મનને કુમાર્ગે જતાં કાબૂમાં રાખવું, ચોરી (મન, વચન અને કર્મથી) ન કરવી, શરીર અને મનની પવિત્રતા રાખવી, ઇન્દ્રિયોને કુમાર્ગે ન જવા દેવી, વિદ્યાધ્યયન તથા સત્સંગ વડે બુદ્ધિને પવિત્ર બનાવવી, સઘળી વિદ્યાઓ જાણવી, સત્ય બોલવું તથા સત્તનું આચરણ કરવું અને ક્રોધનો ત્યાગ કરવો. —મનુ ભગવાને ધર્મનાં આ દશ લક્ષણો બતાવેલાં છે.

× × ×

પ્રભુ કહે છે કે વેર વાળવું તે મારું કામ છે; હું વેર વાળી આપીશ, પણ તારો વેરી ભૂખ્યો, તરસ્યો કે દુઃખી હોય તો તેને અન્ન-જળ આપ અને તેનાં દુઃખ દૂર કર.

× × ×



લેખક : કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( ગતાંક પૃષ્ઠ ૧૧૧ થી ચાલુ )

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

" જેઓનાં પુણ્યકર્મોનો ઉદય થઈ પાપકર્મોનો ક્ષય થયો છે, એવા જનો સુખદુઃખાદિ દ્વન્દ્વોથી મુક્ત થઈ દૃઢ વ્રતવાળા બની મારું ભજન કરે છે." એ ઉપરથી સિદ્ધ થાય છે કે ભગવદ્‌વાર્તા કે ભજનાનન્દમાં અખંડ પ્રીતિ રહેવી એ પૂર્વનાં બહુ પુણ્યોનું જ પરિણામ છે.

સજ્જનો ! મત્સ્યેન્દ્રનાથ ચન્દ્રગિરિથી ગોરક્ષને લઈને જગતના જીવોના કલ્યાણ-અર્થે ગામેગામ-નગરેનગર ઉપદેશ આપતા થકા વિચરવા લાગ્યા. ત્યાં ગોરક્ષ પણ પિતાતુલ્ય ગુરુની મન-વચન-કર્મથી સેવા કરવા લાગ્યા. એમ કરતાં કરતાં કેટલાક દિવસો વહી ગયા. એક દિવસ ગુરુદેવને કરસંપુટ કરી ગોરક્ષે પ્રાર્થના કરી:-'પ્રભુ ! મને ઉપદેશ આપો.' જો કે ગોરક્ષ તો પૂર્વજન્મના યોગી જ હતા પણ ભગવદ્‌આજ્ઞાએ धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे । એ સૂત્રાનુસાર એ હરિનારાયણ નામના યોગી જ હતા. આ જન્મે એમનું નામ ગોરક્ષ પાડવામાં આવ્યું હતું. એમણે આ પ્રમાણે ગુરુને પ્રાર્થના કરી. ત્યારે ગુરુએ સ્મિત કરી કહ્યું; 'બેટા ! સમય આવવા દે. સૌ સારું થશે.' ત્યારે હવે ગોરક્ષની ધીરજ ખૂટી ગઈ હતી એટલે એણે પુનઃ પ્રાર્થના કરી કહ્યું; 'પ્રભુ નાથ ! હવે આ અધમ બાળકને સનાથ કરો.' ગુરુએ કહ્યું; 'બેટા ! ગુરુએ શિષ્ય કરતા પહેલાં અને શિષ્યે ગુરુ કરતા પહેલાં એકબીજાની પરીક્ષા લેવી જોઈએ. કારણ કે દુનિયામાં ગુરુ-શિષ્યનો સંબંધ માતા-પિતા અને સર્વ કરતાં પણ ઊંચી કોટીનો ખ્યાલ છે. જુઓ, શિષ્ય સુયોગ્ય મળે તો ગુરુએ શિષ્યની પરીક્ષા લઈ, એની પાત્રતા જોઈ, પછી જ એને દીક્ષામંત્ર આપવો જોઈએ. ગમે તેને ગુરુ કરી નાખવો એનો કંઈ અર્થ નથી. માટે શિષ્યે ગુરુની પણ પરીક્ષા કરી લેવી અને ગુરુએ શિષ્યની પરીક્ષા કરવી. જેમ કે ગર્ભયોગી શુકદેવ જેવા માતાના ગર્ભમાંથી બહાર પડયા તેવા જ દોડવા માંડયા હતા. અને એમના પિતા કૃષ્ણદ્વૈપાયન ભગવાન વ્યાસ પણ તેમને પાછા વાળવા દોડેલા. જો કે ભગવાન વ્યાસ સમજતા હતા કે પુત્રની બ્રહ્માકાર સ્થિતિ છે, છતાં સદ્‌ગુરુ વિના સદ્‌જ્ઞાનની પ્રાપ્તિ સંભવતી નથી. માટે દોડતા શુકદેવને સંબોધીને કહ્યું, 'શુક ! તારે જવું હોય તો સુખપૂર્વક જઈ શકે છે. પણ મારા એક વચનને પાળજે કે જનક વૈદેહીને તારા ગુરુ કરજે.'

સજ્જનો ! જોયું ? પિતા વ્યાસ સમજતા હતા કે જો સદ્‌ગુરુ સુયોગ્ય મળી જાય તો છોકરાની કંઈ ચિંતા કરવા જેવી નથી. આટલો ગુરુ પર દૃઢ વિશ્વાસ હતો. જ્યારે આજના જમાનામાં ગુરુ અને શિષ્યનો કેવો કડવો સમ્બન્ધ છે ! આજ તો ગુરુ બિચારો શિષ્યથી ડરતો હોય કે છોકરાં હડતાળ પાડી ના દે. આજ તો કોઈ હાઈસ્કુલ રૂપી હાટડી આગળ તમે જઈ અને જાતે ઊભા રહી તપાસ કરો તો તમારું મન પણ દુભાશે, છોકરાઓનું ઉદ્ધત વર્તન જોઈને. આજ તો ભૂલેચૂકે માસ્તર છોકરીઓમાં થઈને નીકળે તો છોકરાઓ તેની ઉપહાસ કરે, મશ્કરી કરે, અને તેની હેટ સુદ્ધાં પણ ઉડાડે છે. વહાલા આત્માનન્દો ! ગુરુ જે જ્ઞાનનો દાતા, એની આજના જમાનામાં કાંઈ કિંમત રહી નથી. આ જ્ઞાન, આ ભણતર એવું હતું કે બાળકનું જીવન વિવેકી અને સ્વાશ્રયી બનતું. જ્યારે આજના ભણતરથી બાળકનું જીવન વિલાસી બને છે. સજ્જનો ! ગાંધીજી તો લાખ્ખો વાર કહી ગયા છે કે મેકોલે મહાશયનું ભણતર એ ભણતર નથી પણ નર્યું વિષપાન છે. પહેલાંના જમાનામાં શિષ્ય ગુરુને જોઈ ગાંડો બનતો. વિચારતો કે મારા જ્ઞાનના દાતા ગુરુનું ક્યા પ્રકારે સન્માન કરું ! જ્યારે હાલનો શિષ્ય ગુરુને ગાળીપ્રદાન કરતો ભાળીએ છીએ. માટે જો ભારતને સાચું ભારત બનાવવું હોય તો પહેલે નમ્બરે જ્ઞાન:

અભ્યાસક્રમનો રાહ બદલી નાખવાની આવશ્યકતા છે. જ્યારે પૂર્વવત્ જ્ઞાન અપાતું થશે ત્યારે જ આર્યાવર્ત સાચું આઝાદ બનશે. જો કે આ વસ્તુ થવી એકદમ અશક્ય છે. છતાં ધીરે ધીરે એ તરફ સક્રિય પગલાં ભરવાની જરૂર છે.

હવે શુકદેવજીએ પણ મનમાં સંકલ્પ કરી લીધો કે મારે પિતાની પણ આજ્ઞાનુસાર પહેલાં તત્ત્વજ્ઞ ગુરુ કરી લેવા જાઈએ. એમ કરી એમણે ૐકારનો પ્રણવ જપતાં જપતાં જનકપુર તરફ પ્રયાણ કર્યું. પિતા વ્યાસ પાછા ફર્યા અને શુકદેવજી જેમનાં દિશાઓ રૂપી વસ્ત્ર છે એવા ગર્ભસ્થયોગી જનકના રાજમહેલના પ્રાંગણમાં આવી ઊભા અને વિનય-વિવેકથી અનુચરને કહ્યું; 'ભાઈ! ભગવાન્ જનકને ખબર આપો કે વ્યાસ-પુત્ર શુક આપને મળવા ઇચ્છે છે.' જનકથી પણ આ વાત અજાણી નથી. એટલે અનુચરે આવી વાત કરી ત્યારે શિષ્યની પરીક્ષા માટે જનકે અનુચરને કહ્યું; કે, 'જા, તું એને કહી દે કે આજ જનકને એક મિનિટની પણ ફુરસદ નથી, અને તે તમને મળી શકશે પણ નહિ.' અનુચરે જઈને એ વાત શુકને સમજાવી. જ્યારે શુકદેવજી કહે છે કે 'ભલે, પ્રભુને જ્યારે સમય મળશે ત્યારે હું મળીશ, અને જ્યાંસુધી ગુરુનાં દર્શન નહિ થાય ત્યાંસુધી મને અનશન વ્રત છે.' સજ્જનો! જ્યારે ગુરુદર્શનને માટે શિષ્યની આવી પવિત્ર અને ઉત્કટ ભાવના હોય તો જ એ સાચી શિષ્યભાવના કહેવાય. જ્યારે આજ એથી ઉલટું છે જ. શુકદેવજી એક નહિ, બે-ત્રણ નહિ પરન્તુ ત્યાંનાત્યાં જ સાત દિવસપર્યન્ત ભૂખ્યા અને તરસ્યા પ્રણવમન્ત્રનો જપ કરતા રાજમહાલ તરફ અનિમિષ દૃષ્ટિએ જોતા જ રહ્યા. આ હતો અમારા ભારતનો પવિત્ર શિષ્ટાચાર. રાજા જનકને આ વાતની ખબર ન હતી એવું કાંઇ ન હતું, એ બધું જાણતા હતા, એ બધું જોતા હતા, સમજતા હતા છતાં શિષ્યની પાત્રતા જોવા એને કસોટીની સરાણ પર ચઢાવ્યો હતો. આજ આઠમા દિવસનું પ્રાતઃકાળ છે. જનકે જોયું કે શુકદેવ જેમનો તેમ ઊભો જ છે, એટલે ગદ્ગદિત કંઠ થઇ ગયા અને સ્વગત બોલ્યાઃ 'ધન્ય બેટા તારી પવિત્ર ભાવનાને.' અને તુરત જ પોતાને જે તૈયારી કરવી હતી તે કરી લઇ અનુચરને આજ્ઞા કરી, 'જા, શુકને બોલાવ.'

જનકે તૈયારી કરી પોતે શિષ્યપરીક્ષા અર્થે પલંગમાં સુતા અને પોતાની સાથે જ પોતાની જમણી તરફ પોતાની પવિત્ર પત્નીને શયન કરાવ્યું, ને જમણો હાથ સતીના શરીર પર રાખ્યો. ત્યાં શુક રાજમહાલયમાં દાખલ થયા અને ઊંચું કર્યું. ત્યાં ને ત્યાં સ્તંભિત થઇ ગયા. 'અરે! જે દિવસે પણ સ્ત્રી સાથે સુતેલો છે એ મારો ગુરુ કદી ન થઇ શકે' એમ કહી ત્યાંથી ને ત્યાંથી પાછા ફર્યા. વળી થોડે દૂર ગયા ને વિચાર કર્યો કે હું પાછો તો ફરું છું, પરન્તુ મને અહિં મોકલનાર વ્યક્તિ ભગવાન્ વ્યાસ છે. એ મને અહિં એમ ને એમ મોકલે નહિં, કારણ કે એ એક સમર્થ વિભૂતિ છે. માટે લાવલાવ પાછો ફરું, ફરી પૂર્ણ તપાસ કરું. કારણ કે મેં એમનું એક જ પાસું જોયું છે. એટલે પૂર્ણ તપાસ કર્યા સિવાય એમને માટે કંઇ બોલવું એ ઠીક ન કહેવાય. જેથી શુકદેવ પાછા ફર્યા અને પુનઃ રાજમહેલમાં પ્રવેશ્યા. છતાં પણ જનક જેની-તે સ્થિતિમાં પૂર્વવત્ જ છે. તો પણ સંકોચ રાખ્યા સિવાય છેક ગુરુની સમીપ આવી ઊભા રહ્યા. સંકોચ પાપવાસનાવાળાઓ રાખે છે. જ્યાં હૃદય વિશુદ્ધ હોય ત્યાં સંકોચ રહેતો નથી. જ્યારે જનકનું પણ વિશુદ્ધ હૃદય હતું એટલે સંકોચનું કોઇ કારણ ન હતું. શુકદેવજી ગુરુના સામા એમના ચરણ તરફ આવી ઊભા રહ્યા. તો દૃશ્ય જોતાની સાથે જ શુકદેવજી ચિત્રવત્ થઇ ગયા. અને બોલ્યા; 'અરે! કેવું સમદર્શીપણું!' શુકદેવજીએ શું જોયું! એક હાથ તો પહેલો સ્ત્રી ઉપર હતો અને બીજો હાથ પ્રજ્વલિત (સળગતા) અંગારાઓમાં હતો. એ ઉપરથી ગર્ભસ્થ યોગીને સમજતાં વાર ન લાગી કે આ સ્ત્રી અને અગ્નિ એમને મન સમાન છે. શુકદેવ ગદ્ગદ્કંઠે થઇ ગયા. રાજા જનકનાં પવિત્ર પાદારવિન્દો ગ્રહ્યા અને કહ્યું કે, 'ગુરુ! મારો દોષ ન જોતાં મને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરો અને ભવાટવીમાંથી મારો ઉદ્ધાર કરો.' જનકને માટે કવિએ લખ્યું છે કેઃ—

(ભીમપલાસ)

यह जनक यहां के राजा थे

विज्ञान-ज्ञानकी राशि थे।

थे जाहिरमें तो यह गृहस्थ

पर वास्तवमें संन्यासी थे।

विख्यात है यह समदर्शीपन
इनके स्वकीय व्यवहारोंमें ।
स्त्रीके अंग पर एक हाथ
और एक हाथ अंगारोंमें ।
आनन्दमें ब्रह्मानन्दके यह
ऐसे तन्मय भरपूर हुए ।
जब छोड़ी मुझने देहकी शुध
तब तो विदेह मशहूर हुए ।

સજ્જનો ! પરમ પવિત્ર ભારતમાં કેવા મહાન પુરુષો પ્રકટ્યા છે. જ્યારે આજે જાણે દુનિયાનું દુઃખ અને ક્લેશ ભારતમાં આવી વસ્યું છે. કારણ આજ ભારત વિદેશીઓનું અંધ અનુકરણ કરી અવનતિને માર્ગે વળ્યું છે. ખેર ! ભારતનું ભાગ્ય.

શુકદેવના ચરણમાં પડ્યાં પછી જનક બેઠા થયા અને પ્રેમપૂર્વક કહ્યું; 'આવો, ક્યાંથી આવો છો અને કેમ આવ્યા છો ?' જ્યારે શુકે અંજલિ જોડી કહ્યું કે; 'ભગવન્ ! ભવાટવીમાં ભૂલો પડ્યો છું. અચ્યુતપુર જવું છે. પરન્તુ આપના જેવા ભોમિયાને શોધું છું. તો મને અચ્યુતપુરનો માર્ગ બતાવો.' એટલું કહેતામાં તો શુકદેવની આંખમાં ચોધાર આંસુ વહ્યાં. જનક પણ શુકદેવની પવિત્ર ભાવના જોઈ સન્તુષ્ટ થયા અને કહ્યું, 'શુક ! ગુરુને ગુરુદક્ષિણા આપવા શું લાવ્યો છે ?' જ્યારે શુકે કહ્યું; 'પ્રભુ ! હું તો જન્મતાની સાથે જ દોડવા માંડ્યો છું. એટલે મારી પાસે કંઈ નથી. મારાં વસ્ત્ર જ દિશાઓરૂપી વસ્ત્ર છે. તો બીજું તો ક્યાંથી હોય શકે ? છતાં પ્રભુ ! આપ જે કંઇ માગશો તે ગુરુદક્ષિણામાં હાજર કરીશ. કારણ કે જ્ઞાનના દાતા આગળ દુન્યવી વૈભવ તુચ્છ છે. માટે માગો પ્રભુ ! શું લાવી આપું ?' જ્યારે જનકે સ્મિત કરી કહ્યું; 'શુક ! જા બેટા ! દુનિયામાં જે નકામામાં નકામી ચીજ હોય તે મને લાવી આપ, એટલે હું તને મન્ત્રોપદેશ કરું.' શુકદેવજી વગર વિલંબે બહાર નીકળ્યા અને દુનિયામાં નકામી વસ્તુ કઇ છે તેની શોધ શરુ કરી. બહાર નીકળતાં જ તેમણે ધૂળ ભાળી, એટલે બોલ્યા કે આ નકામી છે. એમ કહી ધૂળને લેવા હાથ નીચો લંબાવ્યો એટલે ધૂળમાંથી અવાજ થયો; 'શુક ! તું મને નકામી સમજે છે ? પણ ના, જો, હું તો અમુકઅમુક કામમાં આવું છું.' એમ કહી તેણે પોતાનું કામ કહી સંભળાવ્યું એટલે શુક ત્યાંથી આગળ વધ્યા. પાછા રસ્તામાં ચાલતાં એક નાનો સરખો લાકડાનો પાટાનો ટુકડો પડેલો હતો, બીજું એક કટાઇ ગએલો ખીલો પડેલો હતો. આને નકામાં સમજી શુકદેવજીએ પકડવા હાથ લંબાવ્યો પણ એ બન્નેએ પોતાનું અનુક્રમે કામ સમજાવી દીધું. પછી શુકદેવજી આગળ વધ્યા અને એમની દષ્ટિમાં દેખાતી નકામી વસ્તુ પકડવા પ્રયત્ન કર્યો અને દરેક વસ્તુએ પોતાનું કામ સમજાવ્યું. શુકદેવજી થાકયા અને મનમાં બોલ્યા, અરે ! દુનિયામાં કોઇ નકામી વસ્તુ નથી. એમ બોલતાં અને ચાલતાં એમની નજર વિષ્ટા પર પડી, ત્યાં તો આ વસ્તુ ખરેખર નકામી છે એમ કહી તેને પકડવા હાથ લંબાવ્યો એટલે જાણે વિષ્ટા કમ્પતી ના હોય તેમ દેખાયું અને બધી વસ્તુઓએ જે જવાબ આપ્યો છે એના કરતાં વધુ ગર્જના કરી કહ્યું; 'છેટો રહે. દૂર થા, મને તો તારી છાયા પણ પડવા ના દઇશ.' આથી શુકદેવજી પણ વિચાર કરવા લાગ્યા કે આનો તો બહુ મિજાજ છે ! એટલે શુકદેવજી કહે છે કે આમ આટલી બધી ગર્જના કેમ કરે છે ? જ્યારે અવાજ થયો કે તું મહેરબાની કરી છેટો ઊભો રહે. હવે હું તો માનવીઓની છાયાથી પણ કમ્પું છું. કારણ કે હું તો એક વખત સુન્દર ધાન્ય હતી, પરન્તુ ભૂલેચૂકે મનુષ્યના સંસર્ગમાં આવી એટલે મારું આ સ્વરૂપ થયું. એટલે કે મારી અધોગતિ થઇ. છતાં ય આ સ્થિતિમાં પણ ઘણા કામની છું. એમ કહી પોતાનું કામ બતાવ્યું અને કહ્યું કે, 'એક વખત મનુષ્યનો સંગ કર્યો તો મારી આ સ્થિતિ થઇ તો પુનઃ સંગ કરું તો મારી શી સ્થિતિ થાય ! માટે બાપ ! હવે હું તો માનવીઓની છાયાથી પણ ડરું છું. વિષ્ટાના આમ ગર્ભિત મર્મજ્ઞ શબ્દો સાંભળી શુકદેવજી પણ ચિત્રવત્ થઇ ગયા અને બોલ્યા, 'સત્ય છે. માનવીના સંસર્ગથી આની આ દશા થઇ છે એટલે જો મનુષ્ય दुर्लभो मानुषो देहः । પ્રાપ્ત કર્યા પછી જો પોતાના મનુષ્યત્વનો સેવા અને સ્મરણરૂપી સત્કર્મ કરી સદુપયોગ ન કરે તો આ દુનિયામાં શરીરરૂપી વસ્તુ નકામી છે. અને મનુષ્યત્વનો સદુપયોગ કરે તો આના જેવી કોઇ બીજી શ્રેષ્ઠ વસ્તુ નથી. એમ કહી પાછા ફર્યા અને ગુરુની સાન્નિધ્યમાં આવી ઊભા રહ્યા. ગુરુએ સ્મિત

કરી કહ્યું કે, 'ગુરુદક્ષિણા લાવ્યા ?' જવાબમાં શુકદેવે મસ્તક નમાવી કહ્યું, 'હા.' જનકે કહ્યું; 'તો લાવો. દુનિયામાં કઈ વસ્તુ નકામી છે ?' શુક કહે; 'પ્રભુ ! મનુષ્યત્વ પ્રાપ્ત કર્યા પછી જે માનવી સેવા અને સ્મરણ રૂપી સત્કર્મને આદરતો નથી, તો આ પંચભૂતથી બનેલું હાડ, માંસ અને રુધિરથી ભરેલું, ચામડે મઢેલું–એવા આ ગંદા શરીર જેવી બીજી કોઈ વસ્તુ નકામી નથી.' એમ કહી ગુરુના ચરણમાં દંડવત્ કર્યા અને ગુરુના મુખમાંથી ધન્યધન્ય શબ્દો નીકળ્યા. જનકે શુકદેવને હૃદય સરસું દઈ આલિંગન દીધું અને કહ્યું; 'ધન્ય બેટા ! આજ સુયોગ્ય શિષ્ય મળી ગયો.' એમ કહી શુકને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કર્યો. તેમ મત્સ્યેન્દ્રનાથ પણ ગોરક્ષનાથની પરીક્ષા કરવા તત્પર થયા અને ગુરુએ આજ્ઞા કરી; 'બેટા ! આજ તો સામા ગામમાંથી તું ભિક્ષા માગી લાવ.' ગુરુઆજ્ઞા થતાં જ ગોરક્ષ ભીક્ષા માગવા નીકળી પડયા. (અપૂર્ણ)

## સહજ સત્સંગ

લેખક :
શ્રી નર્મદાશંકર ઈશ્વરલાલ પાઠક

કોઈ એક નગરમાં એક રાજા રાજ્ય કરતો હતો. તે ઘણો ન્યાયી, અને પ્રજાપ્રિય હતો. તેના રાજ્યમાં લોકો ઘણા સુખી હતા. તેને બે પુત્રો હતા. એક આનંદસિંહ અને બીજો સત્યસિંહ. બન્ને પુત્રો પિતાની માફક નિરભિમાની તથા પરાક્રમી હતા. પુત્રોને યોગ્ય તાલીમ આપી, રાજ્યકામમાં માહિતગાર કરી, રાજાએ મોટા પુત્ર આનંદસિંહને રાજ્યની લગામ સોંપી. તથા સત્યસિંહને સેનાની સંભાળ રાખી મોટાભાઈની સેવાનું કામ સોંપ્યું. અને પોતાનું શેષ આયુષ્ય ઈશ્વરભજનમાં વીતાવવા વનને વિષે ગયો.

પિતાની આજ્ઞા પ્રમાણે આનંદસિંહ રાજ્યનો ભાર વહી રહ્યો હતો. દરરોજ રાત્રિચર્યા જોતો અને પ્રજાનું દુઃખ દૂર કરતો હતો. દેશપરદેશના વ્યાપારીઓને તેડાવી માલની લેવડદેવડ કરાવી રાજ્યનો વેપાર વધારી પિતાની કીર્તિમાં વધારો કરતો હતો. સત્યસિંહ પોતાના વડીલ બંધુને પિતાતુલ્ય લેખી તેમની આજ્ઞા પ્રમાણે ચાલતો હતો. આ પ્રમાણે બન્ને ભાઈઓ પિતાએ સોંપેલા રાજ્યનું યથાવત્ પાલન કરતા હતા.

કહેવતમાં કહ્યું છે કે મધ હોય ત્યાં ભમરાઓ અવશ્ય આવે. જ્યાં લક્ષ્મીની છોળો ઊડતી હોય ત્યાં ઘણા તાળીમિત્રો ભેગા થાય. એ મુજબ સત્યસિંહને ત્યાં તેમના ઘણા મિત્રો ભેગા થતા [illegible]ર્યું કે [illegible]માં શાંતિ હતી એટલે સત્યસિંહ પણ પો[illegible]હિત કરાનો વખત તેમની સોબતમાં વીતાવતો હતો. [illegible] શામળે કહ્યું છે કે; "જેને જેવો સંગ, રંગ પણ તેવો બેસે." એ ન્યાયે સ્વાર્થી મિત્રોના સંગથી સત્યસિંહની બુદ્ધિમાં વિકારે પગપેસારો કર્યો. મિત્રોની ભંભેરણીથી મોટાભાઈ આનંદસિંહની હત્યા કરી રાજસત્તા પોતાને હસ્તક કરી આમનચમનથી બાકીની જીંદગી ગુજારવી એમ નક્કી કર્યું. આ કામમાં ભાઈના માનીતા વાળંદ રામાને સારી લક્ષ્મી આપી હાથો બનાવ્યો. રામો લક્ષ્મીનો લોભી હોવાથી પહેલાં તો સંમત થયો, પરંતુ વિચાર કરતાં પોતાના માલિક તથા આખા રાજ્યના પાલનહારની હત્યા કરવા આનાકાની કરવા લાગ્યો. પણ સત્યસિંહે દમથી પોતાનું કાર્ય કરવા તેને તૈયાર કર્યો. પોતાનું કાર્ય સત્વરે પતી જાય માટે બીજી વખત હજામત કરવા જાય તે દિવસે કાસ કરી નાખવાનું રામા જોડે નક્કી કરી રાજાના સેવકો તથા અંગરક્ષકોને ઠેકાણે પોતાના માણસોને ગોઠવી દીધા.

આનંદસિંહ પ્રભુભક્ત હતો. સવારમાં વહેલો ઊઠતો અને બહાર ફરવા માટે જતો. ત્યાંથી આવી નાહી ધોઈ પ્રભુસેવા કરી રાજદરબારમાં જવાનો તેનો નિયમ હતો. તે પ્રમાણે એક દિવસ તે શહેરના કોટ બહાર ફરવા ગયો. કિલ્લાની બહાર એક સુંદર તળાવ હતું. તળાવ પાસે એક મહાદેવનું દહેરૂં હતું. દેવળ પાસે નાની સરખી ધર્મશાળા હતી. તેમાં દરરોજ કોઈ ને કોઈ વટેમાર્ગુ કે સાધુસંત આવી ઊતારો કરતા. તે દિવસે એક મહાત્મા પુરુષે તેમાં ઊતારો કર્યો હતો. તેઓ સવારમાં વહેલા શૌચ જઈ આવી તળાવને કાંઠે બેસી હાથ–પગ ધોતા હતા. તેમનાથી થોડે દૂર એક બગલો પાસે પડેલા પથ્થર ઉપર ચાંચ વડે પાણી રેડી ચાંચને ઘસતો હતો. મહાત્મા તેની આ ક્રિયાને જોતા હતા. અચાનક તેમના મોંમાંથી નીચેનું કવિત નીકળ્યું. તે રાજાના સાંભળવામાં આવ્યું:–

ધસત ધસત તુમ બહોત ધસત હો, ઉપર લે કર પાની;
કીસ કારન તુમ બહોત ધસત હો, તેરી બાત મૈંને જાની
...રામા, તેરી બાત મૈંને જાની.

મહાત્મા પુરુષે બગલાને ઉદ્દેશીને આ વાત કહી તે રાજાને ઠીક ગમી ગઇ. એટલે તેનું રટણ કરતા કરતા તેઓ પાછા ફર્યા. રાજમહેલમાં રામો તેમની રાહ જોઈ બેઠો હતો. રામાને જોઇ આનંદસિંહે કહ્યું; 'રામા તું આવી ગયો! અને પોતે હજામત કરાવવા તેની પાસે બેઠા. રામો પહેલાં પાણીથી દાઢીના વાળ પલાળવા લાગ્યો. પછી અસ્ત્રાને બરાબર ધાર કરવા લાગ્યો. અને મનમાં રાજાનું કાસળ કેવી રીતે કાઢવું તેનો પણ વિચાર કરવા લાગ્યો. રામાને અસ્ત્રો ઘસતાં વાર થવાથી રાજા તળાવ કાંઠે સાંભળેલું કવિત રાજા ગણગણવા લાગ્યા...

ધસત ધસત તુમ બહોત ધસત હો, ઉપર લે કર પાની;
કીસ કારન તુમ બહોત ધસત હો, તેરી બાત મૈંને જાની,
...રામા! તેરી બાત મૈંને જાની.

રાજા એકવાર અને બીજી વાર બોલ્યા ત્યાં તો રામો થરથર ધ્રૂજવા માંડયો. હજામને ધ્રૂજતો જોઈ રાજાએ પૂછ્યું; 'કેમ આમ ધ્રૂજે છે? ટાઢ ચઢી કે શું!' પરંતુ રામો કરગરવા મંડયો અને કહ્યું; 'મહારાજ! એમાં મારો વાંક નથી, ખરો ગુન્હો તો નાના બાપુનો છે. તેઓના કહેવાથી જ હું આ કામ માટે તૈયાર થયો છું. માટે મહારાજ! મને માફ કરો.'

રાજા તુરત ચેતી ગયો અને ધીમે ધીમે ધાકધમકીથી બધી વાત જાણી લીધી અને રામાને અભયવચન આપી દાઢી કરવા કહ્યું. દાઢી કરાવી તેને રવાના કર્યો. પોતે નાહી-ધોઇ ભગવાનના મંદિરમાં ગયા. ત્યાં જઈ સ્તુતિ કરવા લાગ્યા કે હે દયાનિધિ! હું કેટલો નીચ છું! હું મારા સ્વાર્થમાં મારા નાના ભાઈને પણ ભૂલી ગયો. ઘણા વર્ષ સુધી રાજ્યસુખ ભોગવ્યું. તેં આજે ઠીક યાદ કરાવ્યું કે હવે મારે મારો ભાર મારા નાના ભાઈને સોંપી આપનું ભજન કરવા નિવૃત્ત થવું જોઈએ. સહજ સત્સંગથી આજે મારી જીંદગી બની છે તેનો હું પૂરે-પુરો લાભ ઊઠાવીશ.

મંદિરમાંથી બહાર આવી પોતાના અનુચરને બોલાવી સત્યસિંહને રાજ્યસભામાં નમતસર હાજર રહેવા સૂચવી પોતે દરબારમાં જવા તૈયાર થયો. સત્યસિંહ ભાઈના દૂતને પોતાના તરફ આવતો ધારી વિચારવા લાગ્યો કે નક્કી કાવતરૂં પકડાઇ ગયું હોવું જોઇએ. જ્યારે દૂતે રાજાનો સંદેશો સંભળાવ્યો ત્યારે તેને પૂરે-પૂરી ખાત્રી થઈ કે કાવતરૂં નિષ્ફળ ગયું છે અને હવે પોતાને જરૂર શિક્ષા થશે, એટલે મનમાં પસ્તાવા લાગ્યો કે મને આ કુમતિ ક્યાંથી સૂઝી, કે પિતારૂપ મોટાભાઇની હત્યાનો વિચાર આવ્યો! હવે કોઇ પણ રીતે છટકી જવાય તેવું નહિ હોવાથી પોતાનો ગુન્હો કબુલ કરી મોટાભાઇની માફી માગવી તથા તેઓ જે શિક્ષા કરે તે સહન કરવાની તૈયારી સાથે તે રાજસભામાં જવા તૈયાર થયો.

સભામાં સર્વ સરદારો તથા રાજા પણ આવી ગયા હતા. સત્યસિંહ જેવો હાજર થયો કે તુરત મોટાભાઈના ચરણોમાં લોટી પડયો અને પોતાનો ગુન્હો માફ કરવા વિનવવા લાગ્યો. રાજાએ નીચા નમી પોતાના ભાઇને ઊઠાડી છાતી સરસો ચાંપ્યો તથા પોતે તેના તરફ જે બેદરકારી બતાવી હતી તે માટે પોતે દીલગીરી બતાવવા માંડી અને સત્યસિંહને તેના આસને બેસવા આજ્ઞા કરી.

સત્યસિંહ પોતાની જગ્યાએ બેઠો. ત્યારબાદ રાજાએ સર્વ સભાસદોને ઉદ્દેશી થોડું પ્રવચન કર્યું તથા કહ્યું કે ઘણા વર્ષો સુધી તમારી મદદથી મેં રાજ્યનો ભાર વહ્યો છે અને હવે મારી ઇચ્છા પ્રભુભજન કરવાની હોવાથી મારા પછી મારા ઉત્તરાધિકારી તરીકે હું સત્યસિંહની નીમણુંક કરૂં છું. તેને તમો વધાવી લેશો તથા જેવી રીતે મારી સાથે વર્તાવ રાખ્યો છે તે જ પ્રમાણે તેની સાથે પણ વર્તશો એવી આશા રાખું છું. એમ કહી પોતાનો મુકુટ તેમણે સત્યસિંહને માથે પહેરાવી રાજ્યમાં તેની આણ ફરતી કરી.

એક સંત પુરુષે કહ્યું છે કેઃ—
સંત સમાગમ દોહ્યલો રે લોલ,
ભૂલથી જો થઇ જાય તો; ટાળે અંધકાર અંતર તણો રે લોલ.
સંત પારસમણિ સાંપડે રે લોલ,
સ્પર્શે કનક થઇ જાય જો,—સંત સમાગમ દોહ્યલો રે.

એવી રીતે રાજાએ ફક્ત સંતપુરુષના સહજ સત્સંગથી પોતાનો પ્રાણ બચાવી પોતાના પરલોકનું ભાથું તૈયાર કરવા મન પ્રભુ ભજન કર્યું.

# મહાભારતની ભૂમિકા

લખનાર :
શ્રી જયનારાયણ ભટ્ટ
વેદાન્તશાસ્ત્રી

ભગવાન પોતાના એક અંશથી આ પાંચ ભૂતોના જગતની રચના કરે છે અને બીજા અંશથી એ જગતમાં રમવા માટે—જગતનું નાટક ચલાવવા માટે જુદાજુદા પ્રકારના જીવો ઉત્પન્ન કરે છે. આ વાત ગીતાના સાતમા અધ્યાયના ચોથા અને પાંચમા શ્લોકમાં બતાવેલી છે.

જગતની આ રમત ભગવાન હંમેશાં એક જ સરખી રીતે ચલાવ્યા કરતા નથી. કારણ કે એક જ સરખી રીતે સંસારનો વ્યવહાર ચાલ્યા કરે એ તેને પસન્દ આવતું નથી. આપણે પણ રોજ જો આપણને એક જ જાતનું સીનેમા અથવા નાટક જોવાનું હોય તો તેનાથી કંટાળી જઈએ. વળી ભગવાન પોતે અને આપણો આત્મા હંમેશાં એક જ પ્રકારનો અને સમાન સ્વરૂપના આનંદમાં રહેનારો છે, તેથી જો તેને કોઈ વિશિષ્ટ પ્રકારનો આનંદ માણવો હોય તો પોતાના રોજના એકસરખા સ્વરૂપથી કોઈ વિલક્ષણ પ્રકારની રચના તેને કરવી જોઈએ. અને આ જ કારણથી જગતની રચના ચલાવવાવાળી તેની પ્રકૃતિ થઈ ગઈ છે, જગતની રમત ચલાવવાની ટેવ બની ગઈ છે. અને તેનાથી જગતનું નાટક ચાલ્યા કરે છે.

આથી આપણે એ પણ સમજી શકીએ છીએ કે સંસારનાટકનો વ્યવહાર હંમેશાં એકસરખી રીતે [illegible]ન્તિથી ચાલ્યા કરે એવું સંસારના સ્વભાવમાં નથી. [illegible] હોય તો તે સંસારની રચનાના હેતુથી વિરુદ્ધ થઈ પડે. આથી જ સંસારમાં હંમેશાં જુદાજુદા રંગો ઉત્પન્ન થયા કરે છે અને અસ્ત પામ્યા કરે છે. જુદાજુદા યુગો—કાળપ્રવાહો જાગે છે ને વિલીન થાય છે. જુદાજુદા સ્વભાવના માણસો ઉત્પન્ન થાય છે અને ચાલ્યા જાય છે. જુદાજુદા ધર્મો–ધર્મમાર્ગો પ્રકટે છે ને લુપ્ત બને છે. મોટાંમોટાં સામ્રાજ્યો ઊભાં થાય છે અને પડી ભાગે છે. ક્યારેક ભયંકર યુદ્ધો ખેલાય છે–હત્યાકાંડો બને છે અને ક્યારેક ગીતમંગલો ગવાય છે. આમ જગન્નિયન્તા પોતાના જગન્નાટકમાં નવેય રસના રંગ પૂરતો રહે છે. જગતનું એક દશ્ય જે પ્રકારે ચાલી રહ્યું હોય છે તે કોઈ નવલરંગી બીજું દશ્ય આવવાની ભૂમિકારૂપે જ હોય છે. જગન્નિયન્તા એ એક ઉત્તમ નાટકકાર છે અને નટવર છે. એક દશ્ય પછી જે બીજું દશ્ય આવે છે તેમાં પ્રથમ દશ્ય પછી જે સૌથી બંધબેસતું હોય છે તે જ આવે છે. ભલે તે જગતના અમુક વર્ગોને દુઃખદાયી–પ્રતિકૂળ હોય, પરન્તુ સમષ્ટિના ભાવને તે જ આદરણીય હોય છે. કૌરવોનો પરાજય કૌરવો માટે, ધૃતરાષ્ટ્ર માટે અથવા કૌરવોના મિત્રો માટે ભલે અપ્રિય હોય, પ્રતિકૂળ હોય, પરન્તુ સમષ્ટિનો અભિપ્રાય તે પરાજયને જ આવકારતો હોય છે. અને તેમાં જ નાટકનો ખરો રસ જળવાઈ રહેતો હોય છે.

આમ છતાં નાટકમાં કેટલીકવાર એવું બને છે કે જે વસ્તુને પ્રેક્ષકો ન ચાહતા હોય તેવી પણ બને છે. પાંડવોનો લાક્ષાગૃહમાં નિવાસ અને વનવાસમાં અનેક સંકટો પ્રાપ્ત થવાં–આવું બધું એ વખતે પ્રજાજનોને દિલગીરીજનક થઈ પડ્યું હતું. છતાં આમાં પણ એકજાતનો રસ જ છે, કરુણ રસનું વહન છે, અથવા એક મહાન રસ ઉત્પન્ન થવા માટેની આ ભૂમિકા છે. જ્યારે ભૂખ કકડીને લાગેલી હોય છે ત્યારે જ અન્નમાં અનેરો સ્વાદ લાગે છે. તેમ એક ઉત્તમ રસભર આનંદમય દશ્ય લાવવા માટે જ આવા દુઃખમય દશ્યનું વિધાન હોય છે. અથવા દુઃખમય દશ્યમાં જ આનન્દમય દશ્યનાં બીજ રહેલાં હોય છે, આનન્દમય દશ્યની કલ્પના રહેલી હોય છે, આનન્દમય દશ્યની ભૂખ રહેલી હોય છે. વનવાસી પાંડવોના વિજય અને રાજ્યપ્રાપ્તિમાં જેટલો આનંદ રહેલો છે તેટલો પરીક્ષિતને અથવા જનમેજયને રાજ્ય પ્રાપ્ત થાય છે તેમાં રહેલો નથી. એટલે પાંડવો પછી મહાભારતનું એક પ્રકરણ સમાપ્ત થાય છે. અને અમુક વખતને માટે સામાન્ય ભારત પ્રવર્તે છે. આવું સામાન્ય ભારત પ્રજાની યાદીમાં–ઇતિહાસમાં નોંધપાત્ર નથી થતું. કારણ કે સામાન્યતા એ કાયમી વસ્તુ છે, એ ભૂંસાઈ જનારી અથવા ફરી ન આવનારી વસ્તુ નથી. તેથી તેને માટે નોંધ અથવા યાદીની આવશ્યકતા હોતી નથી.

આથી મહાભારતને જે મહાભારતપણું પ્રાપ્ત થાય તે હમેશના પ્રવર્તી રહેલા સામાન્ય ભારતને લીધે જ. હંમેશ જો પાપ–પુણ્યનાં બળોનું ધીકાપૂર વહ્યા કરે–મહાભારત ચાલ્યા કરે તો પછી પૂરને કોઈ પૂર કહે નહિ અને મહાભારતને મહાભારત કહે નહિ, તેમજ મહાભારતનો મહારસ પણ કંટાળાભરેલો બની જાય. એટલે

મહાભારતનું હંમેશાં ચાલુ રહેવું એ ઈશ્વરની પ્રકૃતિમાં નથી-કુદરતના સ્વભાવમાં નથી. તેથી અમુક દાયકાઓ કે સૈકાઓને અંતરે કે યુગોને અંતરે જ મહાભારતો બનતાં રહે છે. આવાં બધાં મહાભારતો યુદ્ધો, વિપ્લવો કે ક્રાન્તિઓ તરીકે ઓળખાય છે. પરન્તુ જે ક્રાન્તિને આપણે મહાભારતના નામથી વિશેષ રીતે ઓળખીએ છીએ તેનાં અંતરંગ અને બાહ્ય રહસ્યોનો-તેના કાર્યકારણનો આપણે આ લેખમાં ક્રમશઃ વિચાર કરીશું.

—૦—

# શીખવા લાયક

અનુવાદક :
શ્રી અમૃતલાલ નરસિંહદાસ ગાંધી

## સચ્ચાઈનું સુંદર પરિણામ

બે નાના છોકરા ચાલ્યા જતા હતા. રસ્તાના એક નાના બગીચામાં રંગ-બેરંગી ફૂલ ખીલ્યાં હતાં ફૂલોની સુગંધથી આખોએ રસ્તો મહેકી રહ્યો હતો. તે જોઈને એક છોકરાએ કહ્યું-'આમાંથી થોડાંક ફૂલ મને મળી જાય તો હું લઈ જઈને મારી બીમાર બહેનને આપું કે જેથી તે બહુ ખુશ થાય. તે સાંભળીને બીજાએ કહ્યું; 'તો તોડી કેમ નથી લેતો? તારો હાથ ન પહોંચતો હોય તો લાવ હું તોડી આપું, કારણ કે હું તારાથી ઊંચો છું.' પહેલા છોકરાએ બીજાનો હાથ પકડીને કહ્યું; 'નહીં, નહીં; એવું ન કરવું, ચોરી કરવી એ બહુ ખરાબ ચીજ છે. હું માલીક પાસે માગી લઇશ.' એમ કહ્યા છતાં પણ બીજા છોકરાએ ગુલાબનું એક ઝૂમખું તોડી લીધું. માળીએ દૂરથી તેને તોડતાં જોયો અને દોડીને તેને પકડી લીધો, માર્યો અને લઈ જઈને કોટડીમાં પૂરી દીધો.

અહીંયાં પહેલા છોકરાએ દરવાજા પર જઈને ખમ મારી. અંદરથી એક દયાળુ ડોશીમાએ આવીને કમાડ ખોલ્યાં. છોકરાએ કહ્યું-'માજી! કૃપા કરીને મારી બીમાર બહેનને માટે મને થોડાંક ગુલાબનાં ફૂલ આપશો?' વૃદ્ધ ડોશીએ કહ્યું-'ઘણી ખુશીથી. બેટા! હું તમારા બન્નેની વાતો સાંભળી રહી હતી, તું નીતિવાળો છોકરો છે, ચાલ તને ગુલાબનું મોટું ઝૂમખું તોડી આપું!'

ડોશીએ ગુલાબ તોડી આપ્યું અને કહ્યું-'બેટા! જ્યારે-જ્યારે તારી બહેન ફૂલ માગે, ત્યારે-ત્યારે આવીને લઈ જજે.' એટલું નહિ, પરંતુ ડોશી છોકરાની બીમાર બહેનને અને તેની માને મળવા ગઈ અને તે છોકરાને ભણવાનું ખર્ચ આપવા લાગી. જ્યારે છોકરો ભણી રહ્યો ત્યારે તેને પોતાને ત્યાં નોકર રાખી લીધો. સચ્ચાઈનો કેવો સુંદર નમુનો છે!

## પ્રહ્લાદનો ન્યાયઃ—

દૈત્યરાજ સમ્રાટ પ્રહ્લાદનો પુત્ર વિરોચન અને દરિદ્ર તેજસ્વી બ્રાહ્મણકુમાર અંગિરાનો પુત્ર સુધન્વા-બન્નેને મિત્રાચારી થઇ. બન્ને જણ પોતાને એકબીજાથી શ્રેષ્ઠ માનતા હતા, અને કેશિની નામની સુંદરી સાથે વિવાહ કરવા ચાહતા હતા. આ પ્રણોની બાજી હતી. જે હારે તે પ્રાણ આપે. વિરોચને કહ્યું;'નિર્ણય કોનાથી કરાવશો? મને તો દેવતા અને મનુષ્યો પર જરા પણ વિશ્વાસ નથી.' સુધન્વાએ કહ્યું-'આપણે બન્ને તમારા પિતા પ્રહ્લાદની પાસે જઈએ. તે જે કંઈ નિર્ણય કરશે, તે અમારે લોકોને સ્વીકાર થશે. મારો વિશ્વાસ છે કે ધર્માત્મા પ્રહ્લાદ જૂઠો નિર્ણય નહીં આપે.' વિરોચને તે વાતને માની લીધી. બન્ને પ્રહ્લાદની પાસે ગયા. પોતાનો ઝઘડો તેમને બતાવ્યો. પ્રહ્લાદે બધું સાંભળી સમજીને કહ્યું-

'બેટા વિરોચન! સુધન્વાના પિતા અંગિરા મારાથી, સુધન્વાની માતા તારી માતાથી અને સુધન્વા તારાથી શ્રેષ્ઠ છે. એટલા માટે, આ વિવાદમાં તું સુધન્વાથી હારી ગયો. આ સમયે સુધન્વાના હાથમાં તારો પ્રાણ છે.' ત્યારબાદ પ્રહ્લાદજીએ સુધન્વાને કહ્યું-'બ્રહ્મન્! તમે કૃપાપૂર્વક વિરોચનને પ્રાણદાન કરો.'

પ્રહ્લાદજીના ન્યાયથી સુધન્વાએ ચકિત થઈને કહ્યું; 'દૈત્યરાજ! તમે ધર્મનો પક્ષ લઈને ખરી વાત કહી, પણ બેટાનો પક્ષ લઈને જૂઠું ન બોલ્યા. તેનાથી પ્રસન્ન થઇને હું તમને તમારો પુત્ર પાછો આપું છું. હું તેનો પ્રાણ નહીં લઉં. અને આ સુંદરી કેશિની પણ તેની પત્ની થાઓ. તરત જ તેની આગળ તેમનો વિવાહ થઇ ગયો.

## મહાત્માનો સ્વભાવઃ—

એક મહાત્મા નદીમાં નાહી રહ્યા હતા, ત્યારે તેમણે

જોયું તો એક વિંછી પાણીના પ્રવાહમાં ખેંચાઇ રહ્યો હતો. તેને બચાવવા માટે તેમણે તેને હાથમાં લઇ લીધો. વિંછીએ ડંખ માર્યો એટલે હાથ હાલવાથી ફરીથી તે પાણીમાં પડી ગયો અને તણાવા લાગ્યો. મહાત્માએ ફરીથી તેને ઉઠાવી લીધો. આ વખતે તેણે ફરીથી ડંખ માર્યો એટલે હાથ હાલવાથી ફરીથી તે પાણીમાં પડી ગયો. મહાત્માએ ફરીથી ઉઠાવ્યો, ત્યારે તેમની પાસે સ્નાન કરનાર એક સજ્જને મહાત્માને કહ્યું કે 'તમે આ શું કરી રહ્યા છો?' મહાત્મા બોલ્યા–'ભાઇ! તેનો સ્વભાવ છે ડંખ મારવો અને મારો સ્વભાવ છે બચાવવો. જ્યારે તે અલ્પ જીવ થઇને પોતાનો સ્વભાવ નથી છોડતો ત્યારે હું મનુષ્ય થઇને મારો સ્વભાવ કેમ છોડું?'

# કલ્યાણકુંજ

## માનવીનો મોહ

આપણા પ્રાચીન ઇતિહાસો, પુરાતન પુરાણો અને અન્ય ધર્મગ્રંથો અવલોકતાં માલૂમ પડે છે કે કોઇ એક જમાનામાં મેળવેલી સુખ-સામગ્રી અને વૈભવ-વિલાસોને ઠોકર મારીને પરમ સુખની પ્રાપ્તિ માટે, મનુષ્ય ઝંખતો હતો. આત્માને જાણવો એ જ જીવનનો ઉદ્દેશ હતો. ગર્ભાધાન-સમયથી તેના માટે તૈયારીઓ થતી અને છેક મૃત્યુપર્યંત તેનું જ શિક્ષણ અપાતું. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ આ ચાર આશ્રમો અને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો પણ તેને જ અનુલક્ષીને બનાવ્યા હતા. તેની સુવ્યવસ્થાપૂર્ણ પદ્ધતિ મનુષ્યને, ક્રમશઃ આખરી ધ્યેય સુધી પહોંચાડતી હતી.

*

સમયે પલટો ખાધો. મનુષ્યની માનવતાનું અધઃ-પતન થયું. ધ્યેય વસ્તુ નીચી કક્ષાએ આવી. તે એટલે સુધી કે ભોગોનું સુખ એ જ જીવનનું અંતિમ લક્ષ્ય બની ગયું. આ સુખનું સ્વરૂપ શું? ખૂબ ધનવાન બનો, ખૂબ સમ્માન મેળવો અને ખુબ અધિકાર પ્રાપ્ત કરો. આને મેળવવા માટે જૂઠ, કપટ, છળ, દ્રોહ, હિંસા વિ. બધાનો ઉપયોગ કરો પરન્તુ કામ થવું જોઇએ, સફળતા મળવી જોઇએ. કાળ-ઝપાટે જેનો જીવનદીપ બુઝાઇ જવાનો છે એવા માનવી બીજાને લૂંટીને સુખ શાન્તિથી જીવન જીવવાની ચાહના કરે એ શું ખરેખર આશ્ચર્ય નથી? આનાથી વધુ બીજું આશ્ચર્ય હોઇ શકે ખરું!

પરંતુ થાય શું? આજે તો કહેવાતાં વિદ્યાલયો, વિશ્વવિદ્યાલયો, આશ્રમો, મઠો, મંદિરો ઇત્યાદિ તમામ પવિત્ર સ્થળોએ આનું જ શિક્ષણ અપાઇ રહ્યું છે. આજે ચોતરફ હક્ક અને અધિકારની જ લડાઇ ચાલુ છે. અધિકારની પ્રાપ્તિ માટે, તો કોઇ અધિકારની રક્ષા માટે–વધુ શું કહીએ; સમસ્ત જીવનની વૃત્તિઓ બહિર્મુખ બની ગઇ છે. ઇન્દ્રિયભોગો કાજે જીવનનું વેચાણ થઇ ગયું, માંસના ગંધાતા ટુકડા માટે સમડી અને કાગડાની જેમ લડાઇઓ થવા લાગી.

*

કોઇ એક યુગમાં ભગવાનને ભેટવા માટે તપ થતાં હતાં, આજે ભોગો માટે થાય છે. પહેલાં ઇશ્વરને આત્મસમર્પણ કરાતું હતું, આજે પ્રતિમાઓનું પૂજન થાય છે. પૂર્વકાલમાં દેહાત્મભાવને દેશવટો દઇને બ્રહ્માત્મબોધ આપતો હતો જ્યારે આજે પ્રભુપ્રેમપંથના પથિકોને પણ દેહાત્મબોધ અપાઇ રહ્યો છે. મોટા-મોટા તેજસ્વી તપસ્વીઓ અને સંયમી પુરુષો પણ આજે ભોગોની પ્રાપ્તિ કરવા-કરાવવા માટે ધર્મની શતરંજ બિછાવી રહ્યા છે, અને એને જ ધર્મ મનાવવામાં આવે છે. આનું પરિણામ શું? માનવમાં દાનવનો આવિર્ભાવ, હિંસા-પ્રતિહિંસાની પ્રબળતા, ઘોર અશાંતિ અને સુખના નામે દુઃખપૂર્ણ જીવનનિર્ગમન!

*

આનું પ્રત્યક્ષ પરિણામ છે પ્રગતિશીલ કહેવાતા પાશ્ચાત્ય પ્રદેશોની આંતરિક દશા. પરંતુ આ દશાને ઇશ્વરાભિમુખી જ્ઞાનસમ્પન્ન આર્યદૃષ્ટિથી જોવી પડશે. આજે અમારી પાસે એ નેત્રો પણ ક્યાં છે? આંખોમાં પશ્ચિમની કેળવણીનાં પડળો ચડ્યાં છે. અંગ્રેજી ભણતરમાં અંજાઇ ગયા છીએ. ત્યાંની ખરાબમાં ખરાબ વાતો અમને સારામાં સારી લાગે છે. એવા મોહક મોહ-પાશમાં જકડાયા છીએ કે આપણું હૃદય "પરાયું" બની ગયું છે. જે પરાઇ આંખે જોતો હોય તેને પોતાનો ખ્યાલ ક્યાંથી આવે!

*

# શ્રી રામકૃષ્ણની ઉપદેશવાણી

અનુવાદક: શ્રી જયંતીલાલ મંગળજી ઓઝા M. A. B. T.

[ પરમહંસદેવ શ્રી રામકૃષ્ણના ઉપદેશોમાંથી ચૂંટણી કરીને શ્રી રામકૃષ્ણ મઠ, મદ્રાસ તરફથી અંગ્રેજીમાં 'Saying of Shri Ramakrishna' નામથી એક પુસ્તક પ્રસિદ્ધ થયું છે; તે પુસ્તક હિન્દુ ધર્મના સિદ્ધાન્તો સમજવા માટે અતિ ઉપયોગી હોવાથી તેમાંથી મુખ્ય મુખ્ય ભાગોનો અનુવાદ ગુજરાતી ભાષામાં આપવામાં આવે છે. ]

૧. રાત્રે આકાશમાં ઘણા તારાઓ તમારી દૃષ્ટિએ પડે છે, પણ જ્યારે સૂર્ય પ્રકાશે છે ત્યારે તે દેખાતા નથી. તેથી શું એમ કહેવાય કે દિવસના ભાગમાં આકાશમાં તારાઓ નથી ? તે જ રીતે ઓ માનવી ! તારી અજ્ઞાનદશામાં ઈશ્વરનાં દર્શન તને ન થાય તેથી એમ ન કહેતો કે ઈશ્વર છે જ નહીં.

૨. દુર્લભ મનુષ્યદેહ મળ્યા છતાં જે ઈશ્વરસાક્ષાત્કાર માટે પ્રયત્ન કરતો નથી તેનો જન્મ વૃથા છે.

૩. મનુષ્યને તેના વિચારો તથા આશયો અનુસાર ફળ મળે છે. ઈશ્વર તો કલ્પવૃક્ષ સમાન છે. જેવી ઈચ્છા કરો તેવું તેની પાસેથી મળે. ગરીબનો દીકરો ખૂબ ભણી ભણીને હાઈકોર્ટનો ન્યાયાધીશ થાય અને મનમાં એમ માને કે, 'હું બહુ સુખી છું, મહત્તાના મહાન શિખરે હું પહોંચી ગયો છું, મને પૂરેપૂરો સંતોષ છે,' તો ઈશ્વર પણ તેને એમ જ કહે છે, 'તું તારે છે એમ ને એમ રહે.' પરંતુ જ્યારે હાઈકોર્ટનો ન્યાયાધીશ પેન્શન લઈ નિવૃત્ત થાય છે અને પસાર થયેલ જીવનનો વિચાર કરે છે ત્યારે તેને સમજાય છે કે ગત જીવન તો પાણીમાં ગયું છે, અને તે બોલી ઊઠે છે કે, 'અરેરે ! આ જીવનનું ખરું કાર્ય તો રહી જ ગયું.' તે સમયે પરમાત્મા પણ કહે છે કે, "અરેરે ! જીવનને તેં કેવું કોકટમાં ગુમાવી દીધું !"

૪. માનવી બે પ્રકારની વૃત્તિ લઈને જન્મે છેઃ– વિદ્યા એટલે મુક્તિનો માર્ગ શોધવાની વૃત્તિ અને અવિદ્યા એટલે સંસારની અંદર રચ્યાપચ્યા રહીને બંધનમાં પડવા રહેવાની વૃત્તિ. જન્મ વખતે ત્રાજવાનાં બે પલ્લાંની માફક આ બન્ને વૃત્તિઓ સમતુલામાં હોય છે. પછી તરત જ સંસાર પોતાના ભોગવિલાસ એક પલ્લામાં મૂકે છે અને આત્મા બીજા પલ્લામાં આકર્ષણ ધરે છે. મન જો સંસારની પસંદગી કરે છે તો અવિદ્યાનું પલ્લું નમી જાય છે અને માનવી પાર્થિવ વસ્તુઓ તરફ ઝુકી પડે છે. પણ જો તે આત્માની પસંદગી કરે છે, તો વિદ્યાનું પલ્લું ભારે થાય છે અને માનવી ઈશ્વર તરફ ખેંચાય છે.

૫. એકને જાણો તો સર્વને જાણશો. એકડા પછી મીંડાં મૂકવામાં આવે તો સો–હજાર એમ કિંમત વધતી જાય છે, પણ જો એકડો ભૂંસી નાખવામાં આવે તો તેની કોઈ કિંમત રહેતી નથી. એકને લઈને જ બહુની કિંમત છે. પહેલાં એક અને પછી બહુ. પહેલાં ઈશ્વર, પછી જીવ અને જગત.

૬. પહેલાં ઈશ્વરપ્રાપ્તિ, પછી પૈસો. પરંતુ તેનાથી ઊલટું કરતા નહીં. જો આધ્યાત્મિકતાની પ્રાપ્તિ પછી તમે ગૃહસ્થ જીવન ગાળશો તો કદી પણ તમારું માનસિક સ્વાસ્થ્ય તમે ગુમાવશો નહીં.

૭. તમે સમાજસુધારાની વાતો કરો છો ! વારુ, ઈશ્વરસાક્ષાત્કાર મેળવ્યા પછી તેમ કરો. ઈશ્વરસાક્ષાત્કાર માટે પ્રાચીન ઋષિઓ સંસારત્યાગ કરતા. આ વસ્તુ ખૂબ અગત્યની છે. જો તમારી ઈચ્છા હશે તો પછી બીજી બધી વસ્તુઓ તમને મળી જશે. પહેલાં ઈશ્વરનાં દર્શન કરો, પછી ભાષણ અને સમાજસુધારાની વાતો કરો.

૮. કોઈ શહેર જોવા આવનારે પહેલાં તો રાત્રિનાં આરામ માટે એક મજાનો ઓરડો ખોળી કાઢવો જોઈએ, અને તેમ કર્યા પછી પોતાનો બધો સામાન ત્યાં મૂકી સુખેથી લટાર મારવા નીકળી પડવું જોઈએ. નહીં તો રાત્રિનો અંધકાર થઈ ગયા પછી ધીશીની શોધખોળ કરવી એ બહુ તકલીફનું કામ થઈ પડે છે. એ જ પ્રમાણે સંસારમાં પ્રથમ પ્રવેશ કરનારે સર્વપ્રથમ પરમાત્મામાં વિશ્રાન્તિસ્થાન પ્રાપ્ત કરી લેવું જોઈએ અને ત્યારપછી

નિર્ભય બની પોતાના જીવનમાં દૈનિક કાર્યો કરવાં જોઈએ. નહીં તો પછી મૃત્યુની અંધકારપૂર્ણ ભયભરી રાતને સમયે તેને ઘણાં દુઃખ ભોગવવાં પડશે.

૯. મોટામોટા કોઠારની પાસે બારણામાં ઉંદર પકડવા ઉંદરીઆંમાં મમરા, પૌંઆ વગેરે નાખવામાં આવે છે. ઉંદર બીચારા કોઠારમાં જઈ દાણા ખાવાને બદલે આવાં ઉંદરીઆંમાં ફસાઈ પડે છે; તેમાં પકડાઈ છેવટે મરણ-શરણ થાય છે. જીવાત્માના સંબંધમાં પણ આમ જ સમજવું. જીવાત્મા ઊંચામાં ઊંચા અનેક ભોગ-વિલાસોના એકત્ર આનન્દથી પણ ચડી જાય એવા ઈશ્વરી આનન્દની બહુ જ નજીક ઊભો છે, પરન્તુ તેવા આનન્દને માટે પ્રયત્ન કરવાને બદલે સાંસારિક ક્ષણિક સુખોને માટે તે પ્રયત્ન કરે છે, મહામાયાના ફંદામાં ફસાય છે અને મૃત્યુવશ થાય છે.

૧૦. શું બધા મનુષ્યોને ઈશ્વર-દર્શન થશે? કોઈ પણ માણસને આખો દિવસ ખોરાક વિના કાઢવો [illegible] નથી. કોઈને સવારે ૯ વાગે, કોઈને બપોરે બાર વાગે. તો કોઈને બે વાગે અને બાકીનાને સંધ્યાકાળે એમ વહેલા-મોડું ખાવાનું મળે છે. એમ વહેલામોડા, આ જન્મે કે પછીને જન્મે, કે અનેક જન્મો પછી બધાને ઈશ્વરદર્શન થશે જ થશે, થવાં જ જોઈએ.

૧૧. નાનાં બાળકો આંગણામાં જેમ ફાવે તેમ રમતાં હોય છે, તેમને બીક કે બીજી પંચાત હોતી નથી, પણ જેવી મા આવે છે કે તરત બધું રમવાનું છોડી દઈ 'મા, મા' કરતાં તેની પાસે દોડી જાય છે. હે માનવી! તું પણ તે જ રીતે આ જડ જગતનાં જુદાં-જુદાં રમકડાં-પૈસો, કીર્તિ, પદવી-વગેરે લઈ બેઠો રહ્યો છે, અને તારે ચિંતા કે બીક નથી. પરંતુ જો તને એક વાર માતાજીનાં દર્શન થઈ જાય તો પછી એમાં તને

જો કામ કરવું જ છે તો આજે જ, આ પળે જ શરૂ કરો. બીજાની મદદની કે સલાહની વાટ ન જુઓ. જીવનને સેવા અને કાર્યોથી જ ગૂંથવું છે, તો બીજાની ટીકાઓને ધ્યાન ઉપર ન લાવશો. તમે તમારા કાર્યને જેટલી સુંદર રીતે સમજો એ રીતે આગળ વધ્યે જાવ. ભૂલ થશે તો પણ સુધરશે. અંત જરૂર સુંદર આવશે. તમે દૃઢનિશ્ચયી હશો તો તમારી પ્રગતિને કોઈ રોકી શકશે નહિ. પુરુષાર્થ કરવાની તાકાત અને કાંડાં સબળ હશે તો જીવનનું કોઈ કાર્ય મુશ્કેલ નહિ બને. જીવન એ સંગ્રામ છે. પોતાના સ્વભાવ સાથે સંગ્રામ ખેલતાં શીખવું જોઈએ.

રસ રહેશે નહીં. એ રમકડાં દૂર ફેંકી તું માની પાસે દોડી જઈશ.

૧૨. દરિયાના ઊંડાણમાં મોતી પડેલાં તો છે જ, પણ તે મેળવવા તમારે 'મરજીવા' બનવું પડશે. એક ડૂબકી મારવાથી મોતી ન મળે તો એમ ન કહી શકાય કે દરિયામાં મોતી જ નથી. ફરીફરી ડૂબકી મારો તો જરૂર તમને મોતી મળશે જ મળશે. તે જ પ્રમાણે ઈશ્વરની શોધમાં તમારા આરંભના પ્રયત્નો વ્યર્થ જતા લાગે તો પણ નિરાશ ન થતા. પ્રયત્ન ચાલુ જ રાખજો. અંતે તમે ચોક્કસ સફળ થશો.

૧૩. શાશ્વત આનન્દનો, ચિત્‌નો વિચાર કર્યા કરો, તમને પરમાનન્દ અવશ્ય મળશે. આનન્દ શાશ્વત જ છે, માત્ર અજ્ઞાનથી તે ઢંકાઈ ગયેલ છે. વિષયો પ્રત્યે તમારી આસક્તિ જેટલી ઓછી, તેટલો ઈશ્વર પ્રત્યે તમારો અનુરાગ વધારે.

૧૪. કેવળ દ્રવ્ય હોવાથી મનુષ્ય સંપત્તિવાન કહેવાય નહીં. ધનવાન માણસના ઘરની નિશાની એ કે તેના ઘરના દરેક ઓરડામાં દીવો ઝગમગે છે. દરિદ્ર મનુષ્ય પાસે દીવા બાળવા તેલના પૈસા હોતા નથી, તેથી તે વધારે દીવા બાળી શકતો નથી.

આ દેહરૂપી મંદિરને અંધકારમાં રાખવું નહીં; જ્ઞાનદીપ તેમાં અવશ્ય પ્રકટાવો. "તમારા ઓરડામાં જ્ઞાનનો દીવો પ્રગટાવો અને મારું મુખ નિહાળો." દરેકને જ્ઞાન મળે છે. એક જીવાત્મા છે, બીજો પરમાત્મા છે. પ્રત્યેક જીવાત્મા પરમાત્માના સાથે સંકળાયેલો છે. દરેક ઘરમાં વિજળીક શક્તિનું જોડાણ છે અને એ શક્તિનો પ્રવાહ કંપની પાસેથી મળી શકે તેમ છે. યોગ્ય અધિકારીઓ પાસે જઈ માગણી કરવાથી તે જોડાણ ચાલુ કરી શકાય છે. તેમ કરશો તો વિજળીક રોશની તમારા ઘરમાં આવશે.



લે : કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

(ગતાંક પૃષ્ઠ ૬૨૩ થી ચાલુ)

ये पापं शमयन्ति संगतिभृतां ये दानशृंगारिणो

येषां चित्तमतीव निर्मलतरं येषां न भग्नं व्रतम्।

ये सर्वान् सुखयन्ति हि प्रतिदिनं ते साधवो दुर्लभा

गङ्गावद् गजगण्डवद् गगनवद् गांगेयवद् गेयवत्॥

જેઓ પોતાની સંગતિ કરનારાઓનાં પાપને શમાવે છે, જેઓ દાન કરનારાઓમાં શોભારૂપ છે, જેઓનાં ચિત્ત અત્યંત નિર્મળ છે, જેઓનાં બ્રહ્મચર્યાદિ વ્રત ખંડિત થયેલ નથી ને જેઓ પ્રતિદિવસ સર્વને સુખ આપે છે. તે સજ્જનો દુર્લભ છે. તેઓ અનુક્રમે ગંગાના જેવા, હસ્તીના કપોલ જેવા, આકાશ જેવા, ભીષ્મપિતામહના જેવા ને ગાન કરવા યોગ્ય છે.

વહાલા આત્માનંદી! જ્યાં ભગવાન પરશુરામ જેવા ગુરુ હોય અને મન-વચન-કર્મથી ગુરુસેવા કરનાર દેવદત્ત જેવા સુયોગ્ય શિષ્ય હોય, ત્યાં બાકી પણ શું રહે? જો શિષ્ય ગુરુની સેવા તન-મન-ધનથી કર્યા કરે તો પણ ગુરુના આશીર્વાદ કરીને જ્ઞાન સંપાદન થતું હતું. જ્યારે આજ એથી બધું ઉલટું છે:

"ગુરુગૃહે ભણવા જતા, કચ-કૃષ્ણ જેવા શિષ્ય ક્યાં,
નિઃસ્વાર્થ વિદ્યા આપતા સાંદીપની ગુરુ શુક ક્યાં!

જ્યારે આજ તો...

"વિદ્યા તણું અધ્યયન કરવા જે જતા ગુરુ આશ્રમે
તે હિન્દુ પુત્રો ધર્મ ભૂલી હાલ હોટલમાં જમે.
આચાર ને વિચારનું વળી ભાન કંઈએ ના રહ્યું.
રે હિન્દુપુત્ર! વિચારી જો હિન્દુત્વ તારું ક્યાં ગયું.
ધર્મ ભૂલી કર્મો ભૂલી આચાર પણ બેઠા ભૂલી,
સંધ્યાપૂજાદિ નિત્યકર્મોને દીધી તિલાંજલિ.
સુધરેલ સુધારક બન્યાથી ગુરુતત્ત્વ તો ચાલ્યું ગયું
રે હિન્દુપુત્ર વિચારી જો હિન્દુત્વ તારું ક્યાં ગયું.

સજ્જનો! ખરેખર મારું કહેવું માનવું વા ન માનવું એ આપની મુનસફી અને પાત્રતાઈ પર છોડવામાં આવે છે. પણ નક્કી માનજો કે સદ્‌ગુરુની મન વચન કર્મથી સેવા કર્યા વિના સદ્‌જ્ઞાનપ્રાપ્તિ ક્યાંય સંભવતી નથી. પણ હા, ભૂલ્યો. હાલના જમાનામાં સદ્‌જ્ઞાનની પડી છે કોને? આજ તો માત્ર પેટ ભરવાનું જ જ્ઞાન મેળવવાની દોડધામ થઈ રહી છે. પણ વાસ્તવિક રીતે એને જ્ઞાન ના કહેવાય. સાચું જ્ઞાન એ કહેવાય કે આજ રમણ મહર્ષિને આશ્રમે દેશીઓ અને વિદેશીઓ આત્મતત્ત્વનું શોધન કરવા ઘરબારને તિલાંજલિ દઈ ત્યાં આવીને પડયા છે. જ્યારે આજ આપણી કેવી વિષમ સ્થિતિ છે! એના માટે અમે એક વખત વડોદરા રાજ્યના અમરેલી પ્રાંતના પ્રાંતવિદ્યાધિકારી (એક સમર્થ યોગી પુરુષ) શ્રી. હરિભાઈ પટેલને અમે પ્રશ્ન પૂછેલો કે 'યોગીરાજ! ભારત સાચો ભારત ક્યારે બનશે? ત્યારે હસીને એમણે કહ્યું; 'મહારાજશ્રી! હમણાં તો ભારત દિન-પ્રતિદિન ધર્મકર્મથી ભ્રષ્ટ થઈ ગયો છે. પોતાના માનવ ધર્મને તેણે મૂકી દીધો છે. એને કોઈ પણ પ્રકારે પેટનો ખાડો કેમ પૂરવો એટલી ચિંતા છે. પરંતુ ભારતનો પ્રત્યેક માનવી એમ. એ. એલ. એલ. બી. થાય અને એને કોઈ કામ માટે નહિ બોલાવે તે દિવસે એને ભાન થશે. ને એ પોતાના ધર્મનું આપોઆપ પાલન કરતો થઈ જશે. અને એટલા માટે અમો પણ પ્રતિદિવસ કહીએ છીએ કે...

"પૂર્વની પુન્યાઇ ખાતાં સૂઝે છે તોફાન,
પણ એ ખર્ચી ખૂટી કે આગળ વસમું છે મેદાન."

માટે સજ્જનો! હમણાં પૂર્વની પુન્યાઈના યોગે કદાચ પાંચ, પચાસ કે સો-બસોનો પગાર લાવતા હશો. કે પાંચ-દશ લાખના મિલકતદાર હશો. એ તમારા પૂર્વની પુન્યાઈનું ફળ છે અને એમાં

જો આપણે માનવતા વિહોણા બનીશું તો નક્કી માનજો કે આપણા માટે વસમું મેદાન આવશે. એ હમણાં નહિ સમજાય અને સમજવાનો સમય આવશે ત્યારે તમારી અંતઘડી હશે. જુઓ, એનો સાદો અને સરળ દાખલો આપું છું: ભારતનો એક મહાન જ્યોતિર્ધર છત્રપતિ શિવાજી મહારાજ, એમનો પુત્ર શંભાજી દરેક રીતે અવળો ચાલનાર હતો. શિવાજી મહારાજે એને સુધારવા ઘણો પ્રયત્ન કર્યો છતાંય એ પ્રયત્ન પર પાણી ફર્યું. તત્સંબંધે એક કવિએ ગાયું છે:

કુજન સુજન કદી ન થાય,
ચાહે જીન્દગાની વહી જાય.
બગલો હંસ કદી ના થાય,
એ તો વર્તનથી વર્તાય.

તદનુસાર શંભાજી માટે બન્યું. શિવાજી મહારાજે મરતી વખતે પણ શંભાજીને બોલાવી ઉપદેશ આપ્યો. પણ...

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शान्तये ।
पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम् ॥

સજ્જનો! મૂર્ખને કહેતાં દુર્જનને ઉપદેશ આપીએ તો એ ઉપદેશ ગ્રહણ ન કરે પણ ઉલટો કોપાયમાન થાય. જેમ કે સર્પરાજને દૂધ પાઈએ તો એ અધમ ઝેર બનાવે. તદનુસાર શંભાજી માટે બન્યું. એ કુપુત્રને તે વખતે તો (પૂર્વની પુન્યાઈના સમયમાં) પિતાના શાપની કોઈપણ અસર ના થઈ. ઉપરથી હસ્યો. આપણે પણ આવું બને છે. જુઓ ને, કોઈ એમ કહે કે વ્યાખ્યાનમાં ચાલો, ફલાણા મહારાજ સુંદર પ્રવચન કરે છે. ત્યારે આપણે પણ હસીને કહીએ છીએ કે એ તો નવરાના ધંધા છે. એટલે આપણામાં ને શંભાજીમાં કાંઈ પણ ફરક તો નથી, પણ આપણને આપણો દોષ સમજાતો નથી. એટલે આપણી નીચે તાપણું બળે છે તે આપણે જાણતા નથી. પણ બીજાની ચીનગારી જોવા તૈયાર થઈએ છીએ. એ જ આપણું દુર્ભાગ્ય છે. ખરું પૂછાવો તો સજ્જનો હંસ જેવા હોય છે. તે દૂધ અને પાણી એકઠું કરી આપીએ તો એકલું દૂધ પીએ છે ને પાણી રહેવા દે છે. એટલે તાત્પર્ય કે, સજ્જનો સામાના સદ્ગુણો જુએ છે. દુર્ગુણો તરફ દુર્લક્ષ હોય છે. જ્યારે દુર્જનો બગલા જેવા હોય છે. એ દેખાવમાં હંસ કરતાં વધારે ઉજળા દેખાય છે. અને દેડકાને પકડવા એવું ધ્યાન ધરે છે કે આપણે ભૂલથી કહી દઈએ કે કેવો મહાપુરુષ છે! પણ એવું ધ્યાન દેડકાં પકડવામાં હોય છે. એટલે તાત્પર્ય એ કે દુર્જનો કદીએ સદ્ગુણોના ગ્રાહક હોતા નથી. એ હંમેશાં સામા માણસમાં શું ક્ષતિ હોય તે જોવા પ્રયત્ન કરે છે. અને સજ્જન મરણાન્તે સજ્જનતાઈ તજતો નથી:

સાકર ના તજે ગળપણું
સોમલ તજે ના ઝેર,
સજ્જન મૂકે ન સજ્જનતા
દુર્જન તજે ન વેર.

તદનુસાર શંભાજી માટે બન્યું. પિતાના અવસાન *પછી તો શંભાજી નિરંકુશ બન્યો અને એનાથી થાય* એટલાં પાપનાં પોટલાં બાંધવા માંડ્યાં. એક કવિએ કહ્યું છે:

સુંદર તન—યૌવન મળ્યું,
લક્ષ્મી મળી અમાપ:
સાથે જો સત્તા મળી
તો ચાર મળ્યાં ત્યાં પાપ.

તદનુસાર શંભાજી માટે બન્યું. એમાં કેટલાક સજ્જનો શિવાજી મહારાજના ગુરુ સમર્થ રામદાસ સ્વામીના દર્શનાર્થે ગયા. ત્યાં પ્રજાજનોએ શંભાજીની પાપલીલાની પણ વાતો કરી અને કહ્યું કે 'બાપુ! ઘણી જગાએ જોવા મળ્યું છે કે દેવતા (અગ્નિ)ના દીકરા કોલસા જ પાકે છે. આથી સમર્થદેવનું પણ દીલ કચવાયું અને શિવાજી મહારાજના પુત્ર શંભાજીને 'પૂર્વની પુન્યાઈથી ખાતાં હમણાં સૂઝે છે તોફાન.' એ સમજાવવા સમર્થદેવે પોતાની માયા વડે પ્રયાણ કર્યું. શંભાજી સમર્થદેવને જોતાંની સાથે કમ્પી ગયો. કારણ કે પાપી માનવો પર આવા પવિત્ર પુરુષની છાયા પડે છે એટલે પાપીઓ પોતાનાં પાપોને યાદ કરી કમ્પવા લાગે છે. જેમ શંભાજી માટે બન્યું. સમર્થદેવે શંભાજીને કહ્યું; 'છત્રપતિ શિવાજીના શાપની કોઈ અસર થઈ હોય એમ લાગતું નથી.' શંભાજી તો નીચું મોઢું કરી કરસંપુટ કરી ઊભો રહ્યો છે. અને જાણે આજ એની બધી શક્તિ હણાઈ ગઈ ના હોય તેની માફક તેનાં ગાત્રો થરથર કંપી ગયાં છે. પુનઃ સમર્થદેવ બોલ્યા: 'શંભાજી! મારા સામે તો ન જો

-પણ બેટા આમ તો જો.' એમ કહી આકાશ તરફ નજર કરાવી અને કહ્યું કે જો તને કંઇ દેખાય છે? જવાબમાં શંભાજીએ કહ્યું કે-ના.

સમર્થ:-જો, હવે જો પુન:

શંભાજી:-હા પ્રભુ, સુવર્ણના સાત ડુંગરો દેખાય છે. એ શું હશે ભલા!

સમર્થ:-શંભાજી! એ તારા પૂર્વજોની અને તારી પૂર્વની એકઠી કરેલી પુન્યાઇ દેખાય છે.

શંભાજી:-પ્રભુ! એના મૂળમાં એક જગાએ નાનું તાપણું સળગે છે.

સમર્થ:-હવે જો તો બેટા!

શંભાજી:-પ્રભુજી! હવે તો એ તાપણું એટલું બધું વિશાળ થઇ રહ્યું છે કે હમણાં એ સુવર્ણના સાત ડુંગરોને ભસ્મ કરી નાખશે.

સમર્થ:-શંભાજી, એ નાના તાપણારૂપી તું છે. અને તારી પાપલીલાથી એ સાતે ડુંગરો બળી રહ્યા છે. પુણ્યને બાળવાની પાપની તાકાત છે. અને પાપને બાળવાની પુણ્યની તાકાત છે. એટલે બેટા! તેં આ જન્મે તો એકેય સત્કર્મ કરી પુણ્યરૂપી ભાથું ન ભર્યું અને કેવળ પાપ જ કર્યું એટલે હવે એ સોનાના સાત ડુંગરોરૂપી તારી પુન્યાઇને તારું પાપ બાળી નાખશે. એ દિવસે મોગલ સલ્તનત તારા મસ્તકને ધડથી જુદું કરશે.

આમ કહી સમર્થદેવ ચાલ્યા ગયા. છતાં દુર્જન શંભાજીમાં સજ્જનતા ન આવી તે ન જ આવી. હવે તેના માટે વસમા મેદાનનો પ્રસંગ આવે છે. એક દિવસ શંભાજી જંગલમાં મોગલોની સેનાની વચ્ચે ઘેરાઇ ગયો છે. અને ચારે તરફ મોગલોની બંદુકોની ગોળીઓ છૂટવાની તૈયારી થઇ રહી છે. એને બચવાનો કે નાસી છૂટવાનો એકે ય ઇલાજ ના રહ્યો ત્યારે શંભાજી રડી ગયો. અને બોલ્યો; 'હા પિતા! પિતા! તમારો × શાપ ફળ્યો. હું અભિમાનમાં આંધળો બની મારાથી જેટલી પાપલીલાએ ખેલાઇ એટલી ખેલી, પણ આજ મને ખબર પડે છે કે ખરેખર...

**પૂર્વની પુન્યાઇથી ખાતાં હમણાં સૂઝે છે તોફાન,**
**પણ એ ખર્ચી ખૂટી કે આગળ વસમું છે મેદાન.**

સજ્જનો! જેમ શંભાજી યવનોની સેના વચ્ચે ઘેરાઇ ગયો અને એને પિતાનો શાપ યાદ આવ્યો અને એને પશ્ચાત્તાપ થયો ત્યારે એક ડાહ્યા મોગલે આવી કહ્યું; "વહી ગયો અવસર પછી આવી સમજ શા કામની?" તદનુસાર હું અને તમે પણ જો મનુષ્યત્વનો દુરુપયોગ કરીશું તો આપણને પણ મૃત્યુસમયે પશ્ચાત્તાપ થશે. જ્યારે યમદૂતોએ ઘેરી નાખ્યો હશે ત્યારે પણ બાપલા જેમ શંભાજીનો પશ્ચાત્તાપ નકામો નીવડ્યો તેમ આપણો પણ નકામો નીવડશે. અને કહું છું કે યમદૂતો ઘેરો લગાવે તે પહેલાં મનુષ્યત્વનો સેવાસ્મરણરૂપી સત્કર્મ કરી સદુપયોગ કરજો. નહિતર આપણે શંભાજીની માફક પશ્ચાત્તાપ કરતાં મરવું પડશે. અસ્તુ

સજ્જનો! શાપ પ્રમાણે શંભાજીની સ્થિતિ બની હતી એ ઇતિહાસ વાંચી જુઓ એટલે સમજાશે. પિતાનો શાપ શું કરે છે, એ આ ચરિત્ર પરથી સમજવા જેવું છે. અને પિતાનો આશીર્વાદ શું કરે છે એ ભગવાન ભીષ્મના ચરિત્ર પરથી સમજવાનું છે. અસ્તુ.

ભગવાન પરશુરામની પાસેથી દેવવ્રત વિદ્યાનું દાન લઇ ધનુર્વેદવિશારદ બન્યા અને સાથેસાથે રાજધર્મ, શાસ્ત્રધર્મ અને છેવટે આત્મચિંતન પણ શીખ્યા. આનું નામ જ્ઞાન, આનું નામ ભણતર કે જે જ્ઞાનથી આ લોક અને પરલોક સુધરે: તેનું નામ જ્ઞાન. જ્યારે આજના જ્ઞાનમાં તો આ લોક સુધરતું નથી તો પરલોક ક્યાંથી સુધરવાની આશા રાખી શકાય! કારણ, મેકોલે મહાશયનાં ભણતર ભણનારાં ભાઇબેનો તો બિચારાં બકે છે કે અમને આ Dead language (સંસ્કૃત ભાષા) ગમતી નથી. અને શાસ્ત્રોપુરાણો એ બધું હંબક છે. પણ એટલો વિચાર સરખો પણ કરતા નથી કે હાલના જમાનામાં ગાંધી વિશ્વવંદનીય બની ગયા, એ ગાંધીજીએ યરોડા જેલની અંદર માલવીયાજી પાસે મહાભારત સાંભળ્યું હતું. અને પૂજ્ય ગાંધીજીએ મહાભારત માટે શબ્દો ઉચ્ચાર્યા હતા કે મહાભારત એટલે નર્યો રત્નોનો ગુપ્ત ભંડાર. રામાયણ પણ તે ઘણી વખત સાંભળતા

× શિવાજી મહારાજે મરતી વખતે શંભાજીને આ પ્રમાણેનો શાપ દીધો હતો:

• શાપ દઉં છું શ્વાનમોતે પુત્ર તું મરજે સહિ, ને અન્ત સમયે કાંધ દેવા મરાઠે મળશે નહિ. ચિતા રચવા સવા ખાંડી કાષ્ઠ ના મળનાર છે લાશ તારી જંગલોમાં ઉપાડી ચઢનાર છે.

અને ગીતાના તો એ ઊંડા અભ્યાસી હતા. જુઓને, એનો એક દાખલો કહું:—એક વખત સેવાગ્રામમાં એક અમેરીકન પાદરી પૂજ્ય ગાંધીજીને મળવા આવ્યો. પછી વાતો ચીતો થઈ રહ્યા બાદ પાદરીએ બુકકેઈસ પર નજર કરી અને બુકો સામે જોઈ બોલો ગી. ગાંધી! See This (આમ જુઓ) ગીતાના ઉપર બાઈબલ છે. ગાંધીજીએ જરા હસીને કહ્યું, 'પાદરી મહાશય! ગીતા ઉપર બાઈબલ નથી પણ ગીતાના આધારે બાઈબલ છે.' આ ઉપરથી સમજાશે કે ગાંધીજીને ગીતા પ્રત્યે કેટલું માન હતું, કે પાદરીને કેવો જડબાતોડ જવાબ દીધો. એવા ગાંધીજી પણ પ્રાર્થના કરતા હતા. જ્યારે આજનો આધુનિક જમાને રંગાએલો ભાઈ 'ધર્મ હંબક છે' એવા શબ્દો બકે અને કદીએ પ્રાર્થના સરખીયે કરે નહિ, એવા માનવીને હું પૂછું છું કે માનવી તરીકેનું સંબોધન એને કેમ આપી શકાય? ખરેખર એવા માનવીઓ માનવી નથી પણ, શીંગડાં અને પુચ્છ વિનાના પશુ છે. દેવદત્ત આ પ્રમાણે ભગવાન પરશુરામ પાસેથી ભણી ગણી તૈયાર થયા અને ભગવાન પરશુરામે પણ તપશ્ચરણ માટે હિમગિરિનો માર્ગ લીધો. ભગવાનના અંશાવતાર પ્રભુ પરશુરામ પણ જગતને ઉપદેશ આપવા માટે જપ-તપ કરી ગયા. ખરે, જૈન ભાઈઓના આદી તીર્થંકર ઋષભદેવજીએ પણ સમ્રાટગીરીને લાત મારી કડક યમ-નિયમોનું પાલન કરી જપ-તપ કરી જગતને આદર્શતાનો પાઠ પઢાવ્યો. જ્યારે એ જ આર્યાવર્તના આર્યસંતાનો બકે છે કે અમને જપ-તપ કરવાની ફુરસદ નથી. અને એટલા માટે અમે કહીએ છીએ કે માટે જ ભારતવર્ષ માટે દુઃખ ઉપર દુઃખ છે. આજે જ ભારતનાં ૪૦ કરોડ ભાઈ-બેનો માંથી ૨૫ કરોડને જવ-મકાઈ પર અવલંબન કરવું પડે છે. ૧૦ કરોડને શું ખાઈશું તેની ચિંતા છે. ત્યારે આજના ભારતીય ભાઈ-બેનોને સન્માર્ગગામી બનવાની કે ધર્માચરણ કરવાની ફુરસદ સરખી મળતી નથી. એ આપણું કમભાગ્ય છે.

**અન્નપૂર્ણ ભારતવર્ષ આખા જગતનું પોષણ કરે,**
**એ જ ભારતવર્ષનાં દીન માનવી ભૂખે મરે.**

કોઈને કહો કે આ બધું થયું છે શું! બીજું કંઈ થયું નથી. પણ સત્ય પૂછાવો તો આપણે માનવતા-વિહોણા બન્યા છીએ. માટે સજ્જનો! હજુ બગડી ગયું નથી. આપણા ધર્મગ્રંથોનું પઠનપાઠન કરી સાચા માનવી બનતાં શીખો. અસ્તુ. દેવદત્ત પિતાની સેવામાં અને પોતાની [illegible] એનામાં પાળ નિર્ગમન કરવા લાગ્યા. એમાં અચાનક એક દિવસ એવું બન્યું કે દેવદત્તના પિતા મહારાજા શાન્તનુ કુદરતી દૃશ્યો નિહાળતા જંગલમાં વિચરી રહ્યા છે. ત્યાં એમને અપ્રતિમ સુગંધ આવવા લાગી. એટલે શાન્તનુ વિચાર કરવા લાગ્યા કે આવી સુગંધ ક્યાંથી આવતી હશે! એટલે જે તરફથી સુગંધ આવે છે, તે તરફ પોતાના ઘોડાને દોડાવ્યો. તો એ સુગંધનું મૂળ જડયું. એક અપ્રતિમ સૌન્દર્યવતી શામાને (સ્ત્રીને) નૌકામાં બેઠેલી નીહાળી. એનું સ્વરૂપ એવું અદ્વિતીય હતું અને એનાં પ્રત્યેક અંગપ્રત્યંગો એટલાં બધાં સુકોમળ અને વ્યવસ્થિત હતાં કે જોતાંની સાથે શાન્તનુ મંત્રમુગ્ધ બની ગયો. અને તેની પાસે જઈ બોલ્યો. 'જલદેવી! તું કોણ છે તે તો કહે!' જ્યારે સ્ત્રીએ સ્મિત કરી કહ્યું; 'પ્રભુ! હું તો દેવી નથી. કેવળ કન્યા છું અને આ સાથે દેખાય તે અમારો રહેવાનો આવાસ છે.' કન્યાએ બતાવ્યું એટલે રાજા તુરત જ કેવટના રહેઠાણ પર ગયા અને કન્યાના પિતાને બોલાવ્યો. સમ્રાટ શાન્તનુને જોતાં, કેવટ પ્રસન્ન થયો. અને દંડવત્ પ્રણામ કર્યા. પછી પૂછ્યું; 'પ્રભુ! આજે રંકની ઝૂંપડીને કેમ પાવન કરી?' જ્યારે શાન્તનુએ કંઈક સંકોચ સહ પૂછ્યું; 'યમુનામાં નૌકાવિહાર કરે છે એ મત્સ્યગંધા (યોજનગંધા) તારી કન્યા છે?' કેવટ કહે, 'હા પ્રભુ.' સમ્રાટ શાન્તનુ કહે છે, 'કેવટ! જો તને હરકત ના હોય તો તારી કન્યા મને વળાવ.' કેવટ પણ આ માગણીથી ચિત્રવત્ થઈ ગયો અને મનમાં ને મનમાં બોલવા લાગ્યો. 'ક્યાં ભારતનો સમ્રાટ્ અને ક્યાં એ કેવટકન્યા!' એમ વિચાર કરતાંકરતાં દિઙ્મૂઢ બની ગયો. શાન્તનુએ એને એ દશામાંથી જાગૃત કરવા પુનઃ પ્રશ્ન પૂછ્યો; 'કેવટ! શો વિચાર કરે છે? તારી કન્યા ભારતની સમ્રાજ્ઞી બને છે.' "પ્રભુ મારાં અને કન્યાનાં અહોભાગ્ય કે મારી કન્યા ભારતની સમ્રાજ્ઞી બને. પરંતુ એક શરત પાળવા તૈયાર હો તો એ કન્યા વળાવું!' શાન્તનુ પૂછે છે, શી છે તારી શરત? કેવટ કહે છે: 'પ્રભુ! આપનાથી મારી કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય તે પુત્ર ભારતની સમ્રાટ્‌ગીરીનો વારસદાર બને. તે શરત મંજુર હોય તો હું મારી કન્યાને પરણાવવા તૈયાર છું.' કેવટના આ શબ્દોથી શાન્તનુ ચમક્યો. જાણે એનાપર વજ્રાઘાત ના થયો હોય! તે સ્વગત (મનમાં) બોલ્યો; 'તો 'પછી ગંગાથી ઉત્પન્ન થએલા મારા દેવદત્તનું શું?" કહી 'ના બને.' એટલું બોલીને શાન્તનુએ [illegible] તરફ પ્રયાણ કર્યું. આમ

# સતી સુકલા

લેખક:
શ્રી રામનાથજી 'સુમન'

( ગતાંક પૃષ્ઠ ૬૦૬ થી ચાલુ )

ગોભિલ પદ્મિનીને બોલ્યો–'તું મને શાપ આપવા શા માટે માગે છે? મેં તારો શું અપરાધ કર્યો છે કે તું મને શાપ આપવા માટે તૈયાર થઈ છે? હે શુભે! હું કુબેરનો અનુચર છું; મારું નામ ગોભિલ છે. હું દૈત્ય હોવાથી સ્વાભાવિક રીતે જ મારું વર્તન દૈત્યોના જેવું હોય. મને ઉત્તમ વિદ્યાઓનું જ્ઞાન છે. હું વેદ–શાસ્ત્રોનો જાણનાર અને સર્વકળાઓમાં નિપુણ છું. પણ મારામાં દૈત્યોનો સ્વભાવ હોવાથી પરાયી સ્ત્રી અને પરાયા ધનનો બળપૂર્વક ઉપયોગ કરવાની તક હું છોડતો નથી. હું દૈત્ય છું અને પ્રતિદિન બ્રાહ્મણોના છિદ્રો શોધ્યા કરું છું. વિઘ્નો ઊભાં કરીને તેમની તપસ્યાનો ભંગ કરવાનું અમારું કામ છે. દેવિ! છિદ્ર જડી આવતાં અમે બ્રાહ્મણોનો પણ નાશ કરી દઈએ છીએ. અમે યજ્ઞોનો નાશ કરીએ છીએ જરૂર, પણ બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણ, વિષ્ણુ અને પતિપરાયણ પતિવ્રતા નારીની પાસે જઈ શકતા નથી. કારણ કે તેમનું તેજ સહન કરવાનું અમારામાં સામર્થ્ય હોતું નથી. આ ત્રણેના ભયથી દાનવો અને રાક્ષસો દૂર ભાગે છે. હું પૃથ્વી ઉપર મારા દાનવ ધર્મનું આચરણ કરતો વિચર્યા કરું છું. તો તું કેમ મને શાપ આપવા માટે તૈયાર થઈ છે? આમાં મારો દોષ શું છે તેનો તો વિચાર કર!"

પદ્માવતી દૈત્યની આ વાતોથી ખૂબ જ ક્રોધાયમાન થઈ અને બોલી; 'અરે દુષ્ટ! મારા પવિત્ર દેહ અને ધર્મને તેં નષ્ટ કરી દીધા. હું પતિવ્રતા, સાધ્વી, કેવળ પતિને જ ઇચ્છનારી અને તપસ્વિની છું. હું મારા ધર્મમાં તત્પર રહું છું, તેં પાપી માયાનો આશ્રય લઈને મને ભ્રષ્ટ કરી છે. આથી અવસ્ય હું તને શાપના અગ્નિમાં બાળીશ.'

ગોભિલ બોલ્યો; 'રાજકુમારી! મારી વાત સાંભળ; જે સવાર–સાંજ હોમ કરે છે, યજ્ઞશાળાનો કદિ પરિત્યાગ કરતો નથી તે અગ્નિહોત્રી છે. હે વરાનને! (હે સુમુખી!) હવે હું તમને સેવકના ધર્મ કહું છું તે સાંભળ. જે વાણી, મન અને કર્મથી પવિત્ર થઈને પોતાના સ્વામીની આજ્ઞાનું પાલન કરે છે અને હંમેશાં સ્વામીના સાન્નિધ્યમાં (સમીપમાં) રહે છે તે ખરેખરો પુણ્યવાન સેવક છે. જે ગુણવાન પુત્ર તન–મન–કર્મથી માતાપિતાની આજ્ઞાનું પાલન કરે છે તેને પ્રતિદિવસ ગંગાસ્નાનનું ફળ મળે છે. હવે હું ઉત્તમ પતિવ્રતાધર્મ કહું છું:–વાણી, મન અને કર્મથી જે સ્ત્રી હરરોજ પતિની સેવા કરે છે, જે પતિ પ્રસન્ન હોતાં પ્રસન્ન અને પતિ દુઃખી હોતાં દુઃખી બને છે, પતિના ક્રોધ કરવા છતાં પણ જે તેને છોડીને ચાલી જતી નથી અને જે સ્ત્રી બધાં કામોમાં પતિની સાથે આગળપડતો ભાગ લે છે તે પતિવ્રતા કહેવાય છે. પિતા પતિત હોય, તેનામાં અનેક દોષ હોય તે કોઢી અથવા ક્રોધી પણ હોય, છતાં પુત્રનું કર્તવ્ય છે કે તેણે તેમનો કદિ ત્યાગ ન કરવો. આ પ્રમાણે માતા–પિતાની સેવા કરનાર પુત્ર વિષ્ણુ ભગવાનના ધામને પામે છે. (પરમાત્માના વ્યાપક સ્વરૂપને ઓળખે છે). ઉપર પ્રમાણે સેવા કરનાર સેવક પણ તેવી જ ગતિને પ્રાપ્ત કરે છે, તથા પતિસેવા કરનારી સ્ત્રી પણ પતિલોકમાં જાય છે (સર્વના પતિરૂપ પરમાત્માનું સાન્નિધ્ય પ્રાપ્ત કરે છે અથવા બીજા જન્મોમાં પણ પોતાના તે જ પતિની સાથે રહી વિહાર કરે છે.) અગ્નિને (પરોપકારને) ન છોડનાર બ્રાહ્મણ બ્રહ્મ-લોકમાં જાય છે. સ્ત્રી જો સંસારમાં કલ્યાણની ઇચ્છા રાખતી હોય તો કોઈ પણ અવસ્થામાં તેણે પતિનો ત્યાગ કરવો ન જોઈએ. પતિની ગેરહાજરીમાં જે સ્ત્રી લોલુપતાવશ શરીરને ઘરેણાં અને ઉત્તમ વસ્ત્રોથી સજાવ્યા કરે છે અને શૃંગારનું સેવન કરે છે તેને લોકો સારું કહેતા નથી.

હે શુભે! (કલ્યાણી!) હું સર્વ ધર્મોને જાણું છું. જે મનુષ્યો પોતાના ધર્મને છોડીને ચાલે છે તેમને દબાવવાને માટે જ દાનવોની સૃષ્ટિ થએલી છે. જેટલા નરાધમો શાસ્ત્રોથી વિરુદ્ધ ધર્મથી ચાલે છે તેમને અમે કઠોર દંડ આપીએ છીએ. તું પણ અઘટિત માર્ગથી વર્તી રહેલી છે. તું તારા ગૃહસ્થધર્મનો ત્યાગ કરીને અહિં શા માટે આવી! તું મુખથી તો તને પતિવ્રતા કહે છે પણ કર્મમાં–આચરણમાં તો તારું પતિવ્રતા-પણું જોવામાં આવતું નથી. તું પતિને છોડીને અહિં

શા માટે આવી હતી? તું શૃંગાર ધારણ કરીને આ એકાન્ત સ્થળમાં શા માટે આવી? શા કારણથી કોને દેખાડવા માટે તેં આ પ્રમાણે કર્યું હતું? તું ઉન્મત્ત અને નિઃશંક થઈને પહાડ અને વનમાં ઘૂમ્યા કરે છે. મેં જે કર્યું છે તેમાં તારા પાપનો જ દંડ દીધો છે. તું દુષ્ટ અને અધર્મચારિણી છે, કારણ કે તું પતિને છોડીને અહિં આવેલી છે, અને બની-ઠનીને મનમાન્યા ભોગ ભોગવી રહી છે. મને બતાવ કે આમાં તારું પતિવ્રત ક્યાં છે? તું મારી સામે શું કહી રહી છે અને તારી અંદર તપનો પ્રભાવ ક્યાં છે? તારામાં તેજ જ ક્યાં છે? જો હોય તો આજે મને તેનો પ્રભાવ બતાવ!

પદ્માવતી બોલી; 'અરે અધમ અસુર! સાંભળ, પતિના ઘેરથી મારા પિતા સ્નેહવશ મને અહિં લઈ આવ્યા છે. હું પતિની આજ્ઞાથી જ અહિં આવેલી છું. તેમાં મારો દોષ ક્યાં છે? હું કામ, ક્રોધ, લોભ અથવા અભિમાનને વશ થઈને પતિને છોડી અહિં આવેલી નથી. અહિં પણ હું પતિના સ્મરણને ધારણ કરીને જ રહી રહી છું. તેં છળથી મારા પતિનું રૂપ ધારણ કરીને મને ઠગી છે. હું મથુરાનરેશ સમજીને જ તારી આગળ આવી હતી. જો મેં જાણ્યું હોત કે તું માયાવી છે તો એક જ હુંકારથી તને બાળીને રાખ કરી દેત.'

ગોભિલ બોલ્યો; 'આંધળાને દેખાતું નથી. તું પણ તારા ધર્મરૂપી નેત્રથી હીન છે, તો કેવી રીતે મને ઓળખી શકે? પિતાને ઘેર રહેતાં તું તારા પતિના ધ્યાનથી છૂટી ગઈ હતી, તેથી જ તારી જ્ઞાનરૂપી આંખો બંધ થઈ ગઈ હતી. તેથી જ તેં મને પ્રીછ્યો (પીછાણ્યો) નથી. તારા જેવી પતિના ધ્યાનથી ભ્રષ્ટ થએલી સ્ત્રી બીજા કોના કામની હોય?' આ પ્રમાણે કહીને તે અધમ દાનવ ગોભિલ ખડખડાટ હસતાં બોલ્યો:-'ઓ લુચ્ચી વ્યભિચારિણી! તારાથી મને કશો ભય નથી. તારા જેવીના શાપથી મને શું થવાનું છે? તું ફોકટ ક્રોધ કરી રહી છે અને બધું નિરર્થક જ બકી રહી છે. હવે તો મારે ઘેર મારી સાથે રહીને બધી જાતના ભોગો ભોગવ.'

પદ્માવતીએ કહ્યું; 'અરે પાપી! તું દૂર થા. નીચ પુરુષોના જેવું બકવા ન કર. હું સતીભાવથી રહેવાવાળી પતિવ્રતા સ્ત્રી છું. મારા આગળ એવું બોલીશ તો હું તને ભસ્મ કરી દઈશ.' આ પ્રમાણે કહીને પદ્માવતી બહુ દુઃખી થઈને જમીન ઉપર બેસી ગઈ. પોતાની ભૂલના પશ્ચાત્તાપ અને ગ્લાનિથી તેનું હૃદય ભરાઈ આવ્યું. તે ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. ગોભિલે તેને કહ્યું; 'તારા પેટમાં જે મારું વીર્ય છે તેનાથી તને, આ સમસ્ત સંસારને ત્રાસ દેનારો પુત્ર ઉત્પન્ન થશે.' આ પ્રમાણે કહીને તે ચાલ્યો ગયો.

પદ્માવતીના રુદનથી જંગલ કંપવા લાગ્યું. ત્યારે તેની બધી સખીઓ, જેઓ પદ્માવતીને તેના પતિની સાથે રહેલી જાણીને દૂર ચાલી ગઈ હતી, તે દોડીને ત્યાં આવી પહોંચી. તેમણે પદ્માવતીને દુઃખી થઈને રડવાનું કારણ પૂછ્યું. પદ્માવતીએ પોતાના છેતરાઈ જવાનો બધો પ્રસંગ તેમને કહી બતાવ્યો. સખીઓ બહુ ચિન્તાતુર થઈ. તેઓ ખૂબ ખિન્નતાથી પદ્માવતીને પિતાને ઘેર લઈ ગઈ. પદ્માવતી ખૂબ સંકોચ અને ગ્લાનિપૂર્વક ઘરમાં ગઈ. સખીઓએ બધી ઘટના પદ્માવતીની માતાને કહી સંભળાવી. માતા ગભરાઈને પોતાના પતિની પાસે ગઈ અને તેમને બધી બાબતથી વાકેફ કર્યા. રાજા સત્યકેતુ આ બીના સાંભળીને બહુ દુઃખી થયા. તેમણે વિચાર્યું કે હવે આ કન્યાને વાત વધાર્યા કર્તા ચુપચાપ મથુરા મોકલાવી દેવી જોઈએ. તેમણે તેનો દોષ છુપો રાખી તેને યોગ્ય પ્રબંધ કરી મથુરા મોકલી દીધી.

ધર્માત્મા ઉગ્રસેન પોતાની પ્યારી પત્ની પદ્માવતીને ફરીથી ઘેર આવેલી જોઈ બહુ પ્રસન્ન થયા. પહેલાંની માફક દિવસો ઉપર દિવસો વીતવા લાગ્યા. અને સર્વ લોકોને ભય આપનાર તે દારુણ ગર્ભ પણ ક્રમેક્રમે વધવા લાગ્યો. પદ્માવતીને તો તે ગર્ભનું રહસ્ય માલુમ જ હતું. તેથી તે ખિન્ન રહેવા લાગી. તે દિનરાત એ જ બાબતની ચિન્તા કર્યા કરતી હતી. તેણે વિચાર્યું; 'આનો લોકનાશક દુષ્ટ પુત્ર જન્માવવાથી શું લાભ! માટે તેને તો નષ્ટ જ કરી દેવો જોઈએ. તેણે આમતેમ પૂછપરછ કરીને ગર્ભપાત કરાવનારી ઔષધિઓ મેળવી કરી. અને અનેક ઉપાયો કર્યા પરન્તુ ગર્ભ પડ્યો નહિં અને વધતો જ રહ્યો. એક દિવસ પદ્માવતીને એવો અનુભવ થયો કે જાણે ગર્ભમાં રહેલો બાળક તેને કંઈક કહી રહ્યો છે. "માતા! પ્રતિદિન જુદીજુદી ઔષધિઓનું સેવન કરીને શા માટે દુઃખી થઈ રહી છે? જીવનું આયુષ્ય

પુણ્યથી વધે છે અને પાપથી ક્ષીણ થાય છે. જીવ પોતાના કર્મફળથી જ જીવે છે અને મરે છે. કોઈ ગર્ભ ધારણ કરતાં જ મૃત્યુ પામે છે, કોઈ ગર્ભમાં, કોઈ અવતરીને અથવા કોઈ યુવાન થઈને મૃત્યુ પામે છે. બાળક, યુવાન અને વૃદ્ધ સૌ પોતપોતાનાં કર્મો અનુસાર જીવે છે અને મરે છે. ઔષધિ, દેવતા, મન્ત્ર—આ બધું તો નિમિત્તમાત્ર છે. હું કોણ છું તે તમને માલુમ નથી. તમે મહા બળવાન કાલનેમિનું નામ સાંભળ્યું હશે. હું તે જ કાલનેમિ છું. હું દાનવોમાં મહાબળવાન અને ત્રિલોકને ભયભીત કરનારો છું. ઘોર દેવાસુર સંગ્રામમાં પ્રાચીન કાળમાં વિષ્ણુએ મને માર્યો હતો હું તે જ વૈરનો બદલો લેવા માટે તમારા ઉદરમાં આવેલ છું.''

ગર્ભ બરાબર વધતો જ રહ્યો. સમય પૂરો થતાં પદ્માવતીના પેટથી મહાબળવાન કંસ પેદા થયો, કે જેનાથી સંસાર ભયભીત થઈ ગયો હતો, અને ભગવાન્ શ્રીકૃષ્ણે તેને મારીને પુનઃ શાન્તિની સ્થાપના કરી હતી. હે પ્રિય! મેં સાંભળ્યું છે કે આ પ્રકારની ઘટનાઓ ભવિષ્યમાં પણ બનશે. માટે કન્યાને પિતાને ઘેર સ્વતન્ત્રતાપૂર્વક રહેવા માટે છોડી દેવી ન જોઈએ. તમે પણ આ દુષ્ટ કન્યાનો ત્યાગ કરી દો, નહિંતર મહાદુઃખ અને મહાપાપના ભાગી થશો.

શૂકરી આગળ કહેવા લાગી—મારી માતાની વાત માનીને પિતાએ મારો ત્યાગ કરવાનો નિશ્ચય કરી લીધો અને મને બોલાવીને કહ્યું કે બેટી! મેં તને દરેક પ્રકારનાં કપડાંલત્તાં અને ઘરેણાં આપ્યાં છે. તારી જ અનીતિથી તારા પતિ શિવશર્મા ચાલ્યા ગયા છે. હવે તું પણ અહિંથી જા અને જ્યાં તારા પતિ હોય ત્યાંથી તેમને ખોળી કાઢીને તેમની સાથે રહે, અથવા જ્યાં તને મન ફાવે ત્યાં જતી રહે.' હું આ પ્રમાણે અપમાનિત થઈને ચાલી નીકળી. પરન્તુ હું ક્યાંય પણ રહી ન શકી. કે સુખ પણ મેળવી ન શકી. 'પેલી કુલ્ટા આવી છે' કહીને લોકો બધે મારો તિરસ્કાર કરવા લાગ્યા. હું કુળમર્યાદાથી રહિત થઈને દેશ-વિદેશમાં ભટકવા લાગી. રખડતાં રખડતાં એક સમય ગુજરાત દેશના સૌરાષ્ટ્રપ્રાન્તના વનસ્થલ નામના નગરમાં એક વિશાળ શિવમન્દિરની પાસે પહોંચી. હું ભૂખથી આકુળવ્યાકુળ થઈ રહી હતી. ભિક્ષાપાત્ર લઈને ઘેરઘેર ફરવા લાગી, પરન્તુ જ્યાં જતી ત્યાં લોકો મને ધૂત્કારી કાઢતાં હતાં. આન્તરિક દુઃખ અને ભૂખની પીડાથી વ્યથિત થએલી હું ભમતી-ભમતી એક વિશાળ ઘર આગળ પહોંચી. તે ઘર બહુ સુન્દર હતું. તેમાં એક તરફ વેદશાળામાં વેદધ્વનિ થઈ રહ્યો હતો. નોકર-ચાકરો પણ આમતેમ આવ-જા કરી રહ્યા હતા. તે ઘરના દ્વાર પર જઈને મેં ભિક્ષા માગી. ગૃહસ્વામીએ પોતાની સદ્ગુણી પત્ની મંગલાને કહ્યું: 'મંગલે! એક દુર્બળ બાળા ભિક્ષાને માટે દ્વાર ઉપર ઊભેલી છે તેને બોલાવીને ભોજન કરાવી દો.' ગૃહિણી આવીને મને અંદર બોલાવી ગઈ અને આદરથી ભોજન કરાવ્યું જ્યારે હું ભોજન કરી રહી ત્યારે ગૃહસ્વામીએ (ઘરધણીએ) મને પૂછ્યું: 'તું કોણ છે, કોની સ્ત્રી છે, અહિં કેવી રીતે આવી છે, શા માટે બધે ભટક્યા કરે છે? મને બતાવ!' મેં જોવાથી અને ગળાના અવાજથી તેમને ઓળખી લીધા. તે મારા પતિ ધર્માત્મા શિવશર્મા હતા. મેં લજ્જાથી શિર નમાવી દીધું. તેઓ પણ મને ઓળખી ગયા. મંગલાએ સ્વામીને પૂછ્યું: 'સ્વામિન્! આ બાળા કોણ છે, કે જેને આપને જોવાથી લજ્જા ઉત્પન્ન થઈ રહી છે? કૃપા કરીને બતાવો.'

શિવશર્માએ કહ્યું: 'મંગલે! જો જાણવા ઇચ્છે છે તો સાંભળ. આ ભિખારણ બ્રાહ્મણ વસુદત્તની કન્યા છે. આનું નામ સુદેવા છે. આ જ સુદેવા મારી પ્રિય પત્ની હતી. હે શુભે! મારા વિયોગથી દુઃખી થઈને આ મારી શોધમાં અહિં આવી છે. હવે તને એનો પરિચય કરાવી દીધો માટે તું એનો ઉત્તમ પ્રકારે સત્કાર કર.'

પતિવ્રતા મંગલા પતિની વાતથી બહુ પ્રસન્ન થઈ. તેણે લઈ જઈને મને સ્નાન કરાવ્યું, ઉત્તમ વસ્ત્રો તથા વિવિધ પ્રકારનાં આભૂષણો પહેરાવ્યાં. દેવી! મારા પતિદ્વારા આ પ્રમાણે સંમાનિત થતાં મને મારાં પહેલાંનાં કૃત્યો પર ભયંકર પશ્ચાત્તાપ થવા લાગ્યો. પતિવ્રતા મંગલાનું સંમાન જોઈ મને બહુ ગ્લાનિ થઈ. મારા પ્રાણોને એવી ચોટ લાગી કે આ જ દુઃખ અને ચિન્તામાં હું ઘોળાવા લાગી. હું વિચારતી કે 'હાય! આવા ધર્માત્મા પતિને મેળવીને પણ હું સુખી ન થઈ. મેં તેમનો હંમેશાં તિરસ્કાર જ કર્યો હતો. કદિ તેમની સાથે સીધે મોઢે બોલી પણ નથી. કદિ તેમની સેવા નથી કરી, હવે હું કેવી રીતે તેમની આગળ બોલી શકું? મારું હૃદય દારુણ વ્યથાથી બળવા લાગ્યું અને આ જ દુઃખમાં એક દિવસ મારા પ્રાણ નીકળી ગયા.

આની પછી મારો આત્મા અનેક નારકીય વેદનાઓમાં થઈને પસાર થતો રહ્યો, તથા અનેક નીચ યોનિઓમાં મારે જન્મ લેવો પડ્યો. હવે શૂકરી-રૂપમાં પૃથ્વી ઉપર જન્મી છું. દેવી! તમારા હાથમાં સર્વ તીર્થો છે,

તમારા પ્રસાદથી મારાં સર્વ પાપો નષ્ટ થઇ ગયાં છે અને તમારા જ પુણ્યના તેજથી મને જ્ઞાન પ્રાપ્ત થયું છે. હું નરકની યાતનાઓમાં પડેલી છું. મારો આપ ઉદ્ધાર કરો.

રાણીએ કહ્યું–' ભદ્રે ! મેં શું પુણ્ય એકઠું કરેલું છે કે જેથી તારો ઉદ્ધાર કરી શકું ?' શકરી બોલી; ' આ મહારાજ ઇક્ષ્વાકુ સાક્ષાત્ વિષ્ણુરૂપ છે અને તમે સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ છો. તમે પતિવ્રતા, પતિપરાયણ અને ભાગ્યશાલિની સતી સ્ત્રી છો. માટે તમે સર્વદા સર્વતીર્થમય છો. તમે મારા કલ્યાણને માટે તમારા એક દિવસના પુણ્યનું મને દાન કરો. આ વખતે મારે માટે તમે જ માતા છો, તમે જ પિતા છો, તમે જ ગુરુ છો. હું પાપિણી અને જ્ઞાનહીન નારી છું. હે શુભે ! તમે મારો ઉદ્ધાર કરો.'

આ સાંભળી રાણીએ પોતાના પતિ મહારાજ ઇક્ષ્વાકુ તરફ જોયું. મહારાજે કહ્યું: ' આ દુઃખિણીને પોતાનાં પાપથી આવી યોનિ પ્રાપ્ત થઇ છે. હે શુભે ! તમે તમારા ગુણ અને આશીર્વાદથી તેનો ઉદ્ધાર કરો. તમારું મંગલ થશે.'

પતિની આજ્ઞા મેળવીને રાણીએ શકરીને કહ્યું; 'અચ્છા, હું તમને મારું એક વર્ષનું પુણ્ય આપું છું.'

રાણીએ આ પ્રમાણે કહેતાં જ શકરીએ ફરીથી સુન્દર મનુષ્યદેહ પ્રાપ્ત કરી અને દિવ્ય વિમાન પર સવાર થઇને સ્વર્ગલોક તરફ ચાલી નીકળી." ચાલુ

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

મુંબઈ

અમથાલાલ જમનાદાસ શાહ
જયવંતપ્રો.પ્રેસ૪૪ સી.પી.ટેન્કપહેલેમાળે
શ્રી મુળશંકરભાઈ, દવેસોપ ડેપો કેથેડ્રલ
સ્ટ્રીટ–અનંતવાડીને નાકે મુંબઇ ૨
મહેન્દ્રરાય દયાશંકર શુકલ C/o સસ્તુ
ઔષધ કાર્યાલય બાલાજીરોડ–સુરત
ભગવાનદાસ નગીનદાસ દાળવાળા
બેગમપુરા મોલવાડ સુરત.
બુકસેલર્સ દેસાઈ બ્રધર્સબજાર–ભરૂચ
પટેલ ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા
જગજીવનદાસ હરગોવનદાસ બુકસેલર
લીમડા પોળના નાકે વડોદરા
'મહાકાળી બેંગલ સ્ટોર્સ', ન્યાયમંદિર
પાસે, હનુમાન ચકલા, વડોદરા.
મધુસુદન ભાઇલાલ બુકસેલર પાદરા
પોપટલાલ શોભાણદાસ પાદરા
શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઇશ્વરભાઈ પાદરા
શાન્તિલાલ છોટાલાલ–આલોદ
ચંદનસિંહજી ગુમાનસિંહજી રાઓલજી
રાજપૂત હોસ્ટેલ ગોધરા
ચરોતર બુક સ્ટોલ સ્ટેશનરોડ આણંદ
ચીમનલાલ છોટાલાલ કાંટાવાળા ઉમરેઠ
દુર્ગાપ્રસાદ શર્મા પખાલીપોળ
ભારદ્વાજ ભુવન મોરબી
શાહ બ્રધર્સ –ડાકોર
ગોરધનદાસવલ્લવભાઈપટેલ(સર)કરમસદ
ઠક્કર સુંદરલાલ તેજસીભાઇ–હારીજ
નારાયણભાઈ હરિરામ રાવલ મુ.ખાવડ
દયાલજી પરસોતમ મસીદ પાસે આણંદ
અમીનછોટાભાઈ કાશીભાઇબજારમાંવીરસદ
કીનુભાઈ ભાઈલાલભાઈ માસ્તર ,,
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
પા.અંબાલાલ ડાહ્યાભાઇલખાવાડનડીઆદ
શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર ભાવસારવાડ ,,
કાલીદાસલલ્લુભાઈવસોકોપરેટીવબેંકવસો
મોતીભાઈ જેઠાભાઇ વડકુવાપાસે પેટલાદ
નવનીતલાલઓચ્છવલાલદેસાઇકપડવણજ

અમદાવાદ

મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની
પોળ સોનીની પોળના મેડા ઉપર
શાહ સોમચંદ અંબાલાલ ઘડીયાળી તથા
નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ
મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે
શાન્તીલાલ છોટાલાલ શાહ
ગોમતીપુર દરવાજા પાસે લીંબાડીશેરી
ભીખાભાઈ સખારામ ખોપકર
અસારવા–મ્યુ. દોરીના ટબા પાસે
નાગજીભાઈ મુળજીભાઈ પટેલ,
સરસપુર, પઠાણની ચાલી, રૂમ નં. ૨૫૮
લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ નવાવાડજ
પૂંજાલાલ જેશંકર ત્રિવેદી ,,
વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૮૧૩શિવાજી
પેઠ પૂનાસીટી
પટેલ છોટાભાઇ હજમભાઈ ધરમજ
શંકરલાલ લેખતારામ દીક્ષિત
સત્યનારાયણના મંદિર પાસે કલોલ
ગુજરાત જનરલ ટ્રે.કંપની–મહેસાણા
હરીભાઇ ન્યુસ એજન્ટ મહેસાણા
હરગોવનદાસ હાલાભાઈ સીદ્ધપુર
કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ પાટણ
શામળદાસ ઓધવજી મહુવા
દેસાઈ ગુલાબસિંહ ભગતસિંહ
ધી નેશનલ બુકસ્ટોલ વીઠ્ઠલભાઈ પટેલરોડ
અંબાજી માતાપાસે વીરમગામ
નારાયણભાઈપ્રેમચંદગાંધીબજાર ધોળકા
ગોરધનદાસછોટાલાલમોઢવાડાશેરીધંધુકા
હર્ષદરાયમણીલાલશાહબુટાલવાડાગોડાસા
મણીલાલ બ.શાહ ઠે. બો.ઓરીસ
કીશનચંદ એન્ડ. કો. સરોટી (યુગાન્ડા)
હનુમાન આશ્રમબોક્સનં.૧૧૨૬ નૈરોબી
ડી. પી. ભગત પો.બો.૨૪૧ મોમ્બાસા
જેઠાલાલ પી. ન્યુસપેપર એ. જામનગર
ઠા. કાનજીભાઇ દામજીભાઈ અંદરજી
તળસીભાઇ રૈયા નાકા પાસે, રાજકોટ
રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી રાણપુર
નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર
કાનસીંગ રામસીંગ હોટલવાળા–ધાંગધ્રા
જગજીવન બુક ડીપો, વઢવાણ કેમ્પ
કામેશ્વર પુસ્તકાલય અમરેલી
નાનાલાલ ત્રીભોવનદાસ પંડ્યા બીલાર
ત્રિવેદી પ્રભાશંકર જયશંકર થોળ
દેસાઈ પરસોતમદાસ હીરાભાઇ સીનોર

# પ્રભુના પુનિત પાદારવિંદમાં

કૃપાનિધાન ! જીવન-સરિતા પૂર વેગે વહી રહી છે. આશા પર મોતનાં ડંકા-નિશાન ગડગડી રહ્યાં છે. યમાલયનાં આમંત્રણો, એક પછી એક, આવી રહ્યાં છે. એવો સોનેરી સૂરજ ક્યારે ઊગશે, જ્યારે દેહ અને દુનિયાની દુર્ગંધથી દૂર થઈને, કેવળ આપના ભજનમાં જ મશગૂલ બની જઈશ ? પ્રભો ! વિચાર-તરંગો તો ઘણી વાર ઊઠે છે, પરંતુ તેમને અમલમાં નથી મૂકી શકતો. કોઈ પણ સ્થિતિમાં સાચા સુખનાં દર્શન થતાં જ નથી. મારી મનોકામના મુજબ, મનથી માની લીધેલાં સુખ-દુઃખના સાગરમાં ગોથાં ખાઈ રહ્યો છું. જાણું છું—સારી પેઠે જાણું છું કે 'જેનું નામ તેનો નાશ' અવશ્યંભાવી છે; તેમ છતાં પણ માંકડા જેવું આ મન, આપના નિત્યનૂતન મનોહર સ્વરૂપમાં મુગ્ધ નથી બનતું. કૃપાળુ ! આ મનરૂપી મર્કટની સાન ક્યારે ઠેકાણે આવશે ? મોહરૂપી આ નિદ્રા ક્યારે ઊડી જશે ? હૃદયપ્રદેશમાં અહર્નિશ પ્રજ્વલિત અગ્નિજ્વાળાઓ ભડકતી રહી છે અનેકવિધ કલ્પનાઓ દિલ-દરિયાના નિર્મળ જળને ડહોળું બનાવીને ક્ષુબ્ધ બની રહી છે—જેમ ભયંકર તોફાનને લીધે આકાશને માપવા મથતાં સાગરનાં મોજાંઓ હિલોળે ચડે છે તેમ.

મારા સ્વામી ! હૈયાની આ હોળી ક્યારે બૂઝાશે ? અહંકારના ચક્રવ્યૂહમાંથી બહાર નીકળીને આપનાં પુનિત પાદ-પદ્મોમાં ક્યારે આત્માર્પણ કરી શકીશ ?

દીનબંધુ ! હું એ વાંચું છું, સાંભળું છું, કહું છું અને કોઈ કોઈ વાર વિવેક જાગવાથી અનુભવ પણ કરું છું કે સર્વત્ર આપનો જ વાસ રહેલો છે. આપની 'મંગલમય અનિચ્છામયી ઈચ્છા' દ્વારા જ આ ખટક-ખેલ ખેલાઈ રહ્યો છે. માયાના મેલવાળાં ચર્મચક્ષુઓ વડે જ્યાં અમંગલનો આભાસ થાય છે ત્યાં પણ આપનું મંગલ વિધાન જ કામ કરી રહ્યું હોય છે. અંતર્દૃષ્ટિથી જોતાં જન્મ-મૃત્યુ, સંયોગ-વિયોગ, અનુકૂળતા-પ્રતિકૂળતા વિ. તમામ દ્વંદ્વોમાં આપની શુભનિષ્ઠા જ દૃષ્ટિગોચર થાય છે. બધું આપનાથી જ પેદા થયું છે, આપનાથી જ પોષાય છે અને આપનાથી જ પ્રલયને પામે છે. પરંતુ નાથ ! અજ્ઞાનના ઝાંખાપાને લીધે મને એ સૂઝતું નથી.

પ્રાણેશ્વર ! હવે તો એવી કૃપા કરો કે જેથી મારા અજ્ઞાનનો પડદો ચીરાઈ જાય, મોહનાં પડળો ખરી જાય અને તમારી લીલાને તેના અસલરૂપે સમજીને તમારો પોતાનો જ બની જાઉં. આ વિનંતિ બહુ પડતી જણાય તો પ્રભો ! એટલું જ કરો કે મારા મનમાં ચાહનાની ચાહ ન રહે—વાસનાની વાસ ન રહે; ચોપાસ કેવળ શ્યામસુંદરની જ સુવાસ પ્રસરી રહે. મારી તો આટલી અરજી છે. પછી હરજી ! જેવી તમારી મરજી ! ગળિયા સાથે બાથ ભીડવાનું બાળકનું શું ગજું !

— આપનો જ એક અબોધ બાળક



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्धर्धयत् । कामोद्वेगकुमार्गदम्भदलकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'-मापाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૨ મું. : કાર્તિક-૨૦૦૫ : નવેમ્બર-૧૯૪૮ : અંક ૮ મો.



# પ્રભુ-પ્રાપ્તિનાં પગથિયાં

શ્રી 'પુનિત'

(ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે......રાગ)

(ગઝલ)

સજાવી દો! સ્વરગ-સીડી સજાવી દો!
પ્રભુને પામવા માટે, પગથિયાં નોંધ રાખી લો!........(૧)
જીવન સૌ દૂધડાં માનો, પ્રભુજી કામધેનુ છે,
સહનશક્તિ-ખટાશોને, જીવન દૂધે મિલાવી દો!........(૨)



બને જે ભાવનાનું દહીં, હૃદય-ગોળીમાં રેડી દો!
મનનના તો રવૈયાને, ફિરાવી દો ફિરાવી દો!........(૩)
નીકળતું તત્ત્વ શ્રદ્ધાનું, તમે સંચય કરી લ્યોને;
વધેલી છાશ સંશયની, ફગાવી દો, ફગાવી દો!........(૪)
પછી એ શ્રદ્ધા-માખણને, કસોટી-અગ્નિએ મૂકો,
દુ:ખોનાં કાષ્ઠને બાળી, તપાવી લો તપાવી લો!........(૫)
પરિણામે નીકળતું ઘી, ખરું ભક્તિ સ્વરૂપ માનો,
ભજનધૂનોના ગુંજનને, ગુંજાવી દો, ગુંજાવી દો!........(૬)
લઇ એકતાર-દીવેટો, કરો વૈરાગ્યની આરતી,
'પુનિત' જ્યોતિ મહીં જ્યોતિ, મિલાવી દો,
મિલાવી દો!........(૭)




વૈદિક આર્ય દ્રષ્ટાઓનું ઉદ્ગાન છે કે:—

जीवेम शरदः शतम् । शृणुयाम शरदः शतम् । प्रब्रवाम शरदः शतम् । अदीनाः स्याम शरदः शतम् । भूयश्च शरदः शतात् ॥

અર્થાત્ અમે શતાયુ થઈએ, અમારી કર્ણશક્તિ—શ્રવણશક્તિ, વાક્શક્તિ અને સર્વ ઇન્દ્રિયોની શક્તિ સો વર્ષ સુધી એવી ને એવી ઉત્સાહપૂર્ણ અને વેગીલી વહ્યા કરે, અમે સો વર્ષ સુધી દીન—હીન અને દુર્બળ ન બનતાં પૂર્ણ પ્રતિભાશક્તિ અને મેધાશક્તિને ધારણ કરતા રહી શકીએ, અને જો અમે ઇચ્છીએ તો સોથી પણ વધુ વર્ષ સુધી જીવવા અમે સમર્થ બની શકીએ!

ઉપરના મન્ત્રમાં આર્ય ઋષિઓ સમાજને સમ્પૂર્ણ સમર્થ શરીરે સો વર્ષ સુધી જીવવાની ભાવના દર્શાવે છે. અને એ રીતે સો વર્ષ શી રીતે જીવી શકાય, તેથી ય વધુ વર્ષો ઇચ્છા પ્રમાણે શી રીતે જીવી શકાય તે તેમણે જીવીને બતાવ્યું છે.

વર્ષે વર્ષે પ્રજામાં પ્રાણશક્તિ—જીવનશક્તિ પૂરનાર સૂર્ય નવા રાશિચક્રમાં પ્રવેશ કરે છે અને ઉત્તરાયણ અને દક્ષિણાયન દ્વારા પૃથ્વીના ઉત્તર ગોલાર્ધ અને દક્ષિણ ગોલાર્ધનાં પ્રાણીઓમાં નવીન જીવનશક્તિવાળાં ઓજ, બળ અને વીર્યનું સ્થાપન કરે છે, ઓષધિઓ નવપલ્લવિત બને છે, વસન્તો લહેરાય છે, વનસ્પતિ ફુલ-ફળથી લચી રહે છે, પ્રજામાં નવસુરખી પ્રકટે છે, તેના હૃદયવિકાસમાં—મનોવિકાસમાં અને અંગવિકાસમાં નવું સોપાન ઉમેરાય છે. આમ નવા વર્ષના જયજયકાર સાથે પ્રજાજીવન નવલ ભૂમિકાના નવલ વર્ષમાં પ્રવાહિત થવા લાગે છે.

આમ છતાં આપણે જોઈએ છીએ કે સૂર્ય યથાનિયમ પ્રાણશક્તિ પૂરતો હોવા છતાં પ્રાણી—શરીરો અને તેમાં ય ખાસ કરીને મનુષ્યશરીરો ચાલીસ, પચાસ કે સાઠ વર્ષમાં હચમચી જાય છે, મનુષ્યોના ચાર પુરુષાર્થોનો સાધક આ દેહરથ તેની પુરુષાર્થસાધના પૂરી કર્યા પહેલાં જ ખખડધ્વજ બની ભાગી પડે છે. આ મહાવ્યાધિમાં આખો સમાજ સપડાએલો દેખાય છે. આ મહાવ્યાધિનું મુખ્ય કારણ એ છે, કે સૂર્ય આપણને જે પ્રાણશક્તિ—જીવનશક્તિ આપે છે તેનો આપણે ઇન્દ્રિયોનાં દ્વારો વડે હદ બહારનો દુરુપયોગ કરીએ છીએ. આય કરતાં વ્યય વધારે હોય તો આ દેહની સંસ્થા શી રીતે ટકી શકે? માટે આપણે સો વર્ષ જીવવા માટે અને જીવનને સફળ કરવા માટે—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ કરવા માટે આપણાં

ઇન્દ્રિય દ્વારોને સંયમિત, નિયમિત, શાન્ત અને નિર્વિકાર બનાવવાં જોઇએ, ખાનપાન-આહારવિહારમાંથી સ્વાદ, કૃત્રિમપણું અને લોલુપતા દૂર કરવાં જોઇએ, અને એ રીતે આપણા દેહમન્દિરને શાન્ત, સ્વચ્છ અને નિર્વિકાર બનાવી-પ્રભુના આવિર્ભાવને માટે યોગ્ય બનાવી શતસંવત્સરો સુધી, આત્મદેવની આરાધનામાં લાગ્યા રહી આવી પડેલા વ્યવહારોનો નિર્વાહ કરવો જોઇએ.

આમ આ નવીન વર્ષના આશાભર્યા મંગલ પ્રારંભે અમે અમારા ગ્રાહકોને અને સર્વ સામાજિકોને શતાયુ બની, પોતાના જીવનનું પરમ લક્ષ્ય સિદ્ધ કરવા સામર્થ્ય પ્રાપ્ત થાય એવી પરમાત્મા પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ.

## શ્રેયઃસાધનામાં સહાયક થવા આમન્ત્રણ

હાલમાં સમાજમાં અર્થલોલુપતા અને કામલોલુપતાએ સારું જોર જમાવ્યું છે. તેને સિદ્ધ કરવા માટે મનુષ્યો ધર્મ અને નીતિને ઠોકરે ઊડાવી રહ્યા છે. પતંગિયું જેમ અગ્નિનો પ્રકાશ જોઈ આનન્દિત બની જાય છે અને પછી તેમાં પડી દાઝી જાય છે તેમ મનુષ્યો પ્રારમ્ભિક ક્ષણિક સુખને માર્ગે વળી ચિર શાન્તિ અને સત્ય સુખથી વિમુખ બની રહ્યા છે અને વિનાશના મુખમાં ધકેલાઇ રહ્યા છે. આવે સમયે જો કોઈ અત્યન્ત આવશ્યકતા ધરાવતું પુણ્યકાર્ય હોય તો તે સમાજમાં ધર્મ અને નીતિની પ્રતિષ્ઠા કરી તેને મૃત્યુમાંથી ઊગારવાનું છે. આ પત્ર એ કાર્યમાં પોતાની રીતે પ્રયાસ કરી રહ્યું છે. અને સમાજમાં તેને સારો આવકાર મળી રહ્યો છે. જે ગ્રાહકો અને વાચકબન્ધુઓ વિશ્વમંગલના આ પ્રયાસમાં નવીન વર્ષથી પોતાનો સ્તુત્ય ફાળો આપવા ઇચ્છતા હોય તેમને અમે આમન્ત્રીએ છીએ. પોતાના કુટુમ્બવર્ગમાં સ્નેહી-સમુદાયમાં, આપ્ત-સમ્બન્ધીઓમાં તેઓ વિશ્વમંગલની મંગલપ્રસાદી પહોંચાડી અમને સહાયક થશે એવી આશા છે. પોતે જે ગ્રાહકો કરે તે આ અંકમાં મૂકવામાં આવેલા કાર્ડદ્વારા અમને જણાવવા કૃપા કરે.

### પંચાંગ અને કેલેન્ડર

ગ્રાહકોને ગયા અંકમાં કાગળો આવી ન પહોંચવાથી વાચનમાં એક ફોર્મ અમે ઓછું આપ્યું હતું. તે આ અંકમાં ઉમેરી લીધું છે. તે ઉપરાંત નવીનવર્ષથી ચાલુ થતાં પંચાંગ અને કેલેન્ડર આપવાં જોઇતાં છે. તેમજ નૂતનવર્ષારંભે મનનીય સામગ્રી પૂરી આ અંક અમે ગ્રાહકોને બેસતા વર્ષે પહેલાં મળી જાય એ રીતે પોસ્ટ કરીએ છીએ. સંભવ છે કે આ અંકમાં કેલેન્ડર અને પંચાંગ જોડવાં હોવાથી ઘણા અંકો પોસ્ટખાતામાં તેમ જ અધવચ્ચે જ ગુમ થઇ જાય! જે ગ્રાહકોને પાંચમી તારીખ સુધીમાં આ અંક ન મળે તેમણે પોસ્ટમાં તપાસ કરી અમને ફરીયાદ કરવી. કેલેન્ડર પૂંઠા ઉપર કે ભીંત ઉપર ચોંટાડીને ઉપયોગમાં લઈ શકાશે.

### કલ્યાણ ગ્રન્થમાળાના ગ્રાહક થનારાઓને

કલ્યાણ ગ્રન્થમાળાનું ત્રીજું વર્ષ સમાપ્ત થયું છે. ચોથા વર્ષનું પ્રથમ પુસ્તક 'સ્ફુલિંગ' (દ્વિતીય સ્ફુરણ) આજકાલમાં તૈયાર થઈ જશે. જે ભાઇઓએ નવા વર્ષના ગ્રાહક થવા માટે મનીઑર્ડરથી લવાજમ મોકલેલાં છે. તેમને ટુંકમાં જ પ્રથમ પુસ્તક રવાના કરવામાં આવશે. તેમજ જેઓએ ગ્રાહક તરીકે ચાલુ ન રહેવાનો સૂચનાપત્ર મોકલ્યો નથી તેમની સેવામાં બેસતા વર્ષ પછી પ્રથમ પુસ્તક લવાજમની કિંમતના (૫-૬-૦)ના વી. પી. થી મોકલવામાં આવશે. જે ભાઇઓએ ગ્રાહક ન રહેવાનો પત્ર ન લખી જણાવ્યો હોય તેઓ વી. પી. સ્વીકારી લેવા કૃપા કરશે એજ. શ્રી હરિઃ

# સંવત્સરપ્રવર્તક વિક્રમને સ્મરણાંજલિ

લેખક : શ્રી. બચુભાઇ દવે

આજનો શુભ દિન એટલે દ્વિસહસ્રાબ્દ પૂર્વે થઇ ગયેલા ભારતીય સમ્રાટ્ વીર વિક્રમાદિત્યનો સ્મરણદિન, આજનો શુભદિન એટલે આર્યાવર્તના આબાલવૃદ્ધ પ્રજાજનના લાડીલા રાજવીનો કદરદિન, આજનો શુભ દિન એટલે દેશનાં પ્રત્યાઘાતી તત્ત્વોને જડમૂળમાંથી ઊખેડી ભારતીય સરહદની પેલેપાર ફેંકી દઇ આર્યસંસ્કૃતિનો જયજયકાર વર્તાવનાર વીર વિક્રમનો સંવત્સર દિન–પૂજનદિન–ઉત્સવદિન.

આજનો પરમ પવિત્ર વિક્રમવર્ષારંભ–દિને એ સંવત્સર–પુરુષના જીવનની થોડીશી ઝાંખી કરવાનો અત્રે જો પ્રયત્ન કરવામા આવે તો સામયિક જ ગણાશે એમ માની આ પ્રયત્ન કરવામાં આવ્યો છે.

કોઇ પણ મહાપુરુષનું જો સૌથી ઉત્કૃષ્ટ સ્મારક અગર સ્મરણ હોય તો તેના નામનો સંવત્સર ચાલવો તે છે. ઇતિહાસને પાને અમર થઈ જનાર મહાપુરુષો તો ફક્ત શિક્ષિત સમાજનું જ સ્મરણ બની રહે છે, પરંતુ આવા સંવત્સર–પ્રવર્તક મહાપુરુષો તો ગ્રામીણ કિસાનોનાં હૃદય સુદ્ધાંમાં ચિરંજીવી બનેલા હોય છે.

સંવત્સર ગમે તેવા મહાપુરુષોનો નથી ચાલતો, તે ચલાવવા માટે સાંપ્રત સમયના જેવા વ્યાપક પ્રચાર-બળો પણ કામયાબ નથી નીવડતાં. શાસક–ગણોનાં ફરમાનો પણ ત્યાં નથી ફાવતાં. ત્યાં તો ફાવે છે ફક્ત દેશ, જાતિ અને ધર્મ એ ત્રણેને કાજે ફકીરી લેનાર કો સમૃદ્ધિશાળી વિક્રમ સરખો યુગપુરુષ.

કેવો હશે એ જમાનો કે જ્યારે વીર વિક્રમની આણ આ દેશ પર પ્રવર્તતી હશે! વિદ્વત્તામાં કવિ–સમ્રાટ કાલિદાસના ગર્વનું નિયંત્રણ કરનાર, શરીરસામર્થ્યમાં વૈતાલ સરખા ભયંકર ભૂતનાયકને પણ વશ કરનાર, પ્રજા-હિતમાં ભયાનક મધ્યરાત્રિએ જીવનને હોડમાં મૂકી નગર–ચર્યા જોવા નીકળનાર, અને ન્યાયનિષ્ઠા માટે પશુ-પાલક જેવા ગ્રામીણોનાં હૃદયોમાં પણ શ્રદ્ધાની જ્યોત વહેવડાવનાર એ દૈવી ન્યાયાસનનો ન્યાયાધીશ કેવો દૈવી પુરુષ હશે! પ્રજા આવા રાજવી ઉપર કેટલી ન્યોચ્છાવર થઇ જતી હશે?

વિક્રમના સમયની આ વાત છે. તે સમયે પણ અમારી પરમ પવિત્ર ભૂમિ ભારતીને ચૂંથવાના અને ગળી જવાના નાપાક પ્રયત્નો બંધ નહોતા. શક, હૂણ અને તાતારાદિ યવનો એ વખતે પણ અત્રેની શાંતિપ્રિય પ્રજાને સુખેથી રહેતી જોઈ શકતા ન હતા. ફેર માત્ર એટલો જ હતો કે તે વખતે દેશનાં શાસન–સૂત્રો કેસરી-સિંહના હાથમાં હતાં તેની તે બિચારા પરદેશી જંગલી શૃગાલોને ખબર ન હતી.

પરદેશી આક્રમણકારી પ્રજાએ ભારતના સીમાડા-ઓમાં પ્રવેશ કર્યો. રાજધાની ઉજ્જન નગરીના કોટના કાંગરા ધણધણી ઊઠયા. કેસરી વિક્રમની આંખોમાંથી રક્તાંગાર વરસવા લાગ્યો. પડોશી રાજ્યનું ધન ઝૂંટવી લેવાની સ્વપ્નેય વૃત્તિ ન રાખનાર પોતાની પ્રજા પરનો પરદેશી હલ્લો કેમ સાંખી શકે? દુશ્મનોને જેર કરવા વિશાળ ભારતીય સેનાનો પંડે સેનાનાયક બની આક્રમણકારી-ઓની ખબર લેવા ભારતનો એ ભડવીર શાસક નીકળી પડયો.

શા ભાર હતા એ બિચારા પરદેશીઓના કે ભૂત-નાયક વૈતાલને પણ મહાત કરનાર વીર વિક્રમનો સામનો કરી શકે? પરિણામ એ આવ્યું કે હજારો હુલ્લડખોરો માર્યા ગયા અને લાખો કેદ પકડાયા. તદુપરાંત લાખો પરદેશીઓ ભારતના ભિન્ન ભિન્ન ભાગોમાં સંતાઈ ગયા. ફરીથી માથું ઊંચકવાની તેમની હામ ન રહી. ઉદાર રાજવીએ તેમને શાંત રહેવાની અને આર્ય સંસ્કૃતિ અપનાવવાની શરતે અત્રે વસવાની છૂટ આપી. આમ પરદેશી પ્રજા પોતાનું અલગ અસ્તિત્વ મિટાવી ભારતીય પ્રજા બનીને અત્રે જ વસી, સ્થિર થઇ અને આર્યપ્રજામાં ઓતપ્રોત બની ગઇ.

આવો હતો અમારો એ ભારતીય શાસનકાર વીર વિક્રમાદિત્ય. એના શાસનકાળ દરમિયાન ભારતનો સીમાડો ભૂંસવાની કોઇની પણ તાકાત ન હતી, અફ-ઘાનિસ્તાન અને તાર્તરીના એ તોફાની વીરો વીર વિક્રમનું નામ સાંભળતાં બીધેલી બિલ્લીની માફક ધ્રુજી ઊઠતા.

એ જમાનો તો એવો હતો કે જો તે વખતે ભારતીય શાસનકારે ધાર્યું હોત તો હાલના એ પરરાષ્ટ્ર મનાતા મુલકો અત્યારે આર્યાવર્તનો એક ભાગ ગણાતા હોત, પરંતુ આર્ય સંસ્કૃતિ પરભોમને ઝૂંટવાની સાફ ના પાડે છે. અને પ્રાચીન શક્તિશાળી શાસકોએ તેનું સંપૂર્ણ પાલન કર્યું છે.

આ છે અમારા એ ઉજ્વલ સંવત્સર-પુરુષની યશોગાથા.

ભારતીય પ્રજાજનો! આવો, આજે આપણે પણ આજથી શરૂ થતા આ નવા વર્ષના શુભ દિને પ્રભુને પ્રાર્થીએ કે "હે પ્રભો! અમારે વિશેષ નથી જોઇતું, પારકાનું પડાવી લેવાની ઇચ્છા અમે કદી નથી કરી, અમારે એવી ઇચ્છા કરવી પણ નથી, પણ અમારા ભગ્ન ભારતના ખંડિત કલેવરને પુનઃ અખંડ કરનાર અને અમારા પ્યારા નાદ "જય-હિંદ"ના પ્રચંડ ઘોષને ખુદ્દ હિંદની સીમાઓની પેલેપાર ગજવી મૂકનાર કો કર્મવીરને પ્રકટાવો." અસ્તુ.

---

# મહાભારતની ભૂમિકા

લેખક : શ્રી જયનારાયણ ભટ્ટ,
વેદાન્તશાસ્ત્રી.

જગતમાં મહાભારતો-ક્રાન્તિઓ ઊતરવાના કારણનો આપણે ગયા લેખમાં વિચાર કર્યો. સંસારના કાળપ્રવાહમાં કેટલી યે ક્રાન્તિઓ પ્રકટી અને અદૃશ્ય બની, છતાં આટલા દીર્ઘ કાળ સુધી જો કોઇ ક્રાન્તિએ સમાજની માનસ-પરંપરામાં સ્મૃતિનિષ્ઠા પ્રાપ્ત કરી હોય તો તે મહાભારત છે. રામાયણ અને મહાભારત એ અમુક અંશે અથવા પૂર્ણ અંશે પણ ઇતિહાસ હોઇ શકે છે. અઘટિતઘટના પટિયસી અકળ પ્રકૃતિની ઘટનાઓમાં કોઇ પણ ઘટનાનો અસંભવ નથી. છતાં મહાભારત અને રામાયણ કેવળ અમુક કાલીન ઇતિહાસ જ નથી, કોઇ ને કોઇ અંશે અમુકરૂપે સર્વકાળમાં તેમની વર્તમાનતા હોય છે જ. અને એ જ એમની દુનિયાના સ્મૃતિપટ ઉપર ચિરપ્રતિષ્ઠાનું અને આકર્ષણનું કારણ છે. મહાભારતની આ ક્રાન્તિ આટલી ભવ્ય અને હૃદયભેદક બની તેનું કારણ એ છે કે તેમાં પ્રકૃતિના દૈવી અને આસુરી ભાવોનો આવિર્ભાવ પરાકાષ્ઠાએ પહોંચ્યો છે. બીજી રીતે કહીએ તો બીજી ક્રાન્તિઓમાં કેવળ શુદ્ધ સત્ય અને શુદ્ધ અસત્યનો સંઘર્ષ નથી, તેમાં એક અસત્યની બીજા અસત્યદ્વારા થએલ હાર-જીતની બીના હોય છે. અથવા સત્યાસત્યની માત્રાઓ તેમાં અત્યન્ત શુદ્ધ રીતે જોવામાં આવતી નથી. તેથી એવી ક્રાન્તિઓ ઇતિહાસના અન્ધકારમાં અદૃશ્ય બની જાય છે. જેમ જળજન્તુઓને ખાનાર એક માછલાને મોટું માછલું અથવા બગલું ખાઇ જાય છે અથવા કરોળિયાદ્વારા મચ્છરનો ઘાત થાય છે તે ઇતિહાસમાં નોંધપાત્ર બનતું નથી; પરન્તુ પાંડવોદ્વારા કૌરવોનો પરાજય થાય છે, રામદ્વારા રાવણનો ઘાત થાય છે, તે ઇતિહાસમાં ચિરસ્થાયી બની જાય છે. કારણ કે તેમાં સમાજને ઇશ્વરી નિયમોનો અન્તિમ ચૂકાદો જોવા મળે છે, અને તે ઉપરથી પોતાના જીવનનો રાહ-પોતાના વ્યવહારોની નીતિ તે ઘડી શકે છે. અને જે રાહ ઉપર ઇશ્વરનો પક્ષપાત હોય-જે રાહ પોતાના મૂળ તત્ત્વની અવિરુદ્ધનો હોય, જે રાહનું પરિણામ ચિરકાળવ્યાપી હોય તેને તે ગ્રહણ કરી શકે છે. જે રાહ સમાજને તેના નાશમાં ન લઇ જતો હોય અને જેમાં સમાજનું હિત અને આબાદી રહેલાં હોય તે રાહ આવી ક્રાન્તિએ સમાજને ચીંધ્યે છે. અને તે અનુસાર સમાજ પ્રગતિ કરે છે. આર્ય પ્રજા અનેક કાળપ્રવાહોમાંથી પસાર થવા છતાં હજુસુધી ટકી રહી છે તેનું કારણ માત્ર એ જ છે, કે તેની સંસ્કૃતિમાં, તેના માનસમાં ચિરસ્થાયી હિતકર માર્ગ દર્શાવનારા ઇતિહાસો પડેલા છે, અને તે ઇતિહાસોમાંથી મળેલ બોધપાઠના પાયા ઉપર તેના આચાર-વ્યવહારો રચાએલા છે.

એ ઇતિહાસોમાંથી આર્ય પ્રજાને એવી સમૃદ્ધ પ્રાણશક્તિ મળી રહે છે કે જેનાથી મડદું પણ બેઠું થાય. અતુલ પરાક્રમી ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેની સહાયવાળા દુર્યોધનની વિરાટ્ સેનાનો પરાજય વિરાટ્પર્વમાં એકલા અર્જુનને હાથે થાય છે. અને અઢાર દિવસના યુદ્ધને અન્તે પણ આસુરી નીતિના રાહે ચાલનારા સૌએ

સૌ દુર્યોધન વગેરે કૌરવ ભાઈઓનો નાશ થાય છે. જ્યારે અહિંસક નીતિનો રાહ લેનાર પાંડવો પાંચે ય બચી જાય છે. કૌરવોની નીતિ હિંસક એ રીતે છે કે બીજાને ભોગે જીવવું, કપટદ્યૂતથી બીજાની ઐશ્વર્યલક્ષ્મી પડાવી લઈ ભોગ માણવા અર્થાત્ મારીને જીવવું. પાંડવોની નીતિ અહિંસક એ રીતે છે કે તેઓનો રાહ જીવવું અને જીવાડવું-એનો છે. પોતાને મારનારને પણ તેઓ જીવાડે છે. પોતાને લાક્ષાગૃહમાં બાળનાર, દ્રૌપદીની લાજ લૂંટનાર અને પોતાને કપટથી વનમાં મોકલનાર દુર્યોધનને પણ, જ્યારે તે ચિત્રસેન ગન્ધર્વના હાથે માર્યો જતો હતો તે વખતે યુધિષ્ઠિર તેને ભીમ અને અર્જુનદ્વારા બચાવી લેવડાવે છે. આ જીવવું ને જીવાડવું-ની નીતિ જ પાંડવોમાં મહારથીઓને જીતનારું બળ મૂકે છે અને છેવટે તેમને જીવાડે છે, વિજયી બનાવે છે. આ અહિંસક નીતિથી જ અપાર બળવાળા ત્રિલોકવિજયી રાવણનો પરાજય રામ માત્ર વાનરસેના વડે જ કરી શકે છે. અને આ જીવવું અને જીવાડવુની અહિંસક નીતિને પૂર્ણ રીતે જીવનમાં ઉતારનાર એવો એક જ આંધી પ્રજાને પૃથ્વી, પાણી અને આકાશમાં વિજયી બળવાળા-અંગ્રેજોની નાગચૂડમાંથી મુક્ત કરી શકે છે. અને તે પણ કરી જ ખુવારી થયા વગર, કોઈની ય હિંસા થયા વગર.

પાંડવોની નીતિ અહિંસક હતી, તેમનો પાયો 'જીવવું ને જીવાડવું'નો હતો. બીજાંની હિંસા ન થાય તેમ તેઓ જીવવા ઇચ્છતા હતા. અને એ રીતે પોતાને જીવવા માટે તેઓ કેવળ પાંચ ગામડાંમાં પણ સન્તોષ માનવા તૈયાર થયા. પણ દુર્યોધનની આસુરી નીતિમાં બીજાને જીવવા માટે સોયની અણી મૂકવા જેટલી પણ જગા ન હતી. આથી પાંડવોને દુર્યોધનને મારવા માટે નહિં, પણ પોતાને જીવવા માટે જ દુર્યોધનની સાથે યુદ્ધમાં ઊતરવું પડયું. પાંડવોએ પોતાની અહિંસક નીતિને સિદ્ધ કરવા માટે હિંસક બળનો ઉપયોગ કર્યો અને જો કે વિજયી થયા, છતાં દુર્યોધનના હિંસક બળનો નાશ કરતાં તેમનું પણ બધુંય હિંસક બળ નાશ પામ્યું અને છેવટે અઢાર અક્ષૌહિણી સેનામાંથી ફક્ત તેઓ પાંચ જ અને યુદ્ધમાં શસ્ત્ર ન ધારણ કરનાર શ્રીકૃષ્ણ જ બચ્યા.

આ રીતે પાંડવોના સારથી-દોરનાર બનીને શ્રીકૃષ્ણે પાંડવોના રથને રણમેદાનમાંથી સહીસલામત પાર કર્યો ખરો, અથવા શ્રીકૃષ્ણરૂપ કૈવર્તક-કર્ણધારે-નાવિકે રણનદીમાંથી પાંડવોની નૌકા પાર ઊતારી ખરી. પણ તેઓ રણનદીને અમીનદી-અમૃતસરિતા બનાવી શક્યા નહિ, તેમણે તે નદીને જ ભસ્મીભૂત કરી, તે નદીમાં ભારતનું ઉત્તમોત્તમ જવાહિર વિધ્વસ્ત-નષ્ટ થયું, ને છેવટે પાંડવોને પણ પોતાનો વિજય આનન્દપ્રદ ન બન્યો. સર્વસ્વના નાશ પછી किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा એવા અનુભવપૂર્વક તેમણે હિમાલયારોહણ કર્યું. પરન્તુ શ્રીકૃષ્ણનું આ સારથીપણું-નાવિકપણું-દોરવણીનું કાર્ય માગ 'બાપુ'જીના આગળ ઝાંખું પડી જાય છે. શ્રીકૃષ્ણની દોરવણીમાં પાંડવો પોતાના સાત અક્ષૌહિણી સહાયકો ગુમાવીને જ ફિક્કો વિજય પ્રાપ્ત કરી શક્યા અને તે ઉપરાંત સામા પક્ષના અગિયાર અક્ષૌહિણી વીરોનું પણ તેમાં લોહી રેડાયું. જ્યારે બાપુજીએ તો રણનદીમાં માનવતાના અમૃતનાં નીર પૂર્યાં અને બન્ને પક્ષ વચ્ચેની રણનદીને-વૈરનદીને સ્નેહસરિતા બનાવીને વહેવડાવી અને તે નદીને અનન્ત વહેવાનો માર્ગ ઊભો કર્યો. જો કે ભારતના લોકો રણનદીવાળા મહાભારતનો પાઠ ભણેલા હોવાથી બાપુજીની સ્નેહસરિતાનો રસ, સ્નેહસરિતાનું રહસ્ય એકદમ સમજી શક્યા નહિં. છતાં બાપુજીએ પ્રકટાવેલી આ નદીમાં ઓગળ્યા વગર હવે દુનિયાને ચાલવાનું નથી, એ સિવાય દુનિયાનો કોઈ આરો નથી, દુનિયાને સર્વનાશમાંથી બચવાનો આ સિવાય બીજો કોઈ ઉકેલ નથી. આ વસ્તુ હવે સર્વ દેશોના ધુરીણોને સમજાવવાની અણી ઉપર છે.

શ્રીકૃષ્ણે જો કે શસ્ત્ર ધારણ કર્યાં ન હતાં છતાં જેમની તેઓ દોરવણી કરતા હતા તે અને તેમની સેના શસ્ત્રધારી હતાં, જ્યારે બાપુજીના સૈનીકોના હાથમાં શસ્ત્રને બદલે તેમનાં હૃદયમાં શત્રુની પણ હિતભાવનાનો મોહનમન્ત્ર હતો કે જેની આગળ શસ્ત્રધારીઓનાં શસ્ત્રો પણ નિષ્ફળ બની ગયાં, તેમના પશુહૃદયમાં માનવતા પ્રકટી, લોહી વહેવાને બદલે સ્નેહો વહેતા થયા ને આજે જવાહરને સત્કારવા માટે ઈંગ્લેન્ડની જનતા ઘેલી બની જાય છે.

અહિં કોઇ એમ ન સમજે કે મહાભારતની ભૂમિકામાં ગાંધીજી સમ્બન્ધી આ વાતો-મીમાંસા અપ્રસ્તુત છે. મહાભારત એ કોઈ વિશેષનામ કે અમુક જ ઘટનાની સંજ્ઞા નથી. અથવા જેટલું તે ગ્રંથમાં અંકિત છે તેટલુ જ મહાભારત કહેવાય એવો અર્થ થતો નથી,

મહાભારતનો અર્થ એ છે કે જે ઘટનાઓ દ્વારા વિશ્વ-નિયન્તાના નિયમોના મહાપ્રકાશનું દર્શન થયું હોય તે સર્વ મહાભારત છે. ગાંધીજીના મહાભારતથી પ્રાચીન મહાભારતના ઇતિહાસ ઉપર એક સુવર્ણ-શિખર ચડ્યું છે. અથવા આખી મહાભારત પૂર્ણ કળાએ પ્રકટ બન્યું છે.

'જીવવું અને જીવાડવું'ની નીતિને સફળ કરવા માટે પ્રાચીન મહાભારતમાં લોહી રેડાયાં છે, જ્યારે બાપુજીએ પ્રકટાવેલા આ અપૂર્વ અદ્વિતીય મહાભારતમાં એ નીતિની સફળતા દિલ જીતીને લાવવામાં આવે છે. પૂર્ણ નિખાલસતા, પૂર્ણ શુદ્ધિ, શુદ્ધ સત્ય, ज़रो पा क्रुद्धतो वा પણ નહિં, પણ शाठं प्रत्यपि सत्यम् । આ માર્ગ સાધારણ મનુષ્યોનો નથી, ભલભલા આમાં ધૈર્ય ખોઇ બેસે છે, ભીરુ બની જાય છે, તર્કવાદી બની જાય છે અને શ્રીકૃષ્ણની સમયસૂચકતાની નીતિમાં જ શ્રદ્ધા બાંધી લે છે. પણ બાપુજીનો આ માર્ગ ખાંડાની ધારે ચાલવા જેવો છે. જે સંપૂર્ણ વીર હોય, ધીર હોય, જેની દૃષ્ટિ સિદ્ધિના ક્ષેત્રનું કામચલાઉ મર્યાદિત વર્તુલ ન બાંધતી હોય, તેવાઓ જ આ અનન્તસિદ્ધિપ્રદ માર્ગમાં અચલ રહી શકે છે.

અન્યને ભોગે જીવવું નહિં, પણ–જીવવું, જીવવા દેવું અને જીવાડવું–એવી નીતિનું દર્શન, સુદર્શનચક્રની માફક બાપુનું ચરાવડાચક્ર આપણને કરાવે છે. તેમાં શોષણ નહિં, દગો નહિં, સર્વને મહેનતની રોટી જ જમવાનું તે કહે છે. ભલે તમે (સર્વોપયોગી) યન્ત્રોની મદદ લો, પરંતુ તાત્પર્ય એ છે કે મહેનત કરનાર ભૂખ્યો રહી જાય અને એશઆરામ કરનાર ભરી લે એ સમાજ-સંસ્થા વિરોધી છે.

કોઇ કહેશે કે 'ગાંધીજીની અહિંસક લડત તો નિષ્ફળ જ ગઇ હતી. હિન્દને સ્વરાજ મળ્યું એ તો એક જાતનો અકસ્માત જ છે. કોન્ઝર્વેટીવ પ્રધાન-મંડળ ન બદલાઇ ગયું હોત તો ગાંધીજી અને તેટલી તેમની લડત ચલાવત તોપે ચર્ચિલ હિંદને સ્વરાજ્ય આપવાનો ન હતો.' આ એક નિરાશાવાદી માણસની કલ્પના છે. માનવ સત્ત્વ સમગ્ર રીતે કૃતઘ્ન અથવા હૃદયશૂન્ય હોતું નથી. અને તેથી જ એ આ પૃથ્વી ઉપર માનવ રૂપમાં પ્રકટ થયેલું છે. જો માનવ-સ્વભાવ બધી જ રીતે અને સામાન્યતઃ ઝેરી, ઘાતકી, ચાલાક અને ક્રૂરહૃદયી હોત તો તે આ પૃથ્વી ઉપર મનુષ્ય-રૂપમાં નહિં, પણ વાઘ, વરૂ, કે સર્પ જેવાં હિંસક શરીરોમાં રહેતો હોત, પરન્તુ હૃદયમાર્દિત્વ જન્મગત હોવાને લીધે જ તે નખ-દંષ્ટ્રા અને શીંગડાં જેવાં હિંસક કરણોને ફગાવી દઇ મનુષ્યના અહિંસક શરીરમાં વસ્યો છે. દુર્યોધન અને તેના ભાઇઓ જેવા, જિન્હા જેવા, અથવા ચર્ચિલ અને તેના પક્ષવાળા માણસો જેવા કેવળ સ્વાર્થપર અને પાષાણહૃદયી મનુષ્યો એ મનુષ્યજાતિમાં અપવાદરૂપે જ હોય છે. મનુષ્યસમાજનો સામાન્ય સ્વભાવ એ શાન્તિપ્રિય અને ન્યાયની પ્રતિષ્ઠા ઉપર જ જીવન ધારણ કરી રહેલો છે. ભલે તેનામાં સંપૂર્ણ અહિંસા ઓતપ્રોત ન થતી હોય, ભલે તેના હાલના જીવનવ્યવહારમાં તેણે સંપૂર્ણ અહિંસા ન ઊતારી હોય, છતાં એ વસ્તુ ચોક્કસ છે કે, તેનો હાર્દિક પક્ષ-પાત તો અહિંસામય જીવન તરફ જ ઝંખનાવાળો હોય છે. અને તે દિશામાં જ તેની ભાવી પ્રગતિ, કે જે યથાર્થ પ્રગતિ હોઇ શકે, તે થનાર છે. બાપુના શબ્દોમાં કહીએ તો મનુષ્ય જે હિંસામય સાધનો ઉપર આધાર રાખી શસ્ત્રસરંજામ દ્વારા રક્ષણ મેળવે છે, તે તેની માનવ-તાના અપૂર્ણ વિકાસને લીધે જ છે. જ્યારે મનુષ્યત્વનો પૂર્ણ વિકાસ થાશે ત્યારે મનુષ્યને બીજા મનુષ્ય સામે પોતાના રક્ષણ માટે શસ્ત્રોની જરૂર રહેશે નહિં. એટલે મજૂર-પ્રધાનમંડળે હિંદને સ્વરાજ્ય આપ્યું તે કોઇ અકસ્માત નથી, બાપૂએ તેમની ચળવળો દ્વારા કરેલા માનવતાના સિંચનનું જ તેમાં પ્રાકટ્ય છે. એક પ્રજાનો બીજી પ્રજા પ્રત્યે જે ન્યાયી વ્યવહાર હોવો જોઇએ તે બાપુના પ્રયત્નોથી બ્રીટનની પ્રજાને સમજાયો અને પ્રધાનમંડળે તેને અમલમાં મૂક્યો. આમાં કોઇને એમ માનવાનું કારણ નથી કે પ્રધાનમંડળે પ્રજામતથી વિરુદ્ધ થઇને પ્રજાની ઇચ્છાને ઠોકરે મારીને હિન્દને સ્વતંત્ર કર્યું છે. તેણે પ્રજાહૃદયને પારખીને જ આ કામ કર્યું છે અને તેથી જ આજે હિન્દી અને બ્રિટિશ પ્રજામાં સહકારની લાગણી પ્રવર્તી રહી છે અને તેમના સંબંધોમાં વિશ્વાસ અને એકબીજા પ્રત્યે મીઠાશ રહેલી છે. ઇ. સ. ૧૭૫૭ થી લઇને ૧૯૪૨ સુધી હિંદ પ્રત્યે દમન અને શોષણનું આસુરી વર્તન કરનાર અંગ્રેજોને બાપુજીએ માનવતાનો પાઠ ભણાવ્યો. આટલું

સુન્દર, 'ત્વરિત અને મીઠું' પરિણામ અહિંસક નીતિ સિવાય, તિલકની, સુભાષની કે ચાણક્યની નીતિથી આવી શક્યું ન હોત. એ રીતે કદાચ આજે હિંદ સ્વતંત્ર બન્યું હોત તો પણ બન્ને દેશો વચ્ચેની વેર-ભાવના ધીખતી જ પડી હોત.

પ્રાચીન મહાભારત સુધીની માનવવિકાસની પ્રગતિ પાપી માણસને હણીને તેનાથી નિર્ભયતા મેળવવા સુધી પહોંચી હતી, ત્યારે બાપૂએ માનવ સમાજને પાપી માણસમાંથી પાપનો કીટો કાઢી નાખતાં શીખવી તેના વિકાસનો અન્તિમ દરવાજો ઉઘાડી આપ્યો છે, પાપી માણસને પવિત્ર બનાવી તેને બન્ધુપદે સ્થાપતાં શીખવ્યું છે. માનવીમાં માનવતાના મુખ્ય ગુણો-સરળતા, સેવા અને સત્ય બાપૂએ જાગૃત કર્યાં છે.

આ વિવેચનથી કોઇએ એમ સમજવાનું નથી કે હું બાપૂ આગળ શ્રીકૃષ્ણને ઊતારી પાડવા માગું છું. સર્વ વિભૂતિઓમાં તે પરમાત્માની એક જ વિભૂતિ પ્રસંગાનુસાર ભિન્નભિન્ન પ્રકારનાં પરાક્રમો, પ્રકાશો, વિકાસક્રમો પ્રકટ કરી રહી છે. શ્રીકૃષ્ણના સમયમાં માનવ સમાજને વિકાસક્રમના જે પગથિયે લાવી મૂકવાની વિશ્વનિયન્તાની યોજના હતી તે અનુસાર કામ શ્રીકૃષ્ણ દ્વારા થયું છે. બાપૂએ પણ શ્રીકૃષ્ણની ઉપનિષદ્‌વાણી પચાવી હતી, અને માનવ સમાજને તે પછીનો આગળનો માર્ગ ચીન્ધ્યો. પહેલા પગથિયા પછી એકદમ છેલ્લું પગથિયું આવી જતું નથી. સર્વ પગથિયાંનું મહત્વ અને સૌન્દર્ય પોતપોતાને સ્થાને જ બરાબર પ્રકટ થાય છે. અને સર્વ વિભૂતિઓ પોતાને સ્થાને સમાન જ છે. ભગવાને જ કહ્યું છે:-समोऽहं सर्वभूतेषु ।

(ક્રમશ:)

# પરીક્ષાનું પરિણામ

લે: શ્રી. 'ચક્ર'

અનુવાદક:
શ્રી. 'પુનિતપદરેણુ'

मुनिमन मोह करहिं पलमांहिं ।

તેઓ હતા તો વિરક્ત સંન્યાસી મહાત્મા, પરંતુ મારા પર તેમની વિશેષ કૃપા હતી. એક પિતા પુત્ર પર જેટલો પ્રેમ રાખે તેટલો તેમને મારા પર પ્રેમ હતો. તેમની નાનકડી પર્ણકુટીમાં પેસતાંની સાથે જ અંદરની તમામ વસ્તુઓ આઘીપાછી કરી નાખતો હતો-કેમ જાણે મારું જ ઘર ન હોય! કૌપીનના બે-ચાર ટુકડા અને દશ-પંદર પુસ્તકો સિવાય તેમાં કંઇ હતું પણ નહિ. મને પહેલેથી જ પુસ્તકો પર વધુ પ્યાર હતો.

તેમના તેજોમય પ્રસન્ન મુખમંડળે અને વૈરાગ્યની એકધારી ખુમારીએ પ્રથમ દષ્ટિએ જ મને આકર્ષિત કર્યો હતો. તેમના ખડતલ શરીર પર એકમાત્ર કૌપીન શોભી રહ્યું હતું અને તેમના હાથમાં હતું માટીનું એક નાનકડું કમંડલુ. કુટિરમાં પણ એવી એકેય ચીજ નહોતી જેના પર સંગ્રહનો આરોપ મૂકી શકાય.

તેમનો સ્વભાવ બાળકો જેવો સરળ હતો. તેમના વાક્યેવાક્યે હાસ્યકુસુમો વેરાઇ રહ્યાં હતાં. તેમના મુખ પર ક્રોધ વા ઉદાસીનતાનું તો નામ-નિશાન નહોતું. યથાસમયે કમડંલુ લઇને ગામમાં ભિક્ષા લેવા માટે જતા. ઈશ્વરેચ્છાએ જે કંઇ મધુકરી મળે તેમાં સંતોષ માનતા; અને પરમપાવની જાહ્નવીમાંથી જળપાન કરતા. તેમના જીવનમાં જો કોઇપણ જાતની ખટપટ બાકી રહી હોય તો તે આટલી જ હતી-જો તેને ખટપટ કહી શકાય તો!

આજુબાજુના ભાવિક ભક્તજનોને તેમના પર અપાર શ્રદ્ધા હતી. બધા લોકો તેમની સેવા કરવા માટે ઝંખતા હતા. પરંતુ તેમની સેવા કરવાનો પ્રસંગ જ ક્યાંથી મળે! સાવરણી લઇને કોઇ કુટિર સાફ કરવા જતો તેને પણ સ્પષ્ટ મનાઇહુકમ મળી જતો.

ગમે તે દરજ્જાની વ્યક્તિ આવે અને ગમે તે પૂછે તેને મહાત્માજી એક જ ઉપદેશ આપતા-આત્મસંયમ શીખો અને ઇન્દ્રિયદમન કરો. પોતાની અપૂર્વ પ્રતિભાને લીધે તેઓ સામાજિક ચર્ચાને પણ પારમાર્થિક સ્વરૂપ આપી દેતા. કુટિરમાં કોઇપણ જાતની સાંસારિક વાતો કરવાનો સખ્ત પ્રતિબંધ હતો. આસપાસના જગતથી તેઓ તદ્દન અજ્ઞાત હતા. તેઓ તેમની મસ્તીમાં જ મસ્ત રહેતા.

વધુ વખત તેમના સાન્નિધ્યમાં રહેવાથી તેમજ તેમનો કૃપાપાત્ર બનવાથી હું વાતચીતમાં તેમની સાથે વધુ પડતી છૂટછાટ લેતો હતો, પછી સંકોચ તો હોય જ

ક્યાંથી ! એક દિવસ મહાત્માજી મને મનોનિગ્રહનો મહિમા સમજાવી રહ્યા હતા. મેં અંતરમાં જ કહ્યું 'મનરૂપી ઘોડાની લગામ કાબૂમાં છે કે નહિ તેની ખાત્રી તો માત્ર ત્યારે જ થઈ શકે, જ્યારે મોકો મળવા છતાં પણ તે શાંત રહે. જે માણસ જંગલમાં દુન્યવી વાતાવરણથી દૂર રહે છે, તેને કામ–ક્રોધના પ્રસંગમાં આવવાનો અવસર જ ક્યાંથી મળે ? સાચો સંયમી તો તે જ કહી શકાય કે જે સામાજિક પ્રસંગોની વચમાં રહેવા છતાં પણ નિર્લિપ્ત રહે છે.' આ વાક્યોએ મહાત્માજીની મુખમુદ્રાને ગંભીર બનાવી દીધી. થોડીવાર સુધી ઊંડું આત્મચિંતન કરીને મને તેઓ બોલ્યા, 'આપનું કહેવું તો સાચું છે. આજ દિન સુધી અવિશ્વાસનું એક પણ કારણ નહિ મળવાથી મને મારા મનની સચ્ચાઈ વિષે સંપૂર્ણ વિશ્વાસ છે, છતાં તમારી વાત સાંભળ્યા પછી તેની પરીક્ષા આવશ્યક જણાય છે. પ્રસંગ પડયે હું સ્થિર રહી શકું છું કે કેમ ! તેની મારે તપાસ કરવી પડશે.'

મેં સહેજ સ્મિત કરીને કહ્યું, 'એ પરીક્ષાનું સ્વરૂપ કેવું હશે ! મને તે પ્રસંગે હાજર રહેવાનો સુઅવસર પ્રાપ્ત થશે કે નહિ !' મહાત્માજીની પૂર્વકાલની પ્રસન્નતા આજે અદૃશ્ય બની ગઈ હતી. તેઓ બોલી ઊઠયા—'પરીક્ષા કેવી રીતે લેવી તે વિચારી રહ્યો છું. તે સમયે તમે પણ હાજર રહી શકશો.'

હું મહાત્માજીને પ્રણામ કરીને પાછો વળ્યો. ત્યારબાદ ઘણા દિવસો પસાર થઈ ગયા પરંતુ મહાત્માજીની ગંભીરતા જરાય ઓછી થતી નહોતી. મનમાં ને મનમાં મને મારા શબ્દો માટે ખેદ થઈ રહ્યો હતો. મને એમ થયું કે એક ઉચ્ચ કોટિના મહાપુરુષના જીવનમાં જાણે-અજાણ્યે ચિંતા ઉત્પન્ન કરવાનો મને શું અધિકાર હતો ! ખૂબ સાહસ કરીને મેં પૂછયું: 'મહારાજજી ! મને સમજ પડતી નથી કે આપ આટલા બધા ઉદાસ રહો છો તેનું શું કારણ છે.' શું આપને પણ ચિંતા હોઈ શકે ખરી ! મહાત્માજીએ તરત જવાબ આપ્યો–'બીજી તો કોઈ ચિંતા નથી. મનની પરીક્ષાનો ઉપાય શોધી રહ્યો છું. એકવાર પરીક્ષા કરવાની ખાસ ઇચ્છા છે.'

[૨]

ચોમાસાના દિવસો હતા. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. એવામાં એક અપરિચિત યાત્રી મહાત્માજીની કુટિરમાં આવી ચઢયો. શહેરમાં તેને કોઈ ઓળખાણ નહોતી. સંધ્યાસમય લગભગ વીતી ગયો હતો. રાત્રિના પગરણ મંડાઈ ચૂકયાં હતાં. એક રાત રહેવા દેવા માટે તેણે મહાત્માજીને વિનંતિ કરી.

ખૂબ આગ્રહ કરવા છતાં પણ મહાત્માજી મને કોઈ દિવસ રાત્રે કુટિરમાં રહેવાની સંમતિ આપતા ન હતા. કોઈપણ વ્યક્તિને કુટિરમાં રાત્રિવિશ્રામ માટે સખ્ત મનાઈ હતી. પરંતુ આજે તેમણે તે યાત્રીને તરત જ અનુમતિ આપી દીધી. મારા આશ્ચર્યનો તો પાર જ ન રહ્યો ! તે આદમીનો પહેરવેશ પણ કંઈક વિચિત્ર જણાતો હતો. તેની પાસે અંગ્રેજી ફેશનનાં વસ્ત્રો અને પંડિત જેવી પાઘડી બન્ને હતાં.

હું પ્રણામ કરીને ચાલવા લાગ્યો એટલે મહાત્માજી પણ મારી સાથે બહાર આવ્યા. તેમણે બહાર આવીને મને કહ્યું કે, જો મારા મનની પરીક્ષા જોવી હોય તો આજે રાત્રે તમે અહીં જ રહી રહેજો. ઘેર ભોજન કરીને તરત જ અહીં પાછા આવજો.' કુટિરની બહાર એક સ્ત્રી ચૂપચાપ ત્યાં ઉભી હતી. તે, તે યાત્રીની સાથે આવી હતી. કુતૂહલતાને લીધે મેં રાત્રે આવવાનું સ્વીકાર્યું'.

ભોજન કરીને હું કુટિરે પાછો આવ્યો. તે બન્ને યાત્રીઓ કુટિરમાં હતા. મહાત્માજી મને દરવાજા પાસે જ મળ્યા. તેઓ કાં તો કંઈ કામ પ્રસંગે બહાર ગયા હતા યા મારી રાહ જોઈ રહ્યા હતા. હું તો જોતજોતામાં જ પાછો ફર્યો હતો.

કુટિરની અંદર એક પૂજાસ્થાન બનાવેલું હતું. તેને પાછળો દરવાજો પણ હતો. પૂજાસ્થાન અને કુટિરના વચમાં કપડાનો એક પડદો એવી રીતે બનાવેલો હતો કે પૂજાસ્થાનમાં બેઠેલો માણસ કુટિરમાં શું બને છે તે જોઈ શકે. તે જ સ્થળે મને રાત્રે જાગતા રહેવાની મને આજ્ઞા ફરમાવી.

અપૂર્ણ

---

નૂતન વર્ષે નવા ગ્રાહકો બનાવી આપવાની સૂચના અમે 'સંપાદકીય'માં કરેલી છે. તે અનુસાર વર્ષારંભની શુભપ્રવૃત્તિ તરીકે જે ગ્રાહકબંધુએ નવા ગ્રાહકો બનાવી તેમનાં નામ જણાવશે તેમને મહાભારતાંકના ટાઈટલ ઉપર છાપેલ છબીનું સુશોભિત કેલેન્ડર ભેટ મોકલવામાં આવશે.



भोगे रोगभयं कुले च्युतिभयं वित्ते नृपालाद्भयं
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद्भयं
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥

ભોગોમાં રોગોનો ભય, કુળવાનને કુળભ્રષ્ટ થવાનો ભય, અથવા કુલીનતામાં લાંછનનો ભય, ધનને રાજાનો ભય અથવા તસ્કરનો ભય, મૌનમાં દૈન્યનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં ઘડપણનો ભય, શાસ્ત્ર ભણવામાં વાદવિવાદનો ભય, ગુણમાં ખલ-દુર્જનોનો ભય અને શરીરને કાળનો ભય છે. એવી રીતે અવનિ ઉપર દરેક વસ્તુ અનર્થકારી અને ભયથી જ ભરેલી છે. માત્ર એક વૈરાગ્ય ( રાગ દ્વેષરહિત સ્થિતિ, એનું નામ શુદ્ધ વૈરાગ્ય ) એ જ એક સર્વ ભય રહિત છે. અથવા विष्णोः पदं निर्भ-ं। શ્રીહરિના ચરણારવિંદની ભક્તિ, એજ સકલ દુઃખ-ने ભય રહિત અને અભયધામને આપનારી છે.

ગુરુઆજ્ઞાને શિરોમાન્ય કરી ગોરક્ષનાથ આજે ભિક્ષા ગયા. ગામમાં જતાં, એક બ્રાહ્મણને ત્યાં એના પતાની શ્રાદ્ધતિથિ હતી. એટલે ઘણા બ્રાહ્મણો ત્યાં જમવા પધારેલા. એથી ગોરક્ષનાથે અહિંથી ભિક્ષા જલદી મળશે એમ માની ત્યાં જ અલખ જગાવ્યો. જેથી अतिथि-देवो भव। એ ન્યાયે તુરત જ બ્રાહ્મણપત્નીએ ગોરક્ષ-નાથનું પ્રેમપૂર્વક સ્વાગત કરી ભિક્ષા દીધી અને ગોરક્ષનાથ પ્રસન્ન ચિત્તે આશીર્વાદ આપતા થકા આશ્રમે ગયા, અને ભિક્ષા ગુરુરૂપ પ્રભુ આગળ રજુ કરી. મત્સ્યેન્દ્રનાથ આજે ગોરક્ષની પાત્રતાની કસોટી કરે છે. એટલે ગોરક્ષ માટે એક કણ પણ બાકી ન રાખતાં બધું જ જમી ગયા. આ દૃશ્ય જોઈને ગોરક્ષ નિરતિશય પ્રસન્ન થયો અને મનમાંને મનમાં બોલ્યો, ચાલો ખૂબ જ આનંદ થયો કે ગુરુદેવ તો સંતુષ્ટ થયા ! પછી સ્હેજ પણ ક્ષતિ વિના જેવા અને તેવા પ્રેમથી ગોરક્ષ ગુરુની સેવામાં ખડેપગે તૈયાર થયો. આજે ગુરુદેવે પણ એને એવો કસોટીની સરાણ પર ચઢાવ્યો, છતાંય ગોરક્ષ એમાં ઉત્તીર્ણ નીવડ્યો.

સજ્જનો ! જો માનવી ગુરુની મન, વચન અને કર્મથી સેવા કરે, તો ગુરુના આશીર્વાદ કરીને એ ભવ-જલને સ્હેજે તરી શકે છે. પ્રથમ બ્રાહ્મણબાળકો ગુરુની પાસે સમિધા લઈને જતા ( યજ્ઞમાં હોમવાનાં કાષ્ઠો ) અને ગુરુને પ્રણામપૂર્વક કહેતા; " પ્રભુ ! અમને વેદાધ્યયન કરાવો." પછી ગુરુજી એમને બાર વર્ષ પર્યન્ત ગાયની સેવા કરવાનો આદેશ કરતા. આથી શિષ્ય મન, વચન અને કર્મથી ગુરુની આજ્ઞાને મસ્તક પર ચઢાવી ગાયમાતાઓની સેવાનું કાર્ય સહર્ષ ઊઠાવતો. એ બાર વર્ષ નૈષ્ઠિક બ્રહ્મચારી રહીને તન, મન અને ધનથી ગાયોની સેવા કરતો, અને ગાયની સેવામાં એ ગુરુના આશીર્વાદે કરીને સકલશાસ્ત્રસંપન્ન બનતો; કારણ કે હંમેશાં પવિત્ર ગૌમાતાની ચરણરજમાં આળોટનાર પંચ-ગવ્યનું સ્નાન અને પાન કરનાર શિષ્યને આ જગ-તમાં શું ખામી રહે વારૂં ! ખરેખર ભારતને માટે ગાય એ એક દૈવી પ્રાણી છે, અને ગાયમાતાનું જેટલું સુરક્ષણ થશે તેટલું લાભદાયક છે, અને એટલા જ માટે જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણે ભારતને ગોપાલનવિધિ સમજાવ્યો હતો. જેથી ભારત ઉન્નત હતું. ભગવાન શ્રીકૃષ્ણના જમા-નામાં તો એક રૂપીઆનું સો મણ દુધ અને એક રૂપી-આનું દશ મણ ઘી મળતું હતું. ત્યારે ભારતનાં ભાઈ–બહેનો કેટલાં સુદૃઢ હશે તેનો તો ખ્યાલ કરો ! જ્યારે હમણાં અહિંયાં:—

" જ્યાં દૂધની સરિતા વહેતી હતી,
ત્યાં છાશ પણ મળતી નથી;
ઘી તો મળે ક્યાંથી ઘણાં,
ઘીની વાસ પણ મળતી નથી.
ક્યાંથી મળે આ દેશમાં ગોવધ અતિશય થાય છે.
ઘી-દૂધ ને બદલે અરે રે માંસ તેનું ખાય છે,"

સજ્જનો ! ભારત એક ખેતીપ્રધાન દેશ છે. અને ગાયનાં છાણમાં એ તાકાત છે, કે તમે 'કલ્યાણ'ના ગોઅંકનો અમેરીકાનો રીપોર્ટ વાંચો. એમાં પણ એ લોકોએ લખ્યું છે કે અમે જે અમારૂં દેશી (આપણું વિલાયતી)




ખાતર ખેતરોમાં નાખતા હતા. તેના કરતાં ગાયના છાણનું ખાતર સૌ દરજ્જે શ્રેષ્ઠ છે. હવે એક ખ્યાલ કરો કે આજ ગામડામાં ખેડૂત ભાઈઓને એક હજાર રૂપીએ એક સારો બળદ મળે છે. અરે અમે ચરોતરના એક ગામડામાં વ્યાખ્યાન કરવા ગયેલા ત્યાં સ્ટેશન પર અમારા માટે સામે ગાડાં આવેલાં; એના જોડેલા બળદીઆઓ ગરુડના ઈંડા જેવા સફેદ, એના પર ઝુલો નાખેલી અને ડોકની અંદર ઘુઘરમાળ નાખેલી. હું તો એ બળદીયાને જોઇને જ પ્રસન્ન થઈ ગયો પછી, અમે ગાડામાં બેઠા, અને બેઠા પછી તો એ નંદીઓ એટલી ઝડપથી ત્રણ માઇલ સુધી દોડયા છે કે એ મઝા લૂંટવાની અમોને ફરી કોઇકોઇ વાર ઇચ્છા થાય છે. પછી અમોએ પૂછ્યું કે "ભાઇ! આ બળદની જોડીની શું કિંમત છે?" ત્યારે એણે કહ્યું કે બાપજી! બે બળદના રૂપીઆ પાંચ હજાર દીધા છે. હવે હું આપને પૂછું છું કે ભારતની એક પણ ગાયનો વધ ન થતો હોય અને વ્યવસ્થિત અમેરીકાની માફક આપણે ત્યાં પૂર્વવત્ જો ગાયોનું પાલન થાય તો કસવાળા ખાતરના ઢગલા થાય અને બળદની ભૂખ ન રહે. હાલ જે બળદની પાંચ હજાર રૂપીઆ કિંમત છે, તે બળદ પાંચ રૂપીએ મળે તો હિસાબ તો માંડો બાપલા કે આજ પીસતાલીસ રૂપીએ જે ચોખા મળે છે, તે પીસતાલીસ પાઈએ મણ મળે. માટે ગમે તેમ કરો પણ ભારતમાં ગૌવધ થતો અટકાવો અને ગાયમાતાઓને ઘરોઘર રાખતા થઇ જાઓ તો આપણે વેજીટેબલ પ્રોડક્ટસ, રસદા, ડાલડાની જરૂર નહિ પડે અને આજ આપણો દેશ અનાજ વિના કઇ કક્ષા ઉપર મૂકાયો છે, ! આજ ભલે આપણા દેશનેતાઓ નહેરો બાંધવામાં અબજો રૂપીઆ ખર્ચે છતાંય હું એ મારા પ્યારા નેતાઓને સૂચના કરૂં છું કે સાથેસાથે ગૌવધ અટકાવી અને એટલા અબજ રૂપીઆ ગાયોના ઉછેરમાં વાપરશે તો ભારત હતું તેવું પૂર્વવત્ પાંચ જ વર્ષમાં બની જશે.

"અન્નપૂર્ણ ભારત આખા જગતનું પોષણ કરે,
એ જ ભારતવર્ષના દીન માનવી ભૂખે મરે!

સજ્જનો લેખ વધી જવાની બીકે હવે હું મારા આ વક્તવ્યને બંધ કરી આપને પ્રાર્થના કરૂં છું, કે ભારતને, અરે સારાયે જગતને, ગાય કેટલું ઉપયોગી પ્રાણી છે તે આપ કલ્યાણના ગોઅંકમાંથી વાંચશો. એ જ આશા સેવું છું. અસ્તુ.

બીજા દિવસે ગુરુ મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષને આજ્ઞા કરી કે બેટા! આજ પણ ભિક્ષા લેવા જા અને આજ પણ કાલની માફક વડાં લાવજે. કારણ કે મને તે બહુ ભાવ્યાં છે. ગોરક્ષે ગઇ કાલનો ભૂખ્યો હોવા છતાંય સહર્ષ પ્રણવમંત્રનો જપ કરતાં કરતાં ચાલવા માંડયું. રસ્તામાં જતાં જતાં તેને વિચાર થયો કે ગુરુને વડાં બહુ ભાવ્યાં તો વડાં ક્યાંથી લાવવાં? કારણ કે આપણી ભાષામાં કોઇ સમજે યા ના સમજે એ કરતાં તો આપણને ગઇ કાલે જ્યાં ભિક્ષા મળી છે ત્યાં જ ચાલું. એમ કહી ગઈ કાલે એમને જ્યાંથી ભિક્ષા મળી હતી ત્યાં જ જઇ પુનઃ અલખ જગાવી અને આ અલખનો શબ્દ સાંભળતાં તે બાઇ (ગૃહલક્ષ્મી) બહાર નીકળતાં જ ગઇકાલવાળા તે બાલ સાધુને જોયો અને જોતાં જ એને ક્રોધ થયો. "મહારાજ! કાલે પ્રેમથી ભિક્ષા આપી એટલે પુનઃ અહિંના અહિં આવ્યા?" ગોરક્ષે પણ નમ્રતાપૂર્વક કહ્યું, કે "હા માતાજી, ગઇ કાલનાં આપેલાં તમારાં વડાં મારા પૂજ્ય ગુરુદેવને બહુ ભાવ્યાં છે. અને આજે એમણે વડાં લાવવાનો આદેશ કર્યો છે. એટલા જ માટે મા! આજ તારા ઘરે ઉપસ્થિત થયો છું. બાઇ બોલી; "મહારાજ! ગઇ કાલે શ્રાદ્ધતિથિ હતી એટલે વડાં બનાવ્યાં હતાં તેથી તમને આપ્યાં હતાં. એમ પ્રતિદિવસ વડાં ના બને, માટે દયા કરીને ખોટો દુરાગ્રહ કર્યા સિવાય ચાલ્યા જાવ" ગોરક્ષ કહે; "મા! આજ તો તારે જેમ કહેવું હોય તેમ કહે પણ મારા પ્રભુ-મારા ભગવાન મત્સ્યેન્દ્રનાથને આજ પુનઃ વડાં ખાવાની ઇચ્છા થઇ છે. એટલે આજ તો વડાં લીધા સિવાય તારા-ત્યાંથી જનાર પણ નથી. બાઇ પણ ઉશ્કેરાઇ કહે છે, કે આજ હું તમને વડાં આપનાર નથી; અને આપું ક્યાંથી! ગોરક્ષ કહે છે, કે આજ વડાં લીધા સિવાય જનાર નથી." ગોરખનાથે એના જ આંગણામાં સિદ્ધાસન લગાવ્યું અને મુક્તકંઠે ગાવા લાગ્યા.

જય શ્રી ગુરુદેવા ગુરુદેવા,
સુખકર આપતણી સેવા
જય શ્રી ગુરુદેવા ગુરુદેવા!

બાઇ પણ ઘરના કામકાજમાં મહારાજની સ્પૃહા કર્યા વિના પ્રવૃત્ત થઇ. અનુક્રમે બપોરના બાર થયા અને બહાર આવીને જોયું તો મહારાજ બહાર બેઠેલા જોયા અને યોગીની હઠ જોઇ. બાઇ પણ હઠે ચડી. છેવટે સાંજ પડવા આવી ત્યારે પુનઃ તિરસ્કાર કરી કહ્યું કે "અહીંથી જાય છે કે નહિ?" ગોરક્ષનાથ બઇ કાલના ભૂખ્યા હતા.

એટલે અંજલિ જોડી કહે છે, કે બા વડાં આપી દે તો હાલ જવા તૈયાર છું. કારણ મારા ગુરુનો આદેશ છે કે વડાં લાવજે. નહિતર હું હઠ ન કરત. ત્યારે બાઇએ જરા ગમ્મતમાં કહ્યું, કે "એટલો બધો ગુરુપ્રેમી હોય તો તારી જમણી આંખ આપ એટલે વડાં બનાવી આપું." તરત જ હસતાં હસતાં ગોરક્ષે આંખ કાઢી કહ્યું, "મા, લે." આ દશ્ય જોતાં બાઈ કંપી ગઇ અને તુરત જ સામગ્રી એકઠી કરી વડાં બનાવી ગોરક્ષને આપી દીધાં. ગોરક્ષ પણ જેની તે જ મસ્તીમાં આનંદમાં આવી ગયો. વડાં લઈ આશીર્વાદ આપતો પ્રસન્ન ચિત્તે આશ્રમે ગયો. પણ તેની જમણી આંખ કપડા વડે ઢાંકેલી છે. આશ્રમે જઈ ભિક્ષા અર્પણ કરી. ગુરુદેવ આજ પણ એકે વડું અવશેષ રાખ્યા સિવાય જ વડાં ખાઈ ગયા. પછી ગોરક્ષને ધન્યવાદ લાગવા. પછી ગોરક્ષને પૂછ્યું બેટા! આ તારી કેમ ઢાંકી છે.? એમ કહી કપડું ખેંચી લીધું. ગુરુદેવ આશ્ચર્યમાં આવી જઈ પૂછે છે. અરે! તારી આંખ ક્યાં ગઇ? હસતાંહસતાં ગોરખ કહે નાથ! આજ માતા વડાં બનાવી આપતી ન હતી. જ્યારે મેં વડાં માટે હઠ કરી ત્યારે કહ્યું કે ગુરુ-નો સાચો શિષ્યભાવ હોય તો આંખ કાઢી આપ તો વડાં બનાવી આપું. એટલે મેં આંખ કાઢી આપી અને તેણે મને વડાં બનાવી આપ્યાં. જો કે મત્સ્યેન્દ્રનાથથી આ વાત અજાણી નહતી. અને સમર્થ યોગીપુરુષથી આ દુનિયાની કઇ વસ્તુ અજાણી રહી શકે! તદનુસાર એ સઘળું યે જાણવા છતાં અજાણ્યા બની પૂછે છે; 'ગોરક્ષ! તને મારે માટે કેટલો પ્રેમ છે! ગોરક્ષ કહે, 'હે પ્રભુ! મને કેટલો પ્રેમ છે, એ તો મારો આત્મા અને ભગવાન જાણે છે, મત્સ્યેન્દ્રનાથ કહે; જો, તને મારા પ્રત્યે પ્રેમ હોય તો મને બીજી આંખ કાઢી આપ' ગોરક્ષે વિના વિલંબે, વિના સંકોચે, હસતાંહસતાં બીજી આંખ પણ ગુરુના ચરણમાં મૂકી દીધી. એટલે ગુરુ પ્રસન્ન થઇ ગયા અને ગોરક્ષને હૃદયસરસું દઢ આલિંગન કઇ કહ્યું; 'ધન્ય બેટા ધન્ય એમ કહી ગુરુએ પોતાનો કરકમલ સંજીવન મંત્ર ભણી ગોરક્ષની આંખો પર ફેરવ્યો એટલે ગોરક્ષ બન્ને આંખે દેખતો થઇ ગયો. ત્યાર-પછી તો ગુરુ એટલા બધા પ્રસન્ન થઇ ગયા કે પૂર્વે એમણે જે મહાન પરિશ્રમ ઊઠાવી નાગઅશ્વત્થના સર્વ દૈવતને પ્રસન્ન કર્યા હતા ત્યાં લઇ જઇ એમણે સર્વ દેવોની પાસેથી વરદાન અપાવડાવ્યું અને સકલ-શાસ્ત્ર-વિશારદ બનાવ્યો.

સજ્જનો! ગુરુકૃપા શું નથી કરી શકતી? જો શિષ્ય મન, વચન, કર્મથી ગુરુરૂપે પ્રભુની સેવા કરે તો સહેજ માત્રમાં શિષ્યનું શાશ્વત કલ્યાણ થઈ જાય. અરે એક જગાએ તો લખ્યું છે (ભક્ત પ્રીતમના બનાવેલા ગુરુમહિમામાં) કે બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર કોપે તો ગુરુ બચાવે પણ ગુરુ કોપે તો જગતનો કોઇ દેવ બચાવી શકતો નથી. માટે દરેક સજ્જનોએ ગુરુ કરવાની ખાસ જ આવશ્યકતા છે. પણ એ ગુરુ એવો ન હોવો જોઇએ. એક ભક્તકવિએ લખ્યું છે.

"ભક્તિ નવધા છે માંઘી રે
દુનિયામાં ઝાઝા બન્યા ઢોંગી.
તિલક તાણે મોટા પંથનું
અને વધારે ઝાઝા વાડા,
જ્ઞાન પૂછો ત્યારે ગોટાળા વાળે
એના પેટમાં છે ઝાઝા લાળા...ભક્તિ.
ચેલો તું માહરો ને ગુરુ હું તાહરો
મને જ આપ્યે થાય સારૂં
બીજાને આપવાથી પાપ તને લાગશે
બતાવે ન્યારૂં ન્યારૂં...ભક્તિ

સજ્જનો! એવા ગુરુનું શાશ્વત કલ્યાણ થતું નથી તો શિષ્યનું એ શું કલ્યાણ કરવાનો હતો. માટે ગુરુ કરતા પહેલાં શિષ્યે પણ ગુરુની પાત્રતાઇ જોઈ લેવી. ગુરુએ પણ શિષ્યની પાત્રતા જોઇ લેવી. ત્યારબાદ સંબંધ બાંધવો.

ગુરુસેવાનો હું તમને એક જ્વલંત દાખલો આપું. છું કે મન-વચન-કર્મથી ગુરુની સેવા કરનાર શિષ્યો દુનિયામાં મહાન બની ગયા છે. એક વખત ગુરુ-પૂર્ણિમા આવી અને સમર્થ રામદાસ સ્વામીના આશ્રમે

પાંચ પંદર દિવસ પહેલાંથી શિષ્યો તંબુ અને રાવટીઓ બાંધી ગુરુપૂર્ણિમાનો મહાન ઉત્સવ ઊજવવા એકઠા થયા. સહસ્રાવધિ શિષ્યોને જોઇ ગુરુ રામદાસને સહસા ઇચ્છા થઇ, કે લાવો તો જરા જોઇએ કે આમાં સાચા શિષ્યો કેટલા છે. એટલે ગુરુદેવે પોતાના પગના મસલ્સ પર એક કાચી કેરી મજબુત રીતે તાણી બાંધી. ઉપર વ્યવસ્થિત પાટા બાંધ્યો અને સ્હેજ એના પર મધ લગાવ્યું અને શિષ્યોની પરીક્ષા માટે જરા માંદગીનો સ્વાંગ રચ્યો. જેટલા શિષ્યો ગુરુને સાંજ-સવાર પ્રણામ કરવા આવે એ બધા શિષ્યોને ગુરુ માંદા છે, એવો ખ્યાલ કરાવ્યો. પછી શિષ્યમંડળી પૂછે, છે, 'પ્રભુ! આપને થાય છે. શું? ત્યારે ગુરુ ધીરા મંદ અવાજે બોલતા, 'ભાઇ! મારી પીડા અસહ્ય છે.' એમ કહી પગે નીકળેલું પેલું ગૂંમડું બતાવતા. ભક્તો ગૂમડા (કેરી) ઉપર આંગળી દબાવે એટલે દરદ લાગતું અને સમર્થદેવ પણ ચીસ પાડતા કહે કે દુઃખાઉં છું. એટલે શિષ્યમંડળની અધિરાઈ વધવા માંડી અને ગુરુદેવ પણ ઢોંગના સ્વાંગમાં અંદર સશક્ત પણ ઉપરથી બહુ જ અશક્ત દેખાવા લાગ્યા. આથી શિષ્યમંડળીમાં ચિંતા ફેલાતાં અન્યોન્ય વાતો થવા લાગી કે આ વખતનો ગુરુપૂર્ણિમાનો મહોત્સવ બહુ આનંદપૂર્વક ઊજવાશે નહિ. એટલે કેટલાક તો હતાશ પણ થઈ ગયા. એમાં કેટલાક સજ્જનોએ વિચાર કર્યો; 'અરે! આપણે વ્યર્થ વલખાં મારીએ છીએ. શિવાજી મહારાજને લાવોને પત્ર લખીએ એટલે રાજવૈદને લઇને હમણાં આવશે. એમ કહી પત્ર પાડ્યો. પત્ર મળતાંની સાથે ગુરુનો પરમ ઉપાસક શિવરાજ રાજવૈદને લઇને આશ્રમે આવ્યો અને સમર્થ દેવની મુલાકાત લીધી. પછી સઘળી શિષ્યમંડળીને બહાર કાઢી સમર્થ દેવે પોતાની ચિકિત્સા (રોગનું નિદાન) કરવાનું કહ્યું. વૈદરાજ પણ સુંદર નાડીપરીક્ષક હતા. એ આધુનિક જમાનાના ડોકટરો જેવા ન હતા, કે આપણી નાડી તપાસે, ટયુબો ગોઠવે, ઊંધા-ચત્તા કરે અને પછી પાસે બેસાડી કહે કે હવે તમને શું થાય છે. એવા એ રાજવૈદ ન હતા. એમણે તો ગુરુને સારી રીતે તપાસી કહ્યું "ગુરુ! અવિનય બદલ ક્ષમા કરશો. પ્રભુ! પણ જો સત્ય પૂછાવો તો આપના શરીરમાં કોઇ જાતનો વ્યાધિ છે જ નહિ. અને આજ દિન સુધી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું હોય એવા પરમ સિદ્ધ યોગી સમર્થમાં વ્યાધિ સંભવે જ ક્યાંથી! જ્યારે હાલના જમાનામાં કેટલાય બ્રહ્મચારીઓને વ્યાધિગ્રસ્તજ ભાળીએ છીએ. મન-વચન-કર્મથી નૈષ્ઠિક બ્રહ્મચર્ય પાળ્યું હોય તેનાથી 'વ્યાધિ સો ગાઉ દૂર હોય બ્રહ્મચર્યનો કેવો પ્રભાવ છે!

"કાળને થંભાવનાર. જે બ્રહ્મચારી હિન્દના" બાર વર્ષ પર્યન્ત નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પાળનાર ઇક્ષ્વાકુકુલોત્પન્ન લક્ષ્મણે મેઘનાદ જેવાને મહાત કર્યો અને નૈષ્ઠિક બ્રહ્મચારી હનુમાને જ્યારે લંકાદહન કર્યું ત્યારે રાવણ બહાર નીકળી હનુમાનને આમ કિલકારીઓ કરતા જોઇ એને ક્રોધ થયો એટલે રાવણના કેદખાનામાં કાળ સડતો હતો તેને બહાર કાઢી કહ્યું, કે આ વાંદરાનો ભક્ષ કર. જ્યારે કાળે એના તરફ દોટ દીધી ત્યારે હનુમાને પોતાના પ્રભુ રામને યાદ કરી પોતાનું વિરાટ રૂપ ધારણ કર્યું. અને કાળને ઉડાવી પાનના બીડાની માફક પોતાના મોંઢામાં ગોઠવી દીધો. જ્યારે સ્વર્ગીય દેવમંડળીએ આવી અગીયારમા રુદ્રરૂપી હનુમાનની પ્રાર્થના કરી કહ્યું કે ભગવાન! કાળને મારશો નહિ ત્યારે હનુમાને એને છૂટો કરી દીધો. બ્રહ્મચર્યમાં આ અચૂક શક્તિ રહેલી છે. માટે ભારતના પ્રત્યેક ભાઇબેનોએ બ્રહ્મચર્યવ્રત પાળવાની ખાસ જ આવશ્યકતા છે. રાજવૈદના નિદાનથી સમર્થદેવ ખૂબ જ સંતુષ્ટ થયા અને કહ્યું, કે શાબાશ બેટા. આ મેં સ્વાંગ રચ્યો છે. એ કેવળ શિષ્યોની પરીક્ષા પૂરતો જ રચ્યો છે. માટે તમે બહાર જઇ શિવાજી ઇત્યાદિ શિષ્યમંડળીને કહો કે રોગ અસાધ્ય છે. ગુરુ પૂર્ણિમા ભળાશે નહિ, જેથી શિષ્યો ગભરાઇ જશે. અને બચાવવા માટે તમને પ્રાર્થના કરશે; ત્યારે ભગ્ન હૃદયે તમારે કહેવું કે આ રોગ કોઈપણ હિસાબે મટે એમ નથી. છતાંય થોડા અંશે. ફલીભૂત થવાય એવો એક અખતરો છે. પણ તે અખતરો ત્રાસ આપે એવો છે. એટલે પૂછશે કે કહો કે એવો કયો અખતરો છે! ત્યારે તમારે બહુ આડંબર કરીને કહેવાનું કે મને તો એમાં શ્રદ્ધા નથી પણ ભગવાન જ યશ અપવડાવે છે. વાત એ છે, કે આ ગુમડા ઉપર મોઢું રાખી એ રોગને કોઇ ચૂસી લે તો ગુરુદેવ બેઠા થાય.

અપૂર્ણ

ચારે પ્રકારે મસ્ત્યગંધાને લાવવી હોત તો હું લાવી શકત. એમાં વળી તને મારે શા માટે કહેવું પડે, પણ ભાઈ! મારે એવી રીતે મારી પ્રાણપ્યારી પ્રજાના દિલને દૂભાવીને એ કાર્ય કરવું નથી. અને જો હું એમ કરૂં તો રાજ્યપિતા તરીકેનું ઋણ હું અદા કરી શકતો નથી. પ્રજાની કોઈપણ સુંદર કન્યાને ગમે તે રીતે બળજબરીથી લાવીને ઘરમાં બેસાડનાર રાજા, રાજા કહેવાતો નથી. પણ એ તો એણે રાક્ષસીકૃત્ય કર્યું કહેવાય. માટે પ્રધાન! એવું કૃત્ય જોજો કરતા, કે મારા પવિત્ર નામને કલંક લાગે. અને મને જો એમ કરવું હોત તો વાર પણ શી હતી! માટે પ્રધાનજી! મારા સુખની ખાતર કોઈ પ્રજાજનનું દીલ ન દૂભાય તેની ખાસ તકેદારી રાખજો. અરે! સૂર્યવંશના પુરુષોત્તમ રાજા રામને એક દિવસ જાસુસે આવી કંપિતહૃદયે વાત કરી; 'પ્રભુ! એક ધોબી અને તેની સ્ત્રીને તકરાર થઈ હતી એમાં ધોબીએ પત્નીને કહી દીધું કે 'હું દાશરથી રામ નથી કે જાનકી રાવણને ત્યાં જઈ આવી છતાં એણે તેને ઘરમાં સંઘરી' આ શબ્દથી ભગવાન રામનું દિલ કચવાયું અને તેમણે જાનકીની અગ્નિપરીક્ષા કરી હતી. અને પોતે જાણતા હતા કે જાનકી મન-વચન-કર્મથી સતી છે. છતાં મારી પ્રજાને મારા પ્રત્યે આટલી કેમ આશંકા હોવી જોઈએ. એટલાની ખાતર રાજા રામે પતિપરાયણ સતી સીતાનો નિમિષમાત્રમાં ત્યાગ કર્યો હતો. તો મારાથી મસ્ત્યગંધાને કેવી રીતે ઘરમાં લાવીને બેસાડી શકાય. મારા પ્યારા પ્રધાન! જોજો મને રાજી કરવા જતાં પ્રજાનું દિલ દૂભાય, એનો ખાસ ખ્યાલ રાખજો છતાં હું તો તમને આદેશ કરૂં છું કે તમે મને જેટલો રાજી રાખવા પ્રયત્ન કરશો. તેના કરતાં મારી પ્રજાને પ્રસન્ન કરવા પ્રયાસ કરશો તો એથી તમારી નામના ઉજ્જ્વળ થશે. અસ્તુ.

સજ્જનો! જોયું, કેવો આદર્શ રાજવીર! પોતે દુઃખ સહન કરવા તૈયાર છે પણ પ્રજાના દિલને દૂભાવવા તૈયાર નથી. ક્યાં છે પ્રજાના માનસને પારખનાર હાલ એવા રાજા કે પ્રધાનો? આજ તો કોઈ રાજા કે પ્રધાનને પ્રજાની પડી નથી. ત્યાં સુખની આશા ક્યાંથી રાખી શકાય? સુખ તો ત્યાં છે, જ્યાં રાજાપ્રજામાં લાગણી છે, ઐક્ય છે, સદ્ભાવ છે, અને ધર્મ છે. ધર્મ નથી ત્યાં દુઃખ સિવાય બીજું સંભવે પણ શું? આજ તો માનવ બ્લેક મારકીટ કરવામાં માનવતા ભૂલ્યા છે. પણ હવે આમાં કહેવું પણ કોને? આજે ભારત દિનપ્રતિદિન માનવતાવિહોણો બનતો જાય છે; ધર્મ-કર્મથી ભ્રષ્ટ થતો જાય છે અને તેથી જ અમો પ્રતિદિવસ વ્યાખ્યાનમાં કહીએ છીએ. એથી જ ભારતવર્ષના માથા પર કષ્ટ ઉપર કષ્ટ છે. માટે સજ્જનો! ભારતને પુનઃ સાચો ભારત બનાવવો હોય તો રામાયણ અને મહાભારતનું પઠન-પાઠન કરી, એનું મનન અને નિદિધ્યાસન કરી, વર્તન કહેતાં આચરણમાં મૂકીશું તો માનવી મટી દેવ બનીશું. આપણા ધર્મગ્રંથોમાં લખ્યું છે. કે, ત્રેત્રીસ કોટિ દેવતાઓ હતા. તે મારી માન્યતા મુજબ હિંદુસ્તાનનાં ભાઈબહેનોની જ ગણતરી તેત્રીસ કોટિ દેવતાઓમાં થતી હતી. એમની રગેરગમાં ધર્મનો જુસ્સો હતો. જ્યારે આજે ધર્મની પડતી છે અને આજે માનવતા પણ ભૂલ્યા છીએ, નહિતર આપણી સરકારને દોઢ અબજ આપવા તૈયાર ના થાત. માટે સજ્જનો! ભૂલ્યા ત્યાંથી ફરી ગણી માનવતાને અપનાવો. એવી મારી આપસર્વને કરબદ્ધ પ્રાર્થના છે. આજના ભારતની આ વિષમ સ્થિતિ હોવા છતાંય વિદેશીઓની આંખ ભારત પર ટમટમી રહી છે. અને જવાહર જેવા નેતાનું વિદેશમાં બહુમાન થાય છે. અને લોખંડી પુરુષ સરદારના શબ્દોની વિદેશમાં કિંમત અંકાય છે. તો સજ્જનો! આપણે માનવી બનીએ તો આપણા જવાહર રામ બનશે અને સરદાર હનુમાન બનશે. અસ્તુ

અપૂર્ણ






# રામાયણનું અધ્યાત્મ સ્વરૂપ

( ગતાંક પૃષ્ઠ ૬૩૮ થી ચાલુ )

શ્રીમદ્ભાગવતમાં નવમા સ્કન્ધમાં બે અધ્યાય રામાયણના છે. તેમાં શ્રીરામચરિત્ર આપેલું છે. શ્રીમદ્ભાગવત એ પરમહંસની સંહિતા છે. તેમાં કપિલ, જડભરત, પ્રહ્લાદ, અંબરીષ વગેરે પરમહંસોનું વર્ણન આપીને હવે પરમહંસ શુકદેવજી શ્રી રામ–પરમહંસનું ચરિત્ર પરીક્ષિત રાજાને કહે છે. હંસ દૂધ અને પાણીને જુદાં કરી શકે છે. તેવી જ રીતે હંસકોટિના મહાત્માઓ જડના ધર્મ અને ચેતનના ધર્મોને જુદા કરી શકે છે. પરમહંસો જડની સત્તા તદ્દન ઉડાવીને અન્વયભાવે બધે બ્રહ્મદર્શન કરી શકે છે.

તેથી દરેક જીવની પહેલી ફરજ એ છે કે પોતે કેવા થવું છે એ પહેલાં નક્કી કરવું જોઈએ અને પછી તે પ્રમાણે જીવન ગોઠવવું જોઈએ. જેઓને હંસ અથવા પરમહંસની પદવી પ્રાપ્ત કરવી હોય તેમને માટે ઇતિહાસ અને ભૂગોળના જ્ઞાનની જરૂર નથી. આ કારણને લઈને પ્રાચીન કાળના મહાન લેખકોએ ઇતિહાસ અને ભૂગોળ તરફ બહુ ધ્યાન આપેલ નથી. तत्त्वमसि એટલે તે તું છે. એ મહાવાક્યમાં "તે તું થઈશ" એવો અર્થ નીકળતો નથી. તેથી માત્ર અજ્ઞાન દૂર કરવાનું રહે છે. તે માટે ઇતિહાસના જ્ઞાનની જરૂર નથી. તેથી શ્રી રામચંદ્રજીનો અવતાર ક્યારે થયો, તે વખતે કઈ સાલ હતી તેની વિગત બરાબર મળી શકતી નથી. છતાં માણસોને ઐતિહાસિક વાતો ગમે છે તેથી આપણા શાસ્ત્રકારોએ રામાયણ અને મહાભારત જેવા ઇતિહાસો એવી રીતે લખેલા છે કે તે વાંચતાંવાંચતાં બ્રહ્મજ્ઞાન મળે. એ બધા સંસ્કાર સારા કરવાના ઇતિહાસ છે. તેનાથી રાગ-દ્વેષ ઓછા થાય છે. હાલ જે જાતના ઇતિહાસ હાઈસ્કૂલો અને કોલેજોમાં ચાલે છે તેનાથી રાગદ્વેષ વધે છે. તેથી રાજદ્વારી માણસોના ઇતિહાસ બંધ કરીને રામાયણના જેવા સંસ્કારના ઇતિહાસ શીખવાની જરૂર છે. સંસ્કારના ઇતિહાસનો અર્થ એ છે કે જેણે માણસોએ આ પૃથ્વી ઉપર જન્મીને આસુરી પ્રકૃતિ જીતીને આત્મસાક્ષાત્કાર કરેલ હોય તેવા મહાપુરુષોનાં જીવનચરિત્રો શીખવવાં જોઈએ. રાજદ્વારી ઇતિહાસ માણસને દેશને માટે મરતાં શીખવાડે છે, સંસ્કારનો ઇતિહાસ સારું જીવન જીવતાં શીખવાડે છે. સારા મરણ કરતાં સારા જીવનની કિંમત ઘણી છે, જેનું જીવન ખરાબ હોય તે દેશને માટે પોતાનો ભોગ આપે તો હાલમાં તેનાં વખાણ થાય છે. છતાં તે કરતાં સારા જીવનની કિંમત ઘણી છે. સારા જીવનવાળો માણસ બીજાને મોક્ષનો રસ્તો બતાવે છે. એવાને હંસ અથવા પરમહંસ કહે છે. એવા ઘણા મહાત્માઓની કથા વારંવાર શ્રીમદ્ભાગવતમાં આવે છે.

જેમ શ્રીમદ્ભાગવત એ સમાધિભાષાનો ગ્રંથ છે તેમ શ્રી રામાયણ પણ સમાધિભાષાનો ગ્રંથ છે. જેમ ભાગવતનું ખરું તત્ત્વ વ્યાસજીને સમાધિમાં મળ્યું હતું તેમ રામાયણનું ખરું તત્ત્વ પણ શ્રી વાલ્મીકિને સમાધિમાં મળ્યું હતું. આ કારણને લઈને વાલ્મીકિના રામાયણ ઉપરાંત અને તુલસીદાસજીના રામાયણ ઉપરાંત અધ્યાત્મરામાયણનો ગ્રંથ પણ મળી શકે છે અને આત્મરામાયણ પણ સમાધિભાષામાં અર્થ આપી શકે તેવું 'સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય' તરફથી પ્રસિદ્ધ થયેલ છે.

સીતાજીનો જન્મ સાધારણ માણસની પેઠે થયેલ નથી. જ્યારે જનકરાજા યજ્ઞ માટે જમીન ખેડાવતા હતા ત્યારે જમીનમાંથી સીતાજીનો આવિર્ભાવ થયેલ છે. માણસ પણ પોતાનાં કર્મ યજ્ઞરૂપે ભગવાનને અર્પણ કરે અને એ રીતે શરીરરૂપી જમીન ખેડાય તો તેમાંથી સ્વરૂપ–શક્તિરૂપી સીતાની પ્રાપ્તિ થાય. સીતાજી મોટાં થયાં ત્યારે ત્ર્યંબક-ધનુષથી રમતાં હતાં. એ ત્રણ ગુણવાળી માયા છે. એ ધનુષને જે તોડી શકે તે જ તેના પતિ થાય એવું સીતાજીએ વ્રત લીધું હતું. માયાનો નાશ માત્ર બ્રહ્મસત્તાથી થઈ શકે છે. તેથી તે બ્રહ્મરૂપ શ્રી રામચંદ્રજીએ તોડ્યું હતું. તે પહેલાં શ્રી રામચંદ્રજીએ તાડકારૂપી ભ્રાંતિનો પણ નાશ કર્યો હતો.

બ્રહ્મજ્ઞાન એ રામનું સ્વરૂપ છે અને વિવેક એ લક્ષ્મણનું સ્વરૂપ છે. વિચારનું નામ શત્રુઘ્ન છે અને વૈરાગ્યનું નામ ભરત છે. એ ચારે જો સાથે હોય તો અયોધ્યાના જેવું યુદ્ધ વગરનું અથવા ક્લેશ વગરનું રાજ્ય ચાલે, પણ વૈરાગ્યરૂપી ભરત અને વિચારરૂપી શત્રુઘ્ન બહાર ગયા હતા ત્યારે જીવરૂપ દશરથે વિષયરૂપી કૈકેયીના મોહમાં પડીને રામ અને લક્ષ્મણને વનવાસ આપ્યો હતો. સંસારમાં પણ લગભગ બધા જીવ જ્યારે વિષયોના મોહમાં પડે છે ત્યારે જ્ઞાન અને વિવેકનો અનાદર કરે છે.

મુખ્ય રામાયણ ચાર છે. વાલ્મીકિ કૃત, તુલસીદાસનું, અધ્યાત્મ રામાયણ અને યોગવાસિષ્ઠ મહારામાયણ. પહેલું પંડિતોને કામનું છે. બીજું સંસ્કૃત ન જાણનાર ભક્તજનોને ઉપયોગી છે, ત્રીજું અને ચોથું જ્ઞાની પુરુષોને આનંદ આપે તેવાં છે. તુલસીદાસજીના રામાયણમાં ભાગવતનો ઘણો ભાગ લીધો હોય તેવું જણાય છે.

રામાયણના મંગળાચરણમાં જ નીચેનો જે શ્લોક આપેલો છે તે ખાસ ધ્યાન આપવા જેવો છે. તેમાં સૃષ્ટિદૃષ્ટિવાદ અને દૃષ્ટિસૃષ્ટિવાદ બંનેનું તાત્પર્ય સમાઈ જાય છે.

यन्मायावशवर्ति विश्वमखिलं ब्रह्मादिदेवासुराः ।
यत्सत्वादमृषेव भाति सकलं रज्जौ यथाहेर्भ्रमः ॥
यत्पादः प्लवमेकमेव हि भवाम्भोधेस्तितीर्षावतां ।
वन्देऽहं तमशेषकारणपरं रामाख्यमीशं हरिम् ॥

અર્થ—સમગ્ર વિશ્વ અને બ્રહ્મા વગેરે દેવો તથા અસુરો જેમની માયાને વશ વર્તે છે, ભ્રમને લીધે છીપમાં જેમ ચાંદીનો ભાસ થાય છે તેમ જેની માયાને લીધે આ સકળ જગત સત્ય હોય તેવું જણાય છે; તેમજ આ સંસારરૂપી સમુદ્રને પાર કરવાની ઇચ્છાવાળાને માટે માત્ર જેમના ચરણ જ એક નૌકારૂપ છે અને એવા હોવા છતાં જે સર્વ કાર્યકારણથી પર પણ રહેલા છે એવા વિષ્ણુ સ્વરૂપ ભગવાન રામચંદ્રને હું પ્રણામ કરું છું.

આ શ્લોકમાં જગતને સત્ય જેવું કહ્યું છે. એટલે છીપમાં દેખાતું રૂપું જ્યાંસુધી છીપનું જ્ઞાન થયું નથી ત્યાંસુધી સાચું લાગે છે તેમ જેને બ્રહ્મનું જ્ઞાન થયું નથી તેને જગત દેખાય છે. જેને બ્રહ્મજ્ઞાન થાય છે તેને જગત બ્રહ્મરૂપ લાગે છે એ શાસ્ત્રનો સિદ્ધાંત છે. આવી દશા તરત પ્રાપ્ત થતી નથી અને દરેક માણસોને અનેક પ્રકારનાં વિઘ્નો ઓળંગવાં પડે છે. કેટલીક વાર વ્યવહારમાં એક જ વખતે બેત્રણ ફરજ માથે આવી પડે છે અને તેમાંથી કેવી રીતે રસ્તો કરવો તે ઘણા માણસોને સૂઝતું નથી. તેવાઓને માટે રામાયણના દૃષ્ટાંતો અને પ્રસંગો ખાસ અભ્યાસ કરવા જેવા છે. પુત્રનો ધર્મ, સ્ત્રીનો ધર્મ, સેવકનો ધર્મ, માબાપનો ધર્મ વગેરે વગેરે વ્યવહારમાં બહુ ઉપયોગી થાય તેવા નીતિના ઘણા સિદ્ધાન્તો રામાયણમાંથી મળી આવે છે. ખરી રીતે જોતાં રામાયણ એ રાજપ્રકરણવાળો ઇતિહાસ નથી, પણ સંસ્કાર સારા કરવાનાં સાધન બતાવનાર મહાન ગ્રંથ છે. ખાસ કરીને જેઓને અનીતિમાંથી નીકળી નીતિમાં આવવાનું છે તેમને માટે આ ગ્રંથ બહુ જ માર્ગદર્શક છે. રામાયણ એ મ. ગાંધીજીનો પ્રિય ગ્રંથ હતો અને છેલ્લી વખતે પણ તેમના મુખમાંથી 'હે રામ !' એવા શબ્દો નીકળ્યા હતા.

આપણાં શાસ્ત્રોમાં ભગવાનના સ્વરૂપનું સગુણરૂપે તેમજ નિર્ગુણરૂપે-બન્નેરૂપે વર્ણન આપેલ છે. જે જીવ પોતાને ભગવાનથી જુદો માને છે તેને માટે સગુણ સ્વરૂપની ઉપાસના સારી છે, જેને એમ લાગે છે કે ભગવાનથી જુદું કોઈ થઈ શકે નહિ તેમને માટે નિર્ગુણ સ્વરૂપનો બોધ પણ સારો છે. સગુણ સ્વરૂપને સમજવા માટે થોડીક ઐતિહાસિક દૃષ્ટિની પણ જરૂર છે અને ભગવાન શ્રીરામ અમુક વખતે આ પૃથ્વી ઉપર અવતાર લઈને આવ્યા હતા એમ માનવું પણ જરૂરનું છે. વળી હાલ પણ જે જે ભક્તોને શ્રી રામનાં દર્શન કરવાની ઇચ્છા હોય તેમને એ રૂપે દર્શન પણ થાય છે. તુલસીદાસજીને ચિત્રકૂટમાં શ્રીરામ અને લક્ષ્મણનાં દર્શન થયાં હતાં. જ્યારે પરમ બ્રહ્મની અંદર ભક્તની ભાવના ભળે છે ત્યારે ભક્તને જેવાં દર્શન જોઈએ તેવાં થઈ શકે છે. પણ સગુણ ભગવાન ઘણે ભાગે દર્શન દઈને પાછા જતા રહે છે. કોઈવાર ફરીથી બોલાવીએ તો આવે છે પણ ફરી જતા રહે છે. તેથી જ્ઞાની પુરુષો ભગવાનનો આત્મરૂપે સાક્ષાત્કાર કરવાની ઇચ્છા કરે છે. એવો સાક્ષાત્કાર થયા પછી એ સ્વરૂપ જતું રહેતું નથી. લોટામાં રહેલું પાણી બહાર કાઢી શકાય છે, પણ તેમાંથી આકાશ બહાર કાઢી શકાતું

નથી તેમ આત્માને બહાર કાઢી શકાતો નથી. તે દેહ અને ઉપાધિથી રહિત છે. એવા સ્વરૂપનો અનુભવ અયોધ્યા નગરીમાં થાય છે, એટલે જેના અંતઃકરણમાં યુદ્ધ નથી એટલે કામ-ક્રોધ નથી, તેના અંતઃકરણમાં આત્માના આગમ રૂપી રામનો અનુભવ થાય છે. એવો અનુભવ થયા પછી જીવને પરમ કલ્યાણ થયું એમ લાગે છે. તે છતાં કોઈકોઈ વાસનાના વેગ તેના મનને ગભરાવે છે. તે મારીચ, વગેરે રાક્ષસોનું સ્વરૂપ છે. એવા રાક્ષસોને મારવા માટે વિશ્વામિત્ર દશરથ રાજા પાસે શ્રીરામની માગણી કરે છે. વિશ્વામિત્ર રામચંદ્રજીને લઈને જાય છે એટલામાં રસ્તામાં ભ્રાંતિરૂપી તાડકા મળી. તેણે રામચંદ્રજીને કહ્યું કે, "અરે બાળકો,

ધ્યાનમાં તૈયારી કરે છે અને કૈકેયી તેમાં વિઘ્ન નાખે છે. ભગવાન રામચંદ્રજી-જેવાને પણ સંસારમાં વિઘ્નો આવે છે તો સામાન્ય માણસનું કહેવું જ શું ! જ્યારે વિષયમાં પ્રવૃત્તિરૂપ કૈકેયીએ સાંભળ્યું કે રામચંદ્રજીનો રાજ્યાભિષેક થવાનો છે ત્યારે તે શોક કરવા લાગી અને શૃંગારના સર્વ વસ્ત્રો ઉતારી મેલાં કપડાં પહેરીને કોપભવનમાં જઈને બેઠી. ત્યાં જીવરૂપી દશરથ રાજા તેને સમજાવવા પ્રયત્ન કરે છે પણ કૈકેયી એવું માગે છે કે રામચંદ્રજીને ૧૪ વર્ષનો વનવાસ આપો અને ભરતને રાજ્ય આપો. આ બાબત શ્રી રામચંદ્રજીના જાણવામાં આવી એટલે તેમણે માતા-પિતાને ખુશી રાખવાની ખાતર વનમાં જવાની તૈયારી કરી, વિદુર

જેઓ આપની કથા નિરંતર સાંભળ્યા કરે છે તેમના હૃદયમાં આપ રહો. જે મનુષ્ય આપનામાં પ્રીતી રાખે છે તેના હૃદયમાં આપ રહો. જેઓ આપને ભોજન અર્પણ કરીને જમે છે તેનામાં આપ રહો. જેઓના ચરણ તીર્થયાત્રા કરે છે, તેમના હૃદયમાં આપ રહો. જેઓ ગુરુની સેવા કરે છે તેમનામાં આપ રહો. જેઓના મનમાં કામ, ક્રોધ, મદ, માન, અજ્ઞાન, લોભ ચિત્તની ચંચળતા રાગ તથા વેર નથી અને જેઓમાં કપટ, અહંકાર અને માયા નથી તેવાના હૃદયમાં આપ નિવાસ કરો. જેમને સ્તુતિ અને નિંદા સમાન છે, જેમને આપના સિવાય બીજી ગતિ નથી. જેઓ પરસ્ત્રીને મા સમાન માને છે અને બીજાના ધનને ઝેર જેવું સમજે છે તેમના હૃદયમાં આપ રહો. જેઓ સઘળા અવગુણને ત્યાગી ગુણનું ગ્રહણ કરે છે તેઓના મનમાં આપનું સુંદર સ્થાન છે. આ બધાં આપને રહેવાને યોગ્ય સ્થાન છે છતાં હાલના સમયને અનુસાર સ્થાન જોઈએ તો આપ ચિત્રકૂટ પર્વત ઉપર નિવાસ કરો.

આ બધો ઇતિહાસ નિશાળના ઇતિહાસ જેવો નથી. આ બધો સંસ્કારનો ઇતિહાસ છે. આવા ઇતિહાસથી માણસ સદાચાર શીખે છે.

હવે શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી ચિત્રકૂટ પર્વત પર રહેવા લાગ્યા. તેમને લઈ આવનાર સારથી સુમંત્ર પાછો અયોધ્યા ગયો અને શ્રી રામચંદ્રજી વગેરેના વનવાસના ખબર દશરથ રાજાને અને રાણીઓને આપ્યા. આ વાત સાંભળી રાજદરબારમાં અને આખી અયોધ્યા નગરીમાં ઘણો કોલાહલ મચી રહ્યો. રાજા દશરથને એટલો શોક થયો કે થોડા દિવસમાં તેમણે રામચંદ્રજીના વિયોગને લીધે શરીર છોડી દીધું તે વખતે બધાનો શોક વધ્યો અને વસિષ્ઠ મુનિએ સમય પ્રમાણે અનેક કથાઓ કહી પોતાના જ્ઞાનપ્રકાશ વડે સઘળાનો શોક ટાળ્યો.

આ વખતે ભરત તેના મામાને ઘેર હતા. તેમને આ ખબર પહોંચાડવામાં આવી. ભરત પાછા અયોધ્યા આવ્યા અને રામનો વનવાસ અને દશરથનો સ્વર્ગવાસ જોઈ અતિ દુઃખી થયા. તેમને એમ લાગ્યું કે પોતાનો જન્મ ન થયો હોત તો રામચંદ્રજીને વનવાસ મળત નહિ, અને વળી કૈકેયીને પેટે તેનો જન્મ થયો તેથી તેને ઘણો પસ્તાવો થયો. ભરત અને શત્રુઘ્ન બન્ને વિલાપ કરવા લાગ્યા. અહીં ભાઈ ભાઈ વચ્ચે તે વખતે કેવો પ્રેમ હતો અને કેવો પ્રેમ રહેવો જોઈએ તેનું બહુ સારું વર્ણન આવે છે. બધાએ ભરતજીને રાજગાદી સંભાળવાનું કહ્યું પણ ભરતે કહ્યું કે "મારું ભલું તો રામચંદ્રજીની સેવામાં જ છે, મને આજ્ઞા આપો તો હું રામચંદ્રજીની પાસે જાઉં." લાલચુ લોકો રાજ્યસુખના ભૂખ્યા હોય છે. ભરતનો અર્થ ભક્તિમાં રત એટલે રમનાર એવો પણ થાય છે. તેને રામચંદ્રજી સિવાય બીજું કાંઈ યાદ આવતું નથી અને રાજ્ય કરવું ગમતું નથી. તેથી ભરતજીએ કેટલાક સેવકોને સાથે લઈ શ્રી રામચંદ્રજીનાં દર્શન કરવા માટે જવા માટે તૈયારી કરી અને ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં નિષાદ (ભીલ) નું રાજ્ય આવ્યું. ત્યાંના ભીલ રાજાને ભરતની સેના જોઈ એવો વિચાર આવ્યો કે ભરત પોતાની સેના લઈને રામચંદ્રજી સાથે યુદ્ધ કરવા આવે છે તેથી તેણે ભરતની સામે લડાઈ કરવાની તૈયારી કરી. એક વૃદ્ધ માણસે નિષાદને સમજણ આપી કે ભરત તો રામના ભક્ત છે. તેથી નિષાદ એકલો ભરતને મળવા ગયો. ભરતે તેને છાતી સાથે પ્રેમથી ખૂબ ચાંપ્યો. પછી ભરતજીએ નિષાદ પાસે શ્રી રામચંદ્રજીના કુશળસમાચાર પૂછ્યા. પછી બધી સેના સહિત ભરત ભરદ્વાજના આશ્રમે આવ્યા. ત્યાં એક દિવસ રહીને આગળ ચાલ્યા અને ચિત્રકૂટ આગળ પહોંચ્યા. ભરતજીના નેત્રમાં જળ ભરાઈ આવ્યું. જેમ યોગીને મુક્તિ પ્રાપ્ત થાય તેમ શ્રી રામના આશ્રમમાં પ્રવેશ કરતાં જ ભરતનું દુઃખ શાંત થઈ ગયું. 'હે નાથ! મારું રક્ષણ કરો,' એમ કહી ભરત અને શત્રુઘ્ન દંડની માફક શ્રીરામચંદ્રજીના ચરણમાં જમીન પર પડ્યા. શ્રીરામચંદ્રજીએ ભરતજીને બળાત્કારે ઊઠાડી તેમને છાતી સાથે પ્રેમથી ચાંપ્યા. આ પ્રેમનું કોણ વર્ણન કરી શકે! પછી તેઓએ સીતાજીને પ્રણામ કર્યા. સીતાજીએ મનમાં ને મનમાં આશીર્વાદ દીધો. પછી રામચંદ્રજી સઘળી માતાઓને મળ્યા અને કહ્યું કે સંસારની ઘટમાળ ઈશ્વરને આધીન છે, એમાં કોઈને દોષ દેવો જોઈએ નહિ. પિતાના સ્વર્ગવાસની ખબર સાંભળી શ્રી રામચંદ્રજી દુઃખી થયા. ત્યાં સાથે આવેલા કેટલાક માણસોની એવી ઇચ્છા થઈ કે શ્રી રામચંદ્રજીને

પાછા લાવવા અને તેમને રાજગાદી સોંપવી. રામચંદ્રજીએ ભરતને કહ્યું કે હે 'તાત! તું જીવને વૃથા ઉદાસ કર નહિ. જીવની ગતિ ઈશ્વરને આધીન છે. રાજાએ મારો ત્યાગ કરી સત્ય પાળ્યું માટે આપણે સત્યનો રસ્તો લેવો જોઈએ.' આવી રીતે પરસ્પર ઘણી વાતો થઈ, છેવટે શ્રી રામચંદ્રજીની આજ્ઞા માથે ચડાવી ભરતે તેમની વતી ૧૪ વર્ષ સુધી રાજગાદી સંભાળવાનું કબુલ કર્યું. ભરતની રહેણી, સમજણ, કર્તવ્ય, ભક્તિ, વૈરાગ્ય, ગુણ, તથા નિર્મળ ઐશ્વર્ય-આ સઘળાનું વર્ણન કરવામાં મોટામોટા કવિ પણ સંકોચ પામે છે. ભરતજી નિત્ય ભગવાનની પાદુકાઓ પૂજતા હતા અને પાદુકાઓ પાસેથી આજ્ઞા માગી અનેક પ્રકારનું રાજ્ય કરતા હતા.

આવા પ્રકારનાં રાજ્યો હાલમાં લોક ચાહે છે પણ મળતાં નથી. બધી જગ્યાએ વસ્તી વધતી જાય છે અને ઇન્દ્રિયોના ભોગનાં સાધન પણ વધતાં જાય છે, તેથી પાંચ ઇન્દ્રિયોને જે સુખ મળે તેજ સાચું સુખ છે એમ માનવામાં આવે છે. આવાં રજોગુણી વાતાવરણોમાંથી સત્ત્વગુણી વાતાવરણ બનાવવું એ કામ ઘણાને મુશ્કેલ લાગે છે. હાલના કાળમાં રાજસત્તા પ્રધાનોના હાથમાં છે અને રાજા સાંખ્યશાસ્ત્રના પુરુષની માફક અસંગ રહે છે. રાજાની જગ્યાએ બધા પ્રાંતોમાં ગવર્નરો છે, તેમનામાં પણ થોડીક સત્તાઓ રહેલી હોય છે તેથી સાંખ્યની માફક બે સત્તાવાળાં રાજ્યો હાલ ચાલે છે. તેમાં પ્રધાનો અને કાઉન્સીલોના સભ્યો ચુંટવા માટે પ્રજાની બહુમતિ જોઈએ. તેથી દેશની આખી પ્રજાને રોજ ન્યુસપેપર વાંચવાની ટેવ પાડવી જોઈએ અને રાજદ્વારી બાબતોમાં આખી પ્રજાએ રસ લેવો જોઈએ. આવા સંજોગોમાં પ્રજામાં ક્ષત્રિયોના ધર્મ આવવા લાગે પણ બ્રહ્મજ્ઞાન માટે જે પ્રકારની તૈયારી જોઈએ તેવા સંસ્કાર આવા વાતાવરણમાં તૈયાર થાય નહિ જ્યાં બહુ અનીતિ હોય ત્યાં કાયદા અને પોલીસ વધારે જોઈએ અને રાજ કરનારના મગજ ઉપર બોજો પણ બહુ રહે છે. જો પ્રજામાં નીતિ હોય તો ભરત જેવો એક રાજા આખા હિંદુસ્થાનનું રાજ્ય સહેલાઈથી કરી શકે અને વારંવાર ચુંટણીઓની ધમાલની પણ જરૂર રહે નહિ. પ્રજામાં નીતિવાળા માણસો વધારવા હોય તો માણસનું બી પણ સુધારવું જોઈએ. અને તેથી નીતિવાળાં કુટુંબો વચ્ચે વિવાહ થવા જોઈએ. જ્યાં બી સારૂં ન હોય ત્યાં ખેતી ઉપર બહુ ધ્યાન આપવાથી પણ ખેતી સુધરતી નથી. રામાયણમાંથી ખાસ શીખવાનું એ છે કે તે વખતે પ્રજાને રાજ્ય કરતાં ભક્તિની કિંમત વધારે હતી. તે વખતે ગરીબાઈ સહન કરીને પણ નીતિમાં રહેવાનું માણસો પસંદ કરતા હતા. બ્રહ્મચર્ય સારી રીતે પાળવામાં આવતું હતું તેથી વસ્તી વધતી નહોતી અને ખોરાકની તંગી પડતી નહોતી. આવો યુગ ફરીથી ક્યારે આવશે તે કહી શકાય તેવું નથી. ખરૂં રાજ્ય તે કહેવાય કે જ્યાં કોઈ ચોર ન હોય, કોઈ અસત્ય બોલે નહિ, કોઈ ભૂખે મરે નહિ, કોઈ દારૂ પીએ નહિ, કોઈ વ્યભિચાર કરે નહિ અને દરેક પોતાની ફરજ બરાબર સમજી અને ધર્મ પ્રમાણે વર્તે. આર્યોની પ્રજાનું સવારથી રાત સુધીનું કર્તવ્ય એવી રીતે યોજાએલું હતું કે તે કર્તવ્યથી જીવાત્માને પરમાત્માનું સ્મરણ સદા રહ્યા કરતું હતું. આર્ય એટલે મુમુક્ષુ અથવા સંસ્કારી પુરુષ. સીતાજી પણ રામચંદ્રજીને "આર્યપુત્ર" કહીને કોઈવાર બોલાવતાં હતાં.

(અપૂર્ણ)

× × ×

તું પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ નથી. મુક્ત થવાને માટે, એ સર્વના સાક્ષી-ચૈતનરૂપ તું પોતાને જાણ.

× × ×

ઇન્દ્રિયો જાણનારી છે. પણ માનનારી નથી. માનનારો તો જીવ છે. તે જ સારૂં નરસું માની બેસે છે. અને તેથી જ બંધન થાય છે. વિષયોમાં જે સુખબુદ્ધિ છે તેને છોડી દઈને સમતા ધારણ કરીને વર્ત.

જેઓ આપની કથા નિરંતર સાંભળ્યા કરે છે તેમના હૃદયમાં આપ રહો. જે મનુષ્ય આપનામાં પ્રીતી રાખે છે તેના હૃદયમાં આપ રહો. જેઓ આપને ભોજન અર્પણ કરીને જમે છે તેનામાં આપ રહો. જેઓના ચરણ તીર્થયાત્રા કરે છે, તેમના હૃદયમાં આપ રહો. જેઓ ગુરુની સેવા કરે છે તેમનામાં આપ રહો. જેઓના મનમાં કામ, ક્રોધ, મદ, માન, અજ્ઞાન, લોભ ચિત્તની ચંચળતા રાગ તથા વેર નથી અને જેઓમાં કપટ, અહંકાર અને માયા નથી તેવાના હૃદયમાં આપ નિવાસ કરો. જેમને સ્તુતિ અને નિંદા સમાન છે, જેમને આપના સિવાય બીજી ગતિ નથી. જેઓ પરસ્ત્રીને મા સમાન માને છે અને બીજાના ધનને ઝેર જેવું સમજે છે તેમના હૃદયમાં આપ રહો. જેઓ સઘળા અવગુણને ત્યાગી ગુણનું ગ્રહણ કરે છે તેઓના મનમાં આપનું સુંદર સ્થાન છે આ બધાં આપને રહેવાને યોગ્ય સ્થાન છે છતાં હાલના સમયને અનુસાર સ્થાન જોઈએ તો આપ ચિત્રકૂટ પર્વત ઉપર નિવાસ કરો.

આ બધો ઇતિહાસ નિશાળના ઇતિહાસ જેવો નથી. આ બધો સંસ્કારનો ઇતિહાસ છે. આવા ઇતિહાસથી માણસ સદાચાર શીખે છે.

હવે શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી અને સીતાજી ચિત્રકૂટ પર્વત પર રહેવા લાગ્યાં. તેમને લઈ આવનાર સુમંત્ર પાછો અયોધ્યા ગયો અને શ્રી રામચંદ્રના વનવાસના ખબર દશરથ રાજાને અને આપ્યા. આ વાત સાંભળી રાજદરબારમાં અને અયોધ્યા નગરીમાં ઘણો કોલાહલ મચી ગયો. તેમની મહારાજ દશરથને એટલો શોક થયો કે થોડા દહાડામાં શ્રીરામચંદ્રજીના વિયોગને લીધે શરીર છોડી સ્વર્ગે ગયા. જગતમાંથી શોક વધ્યો અને વસિષ્ઠ મુનિએ સંસારરૂપી સમુદ્ર કથાઓ કહી પોતાના જ્ઞાનપ્રકાશ તેમના ચરણ જ પૂજ્યો.

જે સર્વ કાર્યકાર તેના મામાને ઘેર હતા. તેમને સ્વરૂપ ભગવાન રા આવી. ભરત પાછા અયોધ્યા આ શ્લોકમાં જ સ અને દશરથનો સ્વર્ગવાસ દીપમાં દેખાતું રૂપું ન ને એમ લાગ્યું કે પોતાનો ત્યાંસુધી સાચું લાગે રામચંદ્રજીને વનવાસ મળ્યો નથી તેને જગત દેખાય નહિ, અને વળી કૈકેયીને પેટે તેનો જન્મ થયો. તેથી તેને ઘણો પસ્તાવો થયો. ભરત અને શત્રુઘ્ન બન્ને વિલાપ કરવા લાગ્યા. અહીં ભાઈ ભાઈ વચ્ચે તે વખતે કેવો પ્રેમ હતો અને કેવો પ્રેમ રહેવો જોઈએ તેનું બહુ સારું વર્ણન આવે છે. બધાએ ભરતજીને રાજગાદી સંભાળવાનું કહ્યું પણ ભરતે કહ્યું કે "મારું ભલું તો રામચંદ્રજીની સેવામાં જ છે, મને આજ્ઞા આપો તો હું રામચંદ્રજીની પાસે જાઉં." ઘણાખરા લોકો રાજ્યસુખના ભૂખ્યા હોય છે. ભરતનો અર્થ ભક્તિમાં રત એટલે રમનાર એવો પણ થાય છે. તેને રામચંદ્રજી સિવાય બીજું કાંઈ યાદ આવતું નથી અને રાજ્ય કરવું ગમતું નથી. તેથી ભરતજીએ કેટલાક સેવકોને સાથે લઈ શ્રી રામચંદ્રજીનાં દર્શન કરવા માટે જવા માટે તૈયારી કરી અને ચિત્રકૂટ તરફ પ્રયાણ કર્યું. રસ્તામાં નિષાદ (ભીલ) નું રાજ્ય આવ્યું. ત્યાંના ભીલ રાજાને ભરતની સેના જોઈ એવો વિચાર આવ્યો કે ભરત પોતાની સેના લઈને રામચંદ્રજી સાથે યુદ્ધ કરવા આવે છે તેથી તેણે ભરતની સામે લડાઈ કરવાની તૈયારી કરી. એક વૃદ્ધ માણસે નિષાદને સમજણ આપી કે ભરત તો રામના ભક્ત છે. તેથી નિષાદ એકલો ભરતને મળવા ગયો. ભરતે તેને છાતી સાથે પ્રેમથી ખૂબ ચાંપ્યો. પછી ભરતજીએ નિષાદ પાસે શ્રી રામચંદ્રજીના કુશળસમાચાર પૂછ્યા. પછી બધી સેના સહિત ભરત ભરદ્વાજના આશ્રમે આવ્યા. ત્યાં એક દિવસ રહીને આગળ ચાલ્યા અને ચિત્રકૂટ આગળ પહોંચ્યા. ભરતજીના નેત્રમાં જળ ભરાઈ આવ્યું. જેમ યોગીને મુક્તિ પ્રાપ્ત થાય તેમ શ્રી રામના આશ્રમમાં પ્રવેશ કરતાં જ ભરતનું દુઃખ શાંત થઈ ગયું. 'હે નાથ! મારું રક્ષણ કરો,' એમ કહી ભરત અને શત્રુઘ્ન દંડની માફક શ્રીરામચંદ્રજીના ચરણમાં જમીન પર પડ્યા. શ્રીરામચંદ્રજીએ ભરતજીને બળાત્કારે ઉઠાડી તેમને છાતી સાથે પ્રેમથી ચાંપ્યા. આ પ્રેમનું કોણ વર્ણન કરી શકે! પછી તેઓએ સીતાજીને પ્રણામ કર્યા. સીતાજીએ મનમાં ને મનમાં આશીર્વાદ દીધો. પછી રામચંદ્રજી સઘળી માતાઓને મળ્યા અને કહ્યું કે સંસારની ઘટમાળ ઈશ્વરને આધીન છે, એમાં કોઈને દોષ દેવો જોઈએ નહિ. પિતાના સ્વર્ગવાસની ખબર સાંભળી શ્રી રામચંદ્રજી દુઃખી થયા. ત્યાં સાથે આવેલા કેટલાક માણસોની એવી ઇચ્છા થઈ કે શ્રી રામચંદ્રજીને

પાછા લાવવા અને તેમને રાજગાદી સોંપવી. રામચંદ્રજીએ ભરતને કહ્યું કે હે 'તાત ! તું જીવને વૃથા ઉદાસ કર નહિ. જીવની ગતિ ઈશ્વરને આધીન છે. રાજાએ મારો ત્યાગ કરી સત્ય પાળ્યું માટે આપણે સત્યનો રસ્તો લેવો જોઇએ.' આવી રીતે પરસ્પર ઘણી વાતો થઇ, છેવટે થી રામચંદ્રજીની આજ્ઞા માથે ચડાવી ભરતે તેમની વતી ૧૪ વર્ષ સુધી રાજગાદી સંભાળવાનું કબુલ કર્યું. ભરતની રહેણી, સમજણ, કર્તવ્ય, ભક્તિ, વૈરાગ્ય, ગુણ, તથા નિર્મળ ઐશ્વર્ય-આ સઘળાનું વર્ણન કરવામાં મોટામોટા કવિ પણ સંકોચ પામે છે. ભરતજી નિત્ય ભગવાનની પાદુકાઓ પૂજતા હતા અને પાદુકાઓ પાસેથી આજ્ઞા માગી અનેક પ્રકારનું રાજ્ય કરતા હતા.

આવા પ્રકારનાં રાજ્યો હાલમાં લોક ચાહે છે પણ મળતાં નથી. બધી જગ્યાએ વસ્તી વધતી જાય છે અને ઇન્દ્રિયોના ભોગનાં સાધન પણ વધતાં જાય છે, તેથી પાંચ ઇન્દ્રિયોને જે સુખ મળે તેજ સાચું સુખ છે એમ માનવામાં આવે છે. આવાં રજોગુણી વાતાવરણોમાંથી સત્વગુણી વાતાવરણ બનાવવું એ કામ ઘણાને મુશ્કેલ લાગે છે. હાલના કાળમાં રાજસત્તા પ્રધાનોના હાથમાં છે અને રાજા સાંખ્યશાસ્ત્રના પુરુષની માફક અસંગ રહે છે. રાજાની જગ્યાએ બધા પ્રાંતોમાં ગવર્નરો છે, તેમનામાં પણ થોડીક સત્તાઓ રહેલી હોય છે તેથી સાંખ્યની માફક બે સત્તાવાળાં રાજ્યો હાલ ચાલે છે. તેમાં પ્રધાનો અને કાઉન્સીલોના સભ્યો ચુંટવા માટે પ્રજાની બહુમતિ જોઇએ. તેથી દેશની આખી પ્રજાને રોજ ન્યુસપેપર વાંચવાની ટેવ પાડવી જોઇએ અને રાજદ્વારી બાબતોમાં આખી પ્રજાએ રસ લેવો જોઇએ. આવા સંજોગોમાં પ્રજામાં ક્ષત્રિયોના ધર્મ આવવા લાગે પણ બ્રહ્મજ્ઞાન માટે જે પ્રકારની તૈયારી જોઇએ તેવા સંસ્કાર આવા વાતાવરણમાં તૈયાર થાય નહિ જ્યાં બહુ અનીતિ હોય ત્યાં કાયદા અને પોલીસ વધારે જોઇએ અને રાજ કરનારના મગજ ઉપર બોજો પણ બહુ રહે છે. જો પ્રજામાં નીતિ હોય તો ભરત જેવો એક રાજા આખા હિંદુસ્થાનનું રાજ્ય સહેલાઈથી કરી શકે અને વારંવાર ચુંટણીઓની ધમાલની પણ જરૂર રહે નહિ. પ્રજામાં નીતિવાળા માણસો વધારવા હોય તો માણસનું બી પણ સુધારવું જોઈએ. અને તેથી નીતિવાળાં કુટુંબો વચ્ચે વિવાહ થવા જોઇએ. જ્યાં બી સારૂં ન હોય ત્યાં ખેતી ઉપર બહુ ધ્યાન આપવાથી પણ ખેતી સુધરતી નથી. રામાયણમાંથી ખાસ શીખવાનું એ છે કે તે વખતે પ્રજાને રાજ્ય કરતાં ભક્તિની કિંમત વધારે હતી. તે વખતે ગરીબાઇ સહન કરીને પણ નીતિમાં રહેવાનું માણસો પસંદ કરતા હતા. બ્રહ્મચર્ય સારી રીતે પાળવામાં આવતું હતું તેથી વસ્તી વધતી નહોતી અને ખોરાકની તંગી પડતી નહોતી. આવો યુગ ફરીથી ક્યારે આવશે તે કહી શકાય તેવું નથી. ખરૂં રાજ્ય તે કહેવાય કે જ્યાં કોઇ ચોર ન હોય, કોઇ અસત્ય બોલે નહિ, કોઈ ભૂખે મરે નહિ, કોઈ દારૂ પીએ નહિ, કોઇ વ્યભિચાર કરે નહિ અને દરેક પોતાની ફરજ બરાબર સમજી અને ધર્મ પ્રમાણે વર્તે. આર્યોની પ્રજાનું સવારથી રાત સુધીનું કર્તવ્ય એવી રીતે યોજાએલું હતું કે તે કર્તવ્યથી જીવાત્માને પરમાત્માનું સ્મરણ સદા રહ્યા કરતું હતું. આર્ય એટલે મુમુક્ષુ અથવા સંસ્કારી પુરુષ. સીતાજી પણ રામચંદ્રજીને "આર્યપુત્ર" કહીને કોઇવાર બોલાવતાં હતાં.

(અપૂર્ણ)

× × ×

તું પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ નથી. મુક્ત થવાને માટે, એ સર્વના સાક્ષી-ચેતનરૂપ તું પોતાને જાણ.

× × ×

ઇન્દ્રિયો જાણનારી છે, પણ માનનારી નથી. માનનારો તો જીવ છે. તે જ સારૂં નરસું માની બેસે છે. અને તેથી જ બંધન થાય છે. વિષયોમાં જે સુખબુદ્ધિ છે તેને છોડી દઇને સમતા ધારણ કરીને વર્ત.

# ભક્ત કવિ જયદેવ

પાંચસો વર્ષ પૂર્વે બંગાળના વીરભૂમિ પરગણામાં આવેલ કેન્દુબિલ્વ ગામમાં આ પ્રસિદ્ધ ભક્ત-કવિનો જન્મ થયો હતો. પિતાનું નામ ભોજદેવ અને માતાનું વામાદેવી. કાન્યકુબ્જમાંથી બંગાળમાં ઊતરી આવેલા પંચ-બ્રાહ્મણોમાંના ભારદ્વાજ ગોત્રના શ્રીહર્ષના વંશમાં એ જન્મ્યા હતા. બાલ્યવયમાં જ મા-બાપ એમને એકલા છોડી સ્વધામે પરવર્યાં. પૂર્વસંસ્કારોના બળે નિરાધાર છતાં પણ ઉત્તમ અભ્યાસ કરી શક્યા અને સરળ પ્રેમભાવને પ્રતાપે કૃષ્ણ-કૃપામૃતના અધિકારી બન્યા.

આ ગામમાં એક નિરંજન નામનો બ્રાહ્મણ રહેતો હતો. એની પાસેથી તેમના પિતાએ થોડા પૈસા ઉછીના લીધા હતા. નિરંજને જોયું કે જયદેવને સંસારની કાંઈ ગતાગમ નથી. આથી એના એવા ભોળપણાનો લાભ ઊઠાવી તેના ઘરબાર પર હાથ મારવાનો મનસૂબો ઘડ્યો. એક નકલી દસ્તાવેજ જયદેવને બતાવ્યો અને કહ્યું; " જો જયદેવ, તારી રાધા-કૃષ્ણ અને ગોપીપ્રેમની વાતો રહેવા દે.. મને મારા રૂપીયા વ્યાજ સાથે પાછા આપી દે નહી તો આ દસ્તાવેજ પર સહી કરી ઘરબારનો કબજો મને સોંપી દે."

જયદેવ તો સર્વથા નિઃસ્પૃહ જ હતો. ઘરબાર પર એને રતિ-ભાર પણ મોહ નહોતો. એણે તો એ જ ક્ષણે કલમ ઊપાડીને સહી કરી આપી. નિરંજન તો કબજો લેવા માટે જ આવ્યો હતો...ઘર પર તરત જ કબજો જમાવ્યો. એકાએક એની પુત્રી દોડતી આવી અને બેબાકળી બેબાકળી કહેવા લાગી; ' પિતાજી, દોડો ઘરમાં આગ લાગી છે. બધું ય સ્વાહા થઈ ગયું છે." જયદેવ ત્યાં જ હતા. દ્વેષ-અહિંસાનો લેશ પણ ખ્યાલ એમને ન હતો. નિરંજનના ઘરમાં આગ લાગ્યાના સમાચાર સાંભળી એ જ ક્ષણે એ દોડ્યા, રક્તરંગી ભડકાની અંદર કૂદી ઘરમાં પૂસી ગયા...વાહ ! આગ તો ગાયબ જ થઈ ગઈ ! આ તો સ્વપ્નું છે કે શું ! ભક્ત માટે શું ન થાય !...

गरल सुधा रिपु करहिं मिताई ।
गोपद सिंधु अनल सितलाई ॥

જયદેવની આ અલૌકિક શક્તિ જોતાં ... આંખોમાં આંસુ ઊભરાયાં. પોતાના પાપાચાર પર ... કરતો નિરંજન જયદેવના ચરણોમાં આળોટ્યા ... દસ્તાવેજ ફાડી નાખી કહેવા માંડ્યું; " દેવ ! મને ... કરો. લોભવશ થઈને મેં તમારાં ઘરબાર પડાવી ... છે. આજે તમે ન હોત તો મારું ઘર બળીને ... જાત. ધન્ય છે. ભગવદ્‌ભક્તનો આવો પ્રભાવ ... આજે જ જાણ્યો !"

એ દિવસથી નિરંજનનું હૃદય શુદ્ધિ પામ્યું. જયદેવના સહવાસના પ્રતાપે એ પણ ભજન-કી... સમય ગાળવા લાગ્યો.

પ્રભુની આટલી બધી કૃપા અનુભવી જયદેવનું ... દ્રવી ગયું. ઘરબાર તજીને જગન્નાથપુરી જવાનો ... કર્યો અને પરાશર નામના એક બ્રાહ્મણને સ... પુરીને પંથે પળ્યા. ભગવાનનું ભજન કરતા જયદેવજી એકતાનથી ચાલવા માંડ્યા. કોઈ ... પાસે હતો પણ નહિ. મુખમાં હરિનામની ધૂન ... હરિ-ચરણની ઝાંખી ! પણ ગરમીએ તો ગજબ ... હતો. તરસની વેદનાથી બેભાન થઈને એ નીચે ... ગયા. કોણ સંભાળ લે એ ભક્તની ! કોઈ નહિ ... ના, ના, જુઓ; દૂરથી પેલું કોઈ આવે છે. લાગે છે ... ગોપબાળ, કોણ હશે ! હા, એ તો ભક્તવત્સલ ... તરુ ભગવાન જ. જયદેવને ગોદમાં લઈ કપડાથી પવ... નાખતાંનાખતાં . પ્રભુએ મીઠું ... દૂધ પાયું. બેભાન ... જયદેવ જાગ્યા. એમને માર્ગ બતાવી પુરી પહોંચાડ... છતાં, પ્રભુ-પ્રેમના આવેશમાં જયદેવ ખુદ પ્રભુને ... પણ પિછાણી શક્યા નહિ પુરી આગળ એમને ... ચાડી જ્યારે એ અંતર્ધાન થઈ ગયા, અને ખોળતાં ... પત્તો ન લાગ્યો ત્યારે જ ખ્યાલ આવ્યો કે તે ... પ્રભુ હતા ! ઘણાય પસ્તાયા, હવે શું વળે !...

પ્રેમસાગરમાં ડુબકીઓ મારતા જયદેવ હરિનામ... કરતા રહ્યા. ભાવાવેશમાં અજબ દશ્ય ... ચારે બાજુ સોહામણી પર્વતની હાર લાગી ... નીચે કલ-કલ ધ્વનિ કરતી કાલિન્દી વહે ... નક્ષત્રમાં કદમ્બ વૃક્ષની શાખાઓ ઝુલે છે ...

કોઈ મીઠી મુરલીના મધુરા સૂરો હવામાં વહેતા કરી રહ્યો છે. હોંઠપર મન્દ હાસ્ય છે. હા, એ જ એ જ કનૈયો! જયદેવ તો આ દૃશ્ય નયન ભરીભરીને નિરખે છે. સહસા કવિ-હૃદયમાંથી કાવ્ય-પંક્તિઓ સરી પડે છે:

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै-
र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे गृहं प्रापय ।
इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहःकेलयः ॥

એ દૃશ્ય કદાચ આવું ન હોય!.....
(પાપી તણો તો ઉદ્ધાર......એ રાગ)

કોઠીલો કૃષ્ણ-કુમાર યમુનાને કાંઠે ઊભો છે
હસીલો હૈયાંનો હાર-યમુનાને કાંઠે ઊભો છે
ટચુકડી આંગળીએ મધુરી મોરલી
વગાડે મીઠો મોરાર-યમુનાને કાંઠે ઊભો છે.
ગગન-ગામી એનાં ગાજે છે ગર્જનો
નીકળે અમીના રણકાર-યમુનાને કાંઠે ઊભો છે.
ગોપિકા વૃંદ તહિં દોડતું આવે
પગલે ભરે છે મોટી ફાળ-યમુનાને કાંઠે ઊભો છે.
નીરતીર યમુનાનાં થંભી ગયાં છે
ધેનુ વાગોળે નહિં ઘાસ, યમુનાને કાંઠે ઊભો છે.
મંગળ મોરલીને મેઘમીઠે ગર્જને;
મોહ્યું સકળ આ સંસાર યમુનાને કાંઠે ઊભો છે.
ગરવાં ગીતાંનો ગાનાર યમુનાને કાંઠે ઊભો છે.
ભારત ભૂમિનો ભૂપાળ યમુનાને કાંઠે ઊભો છે.

જયદેવ તે સાંભળી જ રહ્યા. અનંતના ઊંડાણમાંથી આવતો હોય એવો ધ્વનિ સાંભળી એ મુગ્ધ બન્યા.

અહીંથી જ ગીતગોવિન્દનો પ્રારંભ થાય છે. કહે છે કે આ સ્થળે જ જયદેવજીએ પ્રભુના દશાવતારોનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં. દૃશ્યો નિરખતાં નિરખતાં 'જય જગદીશ હરે'ની ધૂન મચાવી દશે અવતારોની ક્રમશઃ સ્તુતિ કરી. થોડો સમય વહી ગયા બાદ જયદેવને લાગ્યું કે સૃષ્ટિ પલટાઈ ગઈ છે. સામે જોયું તો અનન્ત સમુદ્ર ઊછાળા મારે છે...નજર સમીપનું વૃન્દાવન ક્યાં? બ્રહ્માવરી ગોપીનો બંસીધર ક્યાં? એ દશ અવતારોનાં દૃશ્યો ક્યાં? "વાહ પ્રભુ! તારી લીલાનો અપરંપાર છે." અહીં અનન્ત જગતમાં સર્વત્ર પ્રસરેલા વિશ્વરૂપ પરમાત્માને પિછાણ્યા...એમને વંદન કરી જગદીશને દર્શને ચાલ્યા. દર્શન કર્યાં, બહુ પ્રસન્ન થયા. હૃદય આનંદથી સભર બન્યું. આ પવિત્ર ક્ષેત્રમાં એમણે વિરક્ત સંન્યાસીની માફક રહેવા માંડ્યું. એમનું કોઈ નિયત સ્થાન નહોતું. ઘણુંખરું વૃક્ષની છાયાં નીચે જ રહેતા. અને ભિક્ષા દ્વારા ક્ષુધા શાન્ત કરતા. દિનરાત પ્રભુનું ધ્યાન, ચિંતન અને ગુણગાન કરવું એ જ એમના મનનું એકમાત્ર કર્તવ્ય હતું.

સુદેવ નામનો એક બ્રાહ્મણભક્ત પુરીમાં રહેતો હતો. એને સંતાનમાં કોઈ જ નહોતું. સ્ત્રીની ઈચ્છાથી એણે શ્રી જગદીશ પાસે પુત્રપ્રાપ્તિ માટે યાચના કરી અને કહ્યું; "મારું પ્રથમ સંતાન હું આપની સેવામાં અર્પણ કરીશ." પ્રભુ-કૃપાથી વખત જતાં એને એક પુત્રી જન્મી. બાર વર્ષની ઉંમરે પહોંચતાં શ્રદ્ધાળુ માબાપે એને જગન્નાથજીના ચરણે અર્પણ કરી. રાત્રે ભગવાને સ્વપ્નમાં આજ્ઞા કરી; "પદ્માવતીને મેં ગ્રહણ કરી છે. હવે મારી આજ્ઞા છે કે એનો વિવાહ પુરીમાં હમણાં જ આવીને રહેલા મારા પરમ ભક્ત જયદેવ સાથે કરો."

પ્રભુનો આદેશ બ્રાહ્મણદંપતીએ માથે ચઢાવ્યો, સવારમાં ઊઠી કન્યાને સાથે લઈ જયદેવની શોધમાં નીકળ્યાં. એક ઝાડ તળે બેસીને કીર્તન કરતા જયદેવ પાસે એ શોધતાં શોધતાં આવી ચઢ્યાં. પ્રભુનો આદેશ એમને સંભળાવ્યો. જયદેવ આશ્ચર્ય પામ્યા અને વિષાદયુક્ત સ્વરે કહેવા લાગ્યા, "મહારાજ, હું તો ભિખારી છું. મારે લગ્ન નથી કરવાં." દંપતીએ કહ્યું, "અમે ભગવદાજ્ઞાનું ઉલ્લંઘન ન કરી શકીએ. અમે તો આપને આપી ચૂક્યાં. જ્યારે ખુદ ભગવાન આપને આપવાની આજ્ઞા કરે છે ત્યારે કોની મગદૂર છે કે એમની આજ્ઞાનું ઉલ્લંઘન કરે? અમે તો જઈએ છીએ, આ કન્યા અહીં જ રહેશે." જયદેવે રોકવા ઘણુંય કર્યું પણ તેઓ રોકાયા નહિ. આખરે જયદેવને ભગવાનની આજ્ઞા માનીને પદ્માવતી સાથે વિવાહ કરવો પડ્યો. થોડા દિવસો પછી ગૃહસ્થ જયદેવ અને પતિવ્રતા પદ્મા કેન્દુબિલ્વમાં પાછાં ફરે છે. અને ભગવાન શ્રી રાધામાધવની મૂર્તિની સ્થાપના કરી અને એની સેવામાં પ્રવૃત્ત થાય છે.

થોડા દિવસ કેન્દુબિલ્વમાં રોકાઇને જયદેવજી યાત્રાએ નીકળ્યા. એક રાજાએ તેમનું ભાવસભર સન્માન કરી પોતાને ત્યાં રાખ્યા. ત્યાંથી પાછા ફરતી વખતે તેણે જયદેવજીની ઇચ્છા ન હોવા છતાં ગાંઠે ઘણું દ્રવ્ય બંધાવ્યું. જયદેવજીએ કહ્યું; " રાજાજી! પ્રભુને પામવા ઇચ્છનાર વ્યક્તિને ધન તો ઝેર સમું છે. એ મનુષ્યને મદાન્ધ બનાવે છે, અને જ્યારે મનુષ્ય ધનહીન થઈ જાય છે ત્યારે તે લોભી અને બીજાનો દ્વેષી બને છે. આ અનર્થના કારણરૂપ અર્થ-ધનને હું નથી ચાહતો." પણ રાજાએ માન્યું નહિ. આથી અનિચ્છાએ રાજાની પ્રસન્નતાની ખાતર નિઃસ્પૃહ અને નિર્મોહભાવે થોડું ધન ગાંઠે બાંધ્યું અને ત્યાંથી પોતાને ગામ ચાલવા માંડ્યું.

સડેલા માંસ પર ગીધ અને શિયાળ તરાપ મારવા જ કરે છે. એ રીતે ધન જોઇને લોભીયાઓ એનો પીછો લે છે. કેટલાક બદમાશો જયદેવજીની સાથે થઈ ગયા. સરળ હૃદયના જયદેવજી ભજનની મસ્તીમાં રસ્તો ટૂંકો કરતા હતા. બદમાશો ધન માગતા ત્યારે જયદેવજી રાજી થઇને એમને આપતા. પણ બદમાશો તો પોતાની રીતે બધુંય ધન મેળવવાનું વિચારતા હતા. તેથી ડાકુઓએ જયદેવને ફસાવવાની યુક્તિ વિચારી. લોભ માણસના વિવેકનો નાશ કરે છે, એ માનવને રાક્ષસ બનાવે છે. બદમાશોએ પાછળથી હલ્લો કરીને જયદેવને જમીન પર પાડી દીધા અને જોતજોતામાં હાથપગ કાપી નાખી કૂવામાં ફેંકી દીધા. અનિત્ય ધનની કોથળાની સાથે મહાદુઃખના કારણરૂપ પાપનું મહાભારે પોટલું બાંધી પોતાના વિજય પર ગર્વ કરતા ડાકુઓ ત્યાંથી ચાલ્યા ગયા.

પ્રભુ-કૃપાથી કૂવામાં પાણી હતું જ નહિ એથી ડૂબવા જેવું શું હોય? જયદેવને કોઇપણ જગ્યાએ જખમ પણ નહોતો થયો. એ તો—

जाको राखै साइयां मार सके नहि कोय ।

—કૂવાની અંદર એક સુંદર પત્થર પર બેસીને પ્રભુના આ વિધાન પર પ્રસન્ન થતા હરિગુણ ગાવા લાગ્યા. એમણે વિચાર્યું કે ગમે તેમ હો પણ ધન પાસે રાખવાનું જ આ પરિણામ છે.

થોડા વખત પછી ગૌડેશ્વર રાજા લક્ષ્મણસેનની સ્વારી ત્યાંથી નીકળી. કૂવામાંથી કંઈક અવાજ આવતો સાંભળી રાજાએ તપાસ કરવા સેવકને મોકલ્યો. સેવકે ત્યાં જઇને જોયું તો જણાયું કે કોઈ માણસ સૂકા કૂવામાં બેસીને કૃષ્ણનામ-સંકીર્તન કરી રહ્યો હતો. રાજાની રજા લઇને એમને બહાર કાઢવામાં આવ્યા. ઔષધોપચાર કરવા માટે રાજા તેમને લઇને રાજધાની તરફ પાછો ફર્યો. જ્યારે જયદેવજીની વિદ્યા અને કૃષ્ણ-પ્રેમની રાજાને ખબર પડી ત્યારે તો એ બહુ પ્રસન્ન થયો. એમના લોકોત્તર ગુણો જોઇને એ એમનો ભક્ત બની ગયો. રાજાએ ડાકુઓનાં નામ-ઠામ અને પરિચય માગ્યાં. નામ-ઠામ તો જયદેવ જાણતા જ નહોતા પણ એમણે તો પરિચય પણ ન આપ્યો. કારણ કે જો પરિચય આપવામાં આવે તો સીપાઇઓ કદાચ એમને ખોળી કાઢી હેરાન કરે. સાચો ભક્ત તો વેરીનું પણ અમંગળ નહિ ઇચ્છે. આખાય વિશ્વ સાથે એને બંધુભાવ હોય છે. એની નજરે કોઇ દુષ્ટ નથી. પોતાનાં કષ્ટોને પણ ભગવાનની કૃપા સમજીને એ આવકારે છે. અને નિમિત્ત બનનારને ધન્યવાદ આપી તેની મંગળકામના કરે છે. ક્ષમા તો એમના સ્વભાવ સાથે જ જન્મી હોય છે.

ઔષધોપચારને લીધે એમના ઘા રૂઝાઈ ગયા. રાજાએ એમને પોતાની પંચરત્ન સભાના પ્રમુખપદે સ્થાપ્યા. એની સર્વાધ્યક્ષતાની સર્વ જવાબદારી એમને શિરે નાખી. કેટલાક દિવસો બાદ રાધામાધવની મૂર્તિ સાથે તેમની પત્ની પદ્માવતી પણ આવી પહોંચી. રાજા ધન-ધાન્ય વગેરેથી દરેક પ્રકારે એમનું માન જાળવતો. પણ ધન-માનના વિરાગી ભક્ત નજીવા ખર્ચ સિવાય કશાને અડતા નહિ. એક દિવસ રાજમહેલમાં મહોત્સવ હતો. એ ટાણે હજારો અતિથિઓ, ભિખારીઓ, બ્રાહ્મણો અને સાધુઓ ભોજનાર્થે આવ્યા હતા. પેલા ચાર ડાકુઓ પણ સાધુવેષે તેમાં આવ્યા હતા.

ડાકુઓને શી ખબર કે જેને તેઓ મરેલો માનતા હતા એ જ અહીંયા બધી વાતનો કર્તા હતા હશે? દૂરથી જ તેમણે લૂલા-લંગડા જયદેવને પિછાણ્યા અને બીકના માર્યા નાસવાનો રસ્તો ખોળવા લાગ્યા. એટલામાં જયદેવજીની દૃષ્ટિ એમના પર પડી. વર્ષોથી વિખૂટો પડેલો ભાઈ જેમ ભાઇઓને મળવા તલસે એમ એ આનંદમાં આવી ગયા. એમણે વિચાર્યું; " એમને પૈસાની જરૂર હશે. રાજાજી દરરોજ મને ધન માગવાનું કહે છે. તો તે આજે આ લોકોને અપાવું. આથી તેમને ઘણો જ સંતોષ

થશે." જયદેવે રાજાને કહ્યું, "મારા જુના મિત્રો આવ્યા છે. તેમને ધન આપવું હોય તો આ સારો વખત છે." કહેવાની જ વાર હતી. તરત જ ઊઠીને રાજાએ તેમને-ડાકુઓને બોલાવ્યા. રાજાનું આમંત્રણ સાંભળી એમની તો છાતી જ બેસી ગઇ. કાપો તો લોહી પણ ન નીકળે એવી દશા એમની થઇ ગઇ. પોતાની જ રીતે એમણે વિચાર્યું કે, "બ્રાહ્મણે ફરીયાદ કરી હશે. હવે તો બચવું મુશ્કેલ છે." માણસ પોતાના હૃદય-દર્પણમાં બીજાની તુલના કરે છે. સાધુને બધાય સજ્જન દેખાય છે અને ચોરને ચોર! યુવાન સ્ત્રીના સ્તન પર ખેલવા છતાં બાળકનું હૃદય વિકાર-રહિત હોય છે, જ્યારે યુવાન માણસ મનની ખૂરી વાસના અને કલ્પનાવશ એકાન્તમાં નિર્દોષ વાતચિત કરતાં જોયેલાં જુવાન ભાઈ-બહેનોમાં પણ પાપની કલ્પના કરે છે!

લથડતા પગે આવીને ડાકૂઓ રાજા પાસે થરથરતા ઊભા. જયદેવના આ જીગરજાન (!) મિત્રોનું રાજાએ બહુમાન કર્યું અને મનમાન્યું ધન માગવા કહ્યું.

ડાકુઓ તો સ્તબ્ધ બની ગયા. એમને કઈજ સમજાયું નહિ. પોતાને મારનારને વળી કોઈ મિત્ર બનાવે? પાસે રહીને પોતાના જ ખૂનીને પ્રસન્નવદને દ્રવ્ય અપાવે એવું સંભવિત છે ખરૂં? કુટિલ બુદ્ધિવાળા તેમણે જયદેવના આ કાર્યમાં પણ કુટીલતા નિહાળી. આથી ઘણું જ ધન માગીને અહીંથી પલાયન થઇ જવાની તજવીજમાં પડયા. એમની ઇચ્છાનુસાર આદરપૂર્વક ખવડાવી-પીવડાવી વસ્ત્રાલંકારોની ભેટ આપી...પછીથી રાજા અને જયદેવે તેમને પ્રેમપૂર્વક વિદાય દીધી. ધનનો બોજો વધી ગયો હતો અને રસ્તામાં સાવચેતીની જરૂર હોવાથી જયદેવે એક અમલદાર અને ચાર સૈનિકોને સાથે મોકલ્યા. આટલું બધું ધન-સન્માન મળવાનું સાચું રહસ્ય જાણવા અમલદારે પૂછ્યું; "ભાઇઓ, નિઃસ્પૃહ ભક્તવર જયદેવ સાથે આપને શો સંબંધ છે? તમારા ક્યા ઉપકારનો બદલો આટલું બધું ધન અપાવીને એમણે વાળ્યો?"

પાપબુદ્ધિ ડાકુઓ ઇશ્વરના ન્યાય અને ભયને વિસરી ગયા હતા. એમણે કહ્યું, "સાહેબ, વર્ષો પહેલાં અમે અને તમારા અધ્યક્ષ જયદેવ એક રાજ્યમાં કામ કરતા હતાં. અમે અધિકારી હતા અને એ અમારી નીચે કામ કરતો હતો. એક વખત એણે એવું કુકર્મ કર્યું કે રાજાએ ગુસ્સે થઇને એને મારી નાખવાની આજ્ઞા આપી. પણ અમને દયા આવી અને ફક્ત હાથપગ કાપી નાખીને તેને બચાવી લીધો. આ ભેદ અમે ખોલી દઇએ એ ડરથી એણે અમારૂં આટલું બધું સન્માન કર્યું. અને આથી એનું અહિત થઇ જાય એવા ભયથી અમે કંઇ બોલ્યા ન......

વાક્ય પૂરું થાય તે પહેલાં તો ધડાકા સાથે ધરતી ફાટી અને ચારે ડાકુઓ અંદર સમાઇ ગયા!!!

વારંવાર અપકાર પર ઉપકાર કરવાથી દુષ્ટોનાં હૃદય પણ પલટાઇ જાય છે. પણ કેટલાક તો એવા દુષ્ટ હોય છે કે, સાપને દૂધ પાવાથી જેમ તે વધુ ઝેરી થતો જાય છે તેમ પોતાનો દુષ્ટ સ્વભાવ કદી છોડતા નથી. એમને માટે તો સજા જ હોય. જો કે ભક્ત તો એમને દંડવાની ઇચ્છા નહિ જ કરે...એ તો કોઇને પણ પોતાનું બૂરૂં કરનાર નથી માનતા. એમના હૃદયમાં ખૂરાઇ હોતી જ નથી. પ્રત્યેક વિધાનમાં એ તો પ્રભુનો મંગળકારી હાથ જ હશે એમ માને છે. તો પછી કોઇ ખરાબ કરનારની તો એમના મનમાં કલ્પના જ ક્યાંથી હોય?...એ તો બૂરૂં ઇચ્છનાર પર પણ ઉપકાર કરે છે.

આ સ્થિતિમાં ભગવાન જ દંડ દઇને તે દુષ્ટોને ઉદ્ધારે છે. અહીં પણ એમ જ થયું. ને પૃથ્વી માતાએ ફાટીને દુષ્ટોને પોતાની ગોદમાં સમાવી દીધા.

અમલદાર તો દિંગ જ થઇ ગયો! તે બધુંય ધન નોકરો પાસે ઉપડાવી રાજધાનીમાં પાછો ફર્યો અને રાજાને બધી વિગતથી વાકેફ કર્યો. રાજાએ જયદેવને બોલાવ્યા અને આશ્ચર્યથી બધી વાત તેમને કહી સંભળાવી. એકાએક રાજાએ જોયું કે જયદેવજીનાં નેત્રોથી આંસુ વહી રહ્યાં છે અને એમના હાથપગ પુનઃ અસલ રૂપ ધારણ કરી રહ્યા છે!! રાજા સાનંદાશ્ચર્યથી જોઇ જ રહ્યો.

વિસ્મય પામેલા રાજાએ કુતૂહલપૂર્વક બધી બીના જણાવવા આગ્રહ કર્યો. જયદેવજીને બધું ય કહેવું પડયું. કરૂણાથી સભર હૃદયવાળા જયદેવજીએ કહ્યું; "રાજન્! હું ખરેખર અભાગી છું. નહિ તો મારે લીધે આ લોકો પ્રાણ શા માટે ગુમાવે? ધન એ બૂરી ચીજ, છે એમ માની મેં તો તેને તરછોડયું હતું. પણ એ રાજાના આગ્રહથી મારે સ્વીકારવું પડ્યું. એના લીધે જ આ બિચા-

રાજાઓની બુદ્ધિ લોભાઇ અને એ મેળવવા માટે તેમણે મારા હાથપગ કાપી નાખી મને કૂવામાં ફેંકી દીધો. તેમણે ધનનો અને ધન ગ્રહણ કરવાનો મારો પ્રત્યક્ષ દોષ સિદ્ધ કરી બતાવી મારી સાથે મિત્રતાભર્યો વર્તાવ રાખ્યો કહેવાય. આ ઉપકાર મારા ઉપર ઓછો નહોતો. બસ. આ માટે જ મેં એમને ધન અપાવ્યું. વધારે ધન મેં એટલા માટે અપાવ્યું કે જો એથી એમની ધનની કામના પૂરી થાય તો તેઓ લુંટફાટ જેવું નિર્દય કાર્ય છોડી દે. મારા હાથપગ કપાયા એમાં મારા પૂર્વજન્મનાં કર્મોનું ફળ હશે. તેઓ તો લોભવશ નિમિત્તમાત્ર જ હતા. મારે જ લીધે એમનું આવું અકુદરતી મોત નીપજ્યું એ સમાચાર મારી આંખમાં આંસુ લાવે છે. કોણ જાણે મારા ક્યા પાપના અપરાધે એમને આવી કઠિન શિક્ષા ભોગવવી પડી। ખરું જોતાં ધનનો સંગ કરવો એ જ ખરાબ છે. મારો અપરાધ ન જોતાં દયાળુ ભગવાને મારા હાથ-પગ હતા તેવા બનાવી દીધા એ કેવું આશ્ચર્ય। રાજન્। એવા પ્યારા કૃષ્ણને ના ભજે એવો અભાગી કોણ હશે?"

ભક્તપ્રવર શ્રી જયદેવજીની વાણી સાંભળીને રાજા આશ્ચર્ય સાથે તેમના ચરણોમાં નમી પડ્યો. ભક્ત-હૃદયની મહત્તાનું આ પ્રત્યક્ષ પ્રમાણ મળતાં એ અત્યંત પ્રભાવિત થયો અને એમનો ભક્ત બન્યો.

ડાકુઓ પર પણ પ્રભાવ તો પડ્યો હતો. પણ કેવળ પ્રભાવથી જ કામ સરતું નથી. જમીન સારી ન હોય તો બીજ સારું હોય તો પણ નહિ ઊગે અને ઊગે તો પણ ફળ વિહીન......

(અગળ આવતા અંકે)



## સભ્ય જગતની વિચિત્રતા

માનવ જાતિની મોટામાં મોટી ખામી તે તેનું દોઢ-ડહાપણ છે. માયાવી બુદ્ધિના ઘમંડમાં ખેંચાઇને તેણે કુદરતી પ્રેરણાને ફગાવી દીધી અને કુદરતની સામે થઇને સ્વેચ્છાચારી જીવન જીવવાનું શરૂ કર્યું.

બુદ્ધિના ઘમંડમાંથી સીધો જન્મેલો ખ્યાલ તે પોતાની જરૂરીયાતોને એકદમ વધારી મૂકવામાં માનેલી મહત્તા છે.

સામાન્યમાં સામાન્ય જીવનથી માંડીને તે જેને વર્તમાન જગતમાં સભ્યમાં સભ્ય જીવન માનવામાં આવે છે તે જાતના ઉચ્ચતર જીવન સુધીના ક્ષેત્રને આવરતી એક સાર્વત્રિક નજર ફેંકતાં જણાયા વિના નથી રહેતું કે તે બધી જાતના જીવનનો મોટામાં મોટો ભાગ, વધારી મૂકાયેલી જરૂરિયાતો પૂરી કરવામાં ખરચાય છે.

પરિણામે ઉચ્ચ, સભ્ય અને સુખી જીવનની આંકણી તેની જરૂરીયાતોના પ્રમાણ ઉપરથી જ આંકવામાં બેહદી અને અવિચારી માન્યતા બંધાઇ ગઇ છે.

એ માન્યતાના ઉચ્છેદનું કાર્ય માનવજાતિ ઉપરના મહાન ઉપકારનું કાર્ય છે, હોવું જોઇએ અને હશે

મહાત્માઓના, ઋષિઓના અને જેઓએ માનવ-કલ્યાણના કાર્યમાં રસ લીધો છે એવા દરેક વિચારવંતોના કાર્યને યોગ્ય રીતે નિરખવામાં આવે તો તેમાંથી ઉપરની માન્યતા તોડવાના તેમના મહાન પ્રયત્નો ઉપર તરી આવશે. બીજા શબ્દોમાં કહીએ તો તેમનું કાર્ય આ જાતની માન્યતાને તોડવાનું જ હતું.

આ માન્યતાની વ્યાપકતા એ અત્યારના "સભ્ય" અને "પ્રગતિમાન" જગતની મહાન વિચિત્રતા છે।

આ વિચિત્રતાને પારખવા છતાં-એની વિનાશક શક્તિનું પ્રમાણ જાણવા છતાં એને ઇરાદાપૂર્વક પોષનારા વિશ્વ-નાગરીકો તો વળી સ્વયમ્ એથી પણ ગૂંચવણભરી વિચિત્રતા છે!

—શ્રી ચન્દ્રશંકર સોમનાથ ભટ્ટ

× × ×

એક પળ સમય એ પણ અમૂલ્ય ચીજ છે. ચક્રવર્તી પણ એક પળ પામવા આખી રિદ્ધિ આપે તો પણ તે પામનાર નથી. એક પળ વ્યર્થ ખોવાથી એક ભવ હારી જવા જેવું છે.

卐

# મારો વૈભવ

મારો વૈભવ અપરંપાર...મારા મહિમાનો નહિં પાર...(ધ્રુવ)

સચ્ચિત્ સુન્દર શુદ્ધ સનાતન આનન્દ નિર્ભય સાર;
નામ મળે નહિં અન્ય અવરનું, એકાન્ત શાન્ત સમાય...મારો૦

ચોગમ ચોદિશ ધામ મહારું, સાર્વભૌમ સ્વરાજ્ય,
ઇચ્છાશક્તિ સેવા કરતી, સત્ય સંકલ્પ સધાય...મારો૦

ઇચ્છું જો અવકાશ વિહરવા, વિલસે વ્યોમ અપાર;
જલ ને સ્થલની વાંછા થાતાં જલ-સ્થલના અવતાર...મારો૦

સૂર્ય-ચન્દ્ર થઇને પ્રકટું વળી, અન્ધકાર અમાપ;
અકલિત લીલા લહેરાવું હું, શાશ્વત કાળપ્રવાહ...મારો૦

બ્રહ્માણ્ડો ક્ષણમાં બનતો હું પ્રકૃતિના પડથાર
અનન્ત રૂપે સ્ફુરતો તો યે નિશ્ચલ નિજ નિર્વાણ...મારો૦

સત્ત્વ બનીને જાણું સઘળું, રજથી કરું વિસ્તાર,
ને તમસે સ્થિરતા લઈ સ્થૂલમાં ભેદ બની ભટકાઉં...મારો૦

કાન થકી સુણતો સ્વરને વળી, સ્વર પણ હું બનનાર
સાંભળવાનું સાધન ઇન્દ્રિય તે પણ મારો પ્રભાવ...મારો૦

ભેદો સઘળા હું બનતો પણ, મુજમાં ન ભેદ લગાર;
સર્વે ભેદોને જોતો હું જોનારાની ય પાર...મારો૦

અણુ કરતાં યે હું નાનો ને મહાનથી ય મહાન,
કરતો તો ય ન કરતો કંઇ હું, સચરાચરનો રામ...મારો૦

અગણિત બ્રહ્માણ્ડો સરજું ને સંહરતો હું છતાંય
વૃદ્ધિ-ક્ષય મુજમાં નહિ થાતાં, અક્ષય પૂર્ણવિરામ...મારો૦

સર્વ પદાર્થોને ભજતો હું અસંગ આત્મારામ,
નિર્મમ નિત્ય નિરન્તર કરતો વિશ્વનિયન્ત્રણ-કામ...મારો૦

સર્વ મહિંથી સ્વાર્થો છોડી સ્નેહો મોહાભિમાન,
સમાનભાવે ભજતા જેઓ તેઓનો હું તમામ...મારો૦

—શ્રી જયનારાયણ ભટ્ટ



# પંચમ વેદ

## માયાનો અંધાપો

આલેખકઃ— શ્રી 'પુનિત' મહારાજ

એક વણિક શેઠ હતા. કાળાં-ધોળાં કરીને અઢળક લક્ષ્મી એકઠી કરેલી. પૈસાના જોરે 'નગરશેઠ'નું બહુમૂલ્ય બિરુદ પણ મેળવ્યું હતું. શું જાહેર કે શું ખાનગી—દરેક સભારંભમાં તેમની હાજરી તરી આવતી, જ્યાં જુઓ ત્યાં તેમની જ વાહવાહ બોલાતી, 'આવો શેઠ' ને 'બેસો શેઠ'ના આવકારભર્યાં શબ્દોથી તેમનું સ્વાગત થતું.

આમ વર્ષો પર વર્ષો વીતી રહ્યાં હતાં. જીવન-સરિતા પૂર ઝડપે વહી રહી હતી. સમયના પ્રવાહને કોણ અટકાવી શકે! યથાસમયે યુવાનીને આરે ઊભેલા શેઠ હવે વૃદ્ધાવસ્થામાં પ્રવેશી ચૂક્યા હતા. જીવનસંધ્યાનાં બહુરંગી ચિત્રો લાચારીપૂર્વક નિહાળી રહ્યા હતા.

શરીરની સ્વસ્થ ઇન્દ્રિયો શિથિલ થઈ ગઈ હતી. યુવાવસ્થામાં કરેલા પાપના પ્રાયશ્ચિત્ત રૂપે દેહનાં દુઃખો સતાવી રહ્યાં હતાં. જેની હાકની ધાકને લીધે ઘરનો નોકરવર્ગ થથરી ઊઠતો તે રુવાબદાર શેઠ આજે ઘેંશ જેવા ગરીબ ગાય જેવા બની ગયા હતા.

મરણોન્મુખ માનવીની દશા ખરેખર દિલદ્રાવક હોય છે. પાષાણહૃદયી પુરુષોને પણ તે માખણજેવા મૃદુ બનાવી દે છે. શેઠનું, શરીર એટલે જાણે રોગનું ઘર ( Dwelling of Decease ) અને હાડકાંનો માળખો! પૈસાપાત્ર હોવાથી સગાંવહાલાં અને સ્નેહી-સ્વજનોએ શેઠની સારવાર કરવામાં કાંઈ જ કચાશ ન રાખી. પરંતુ જીર્ણ થયેલો પાટો ક્યાં સુધી ટકી શકે!

જીવનજંગમાં ઝંપલાવતાં પહેલાં નિશ્ચિત થઈ ચૂકેલી તારીખે, તિથિએ અને મિનિટે યમરાજનું 'ઓચિંતું આવું' આવ્યું અને...શેઠની જીવનબાજી સંકેલાઈ ગઈ, જેમ કાચબો પોતાનાં અંગોને સંકેલી લે છે તેમ. તફાવત માત્ર એટલો જ છે કે, જ્યારે કાચબો સ્વેચ્છાએ શરીરનું સંકલન કરી લે છે ત્યારે માનવી મનુષ્યોને પરાણે સંકેલી લેવાની ફરજ પડે છે.

તેમને બે ભણેલા-ગણેલા પુત્રો હતા. મૃત્યુના મહેમાન બનતા પહેલાં શેઠે તેમના બન્નેના નામે વીલ ( will ) કરી રાખેલું. મરણોત્તર ક્રિયાઓ પતાવ્યા પછી બન્ને ભાઈઓએ પોતપોતાના હિસ્સાની વડિલોપાર્જિત મિલકતની વહેંચણી કરી લીધી. બેમાંથી જે નાનો હતો તે પૂર્વજન્મનો કોઈ સંસ્કારી આત્મા હતો, અને જે મોટો હતો તે મોજીલો માણસ હતો. નાનાનું નામ હતું પ્રભુદાસ અને મોટાનું નામ હતું પ્રવીણકાન્ત. 'યથાનામા તથાગુણઃ'વાળી કહેવત પ્રભુદાસને બરાબર બેસતી હતી. બાપાની ચાલુ પેઢીના વહીવટની જવાબદારી પ્રવીણકાન્તે સ્વીકારી હતી એવામાં નસીબે તેને યારી આપી અને તે બે પૈસે સુખી થયો. નાનો બીચારો ભગવાનના ઘરનો માણસ હતો. પ્રભુભજનના શુભ કાર્યમાં વિક્ષેપ પડે એટલા માટે તે પોતાની ઇચ્છાથી જ વેપાર ધંધામાં પડવાની સાફ ના પાડી સામાન્ય નોકરી કરીને જીવનગુજારો કરી રહ્યો હતો. બાજુમાં નાનકડી એક પર્ણકુટી બાંધીને તે ઋષિ-જીવન ગાળતો હતો. ન કોઈની સાથે લેવા કે ન કોઈની સાથે કંઈ દેવા.

આ બાજુ મોટાભાઈને ઘેર ધનના ઢગલા ખડકાઈ રહ્યા હતા, લક્ષ્મીની છોળો ઊડી રહી હતી. બાપદાદાના વખતનું જૂનું મકાન તોડાવીને તેણે એક નવો હવાનો આલીશાન બંગલો બનાવડાવ્યો. જાણે કોઈ રાજાનો જ રંગમહેલ ન હોય!

જગત અને ભગતને સનાતનનું વેર હોય છે. સૃષ્ટિના સર્જનથી માંડીને પૃથ્વીના પ્રલય સુધી આ એક અબાધિત નિયમ રહેશે. એક તો મોટા ભાઈને નાના ભાઈ પ્રત્યે તિરસ્કાર હતો જ, અને લક્ષ્મીના મદને લીધે વળી તેમાં વધારો થયો. લક્ષ્મી એ તમામ અનર્થોનું આદિકારણ અને સઘળાં દૂષણોનું પ્રવેશદ્વાર છે. આપણામાં કહેવત છે કે 'બેમાં દોષ

ત્યાંસુધી ભાઈ અને જુદા પડયા પછી પિતરાઈ ભાઈ શાંતિથી રહે તે પણ જગતને પરવડતું નથી. લક્ષ્મીની વિપુલતાને લીધે મદાંધ બનેલા મોટા ભાઈએ જાણીબૂઝીને ઇરાદાપૂર્વક નાના ભાઈની ઝુંપડીપર પાણીની પરનાર ઊતારી.

બીચારો નાનો ભાઈ બીજું શું કરી શકે? તેણે મોટાભાઈ પાસે જઈને બે હાથ જોડીને વિનમ્ર વિનવણી કરીને કહ્યું; 'મોટાભાઈ! ઉનાળો તો લગભગ પૂરો થઈ ગયો છે. હવે ચોમાસું બેસી જવાની તૈયારી છે. આપે આ પરનાર મારી ઝૂંપડીપર ઊતારી તો ખરી, પરંતુ આપે એટલો ખ્યાલ કરવો જોઈતો હતો કે ધોધમાર વરસાદ વેળા મારી ઝૂંપડીની શું સ્થિતિ થશે? આપના જ હૃદયને પૂછી જુઓ કે, શું આ આપે ઠીક કર્યું છે? મોટાભાઈનો મીજાજ કંઈ ઓર હતો. ધુમાખીભર્યા શબ્દોમાં તેણે જણાવી દીધું કે 'આ પ્રશ્નની યોગ્યતા-અયોગ્યતાની ચર્ચામાં હું ઊતરવા માગતો નથી. કાયદેસર જે પગલાં આપને લેવાં હોય તે લઈ શકો છો. કોર્ટના તમામ દરવાજા ખુલ્લા છે.'

નાના ભાઈએ મોટા ભાઈ પાસે આવા નફરત અને ઊડાઉ જવાબની આશા નહોતી રાખી. મોટા ભાઈનો સ્પષ્ટ ઇન્કાર સાંભળ્યા પછી બહુ વિચારને અંતે તેણે તે જ પોળમાંના કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનોને દરમ્યાનગીરી કરવા માટે વિનંતી કરી, પહેલાં તો પૈસાદારની શેહમાં તણાઈને તેમણે અશક્તિ દર્શાવી પરંતુ કેટલાક નીડર માણસોએ નાના ભાઈની ફરિયાદનું જોરદાર અને સચોટ સમર્થન કરવાથી ન છૂટકે તેમણે પંચ તરીકે કામ કરવાનું માથે લીધું.

પંચે મોટાભાઈને બોલાવીને પૂછ્યું; 'કેમ પ્રવિણકાંત-ભાઈ! તમારા નાના ભાઈને ઉપરે પાણીની પરનાળ ઊતારવાનું આપનું પગલું શું વ્યાજબી છે? આપ તેની જગ્યાએ હો તો શું કરો?

મોટા ભાઈએ તુરત જ પ્રત્યુત્તર આપ્યો; 'ના જી, વ્યાજબી તો ના ગણાય.'

'આપ કહો છો અને અમે માનીએ છીએ તે પ્રમાણે જો આપનું પગલું ગેરવ્યાજબી હોય તો આપની એ સ્પષ્ટ ફરજ છે કે આપે સદરહુ પાણીની પરનાર ત્યાંથી ખસેડીને નાના ભાઈને ન્યાય આપવો, એટલું જ નહિ, પરંતુ અત્યાર સુધી આપે તેને કરેલા અન્યાયના પ્રાયશ્ચિત્તરૂપે તેની માફી પણ માગવી જોઈએ.' ગુન્હાની કબુલાત પછી આ પ્રશ્નનું શાંતિમય સમાધાન થઈ જશે એવી આશાથી પંચે મોટાભાઈને સૂચના કરતાં કહ્યું.

માફીની સૂચના સાંભળીને મોટા ભાઈએ પાછી આડાઈ કરી, '**મેં લીધેલું વ્યાજબી તો ન કહેવાય, છતાં હું તેને ખસેડી નહિ શકું. આપને ખોટું લાગે તો મને માફ કરશો.**'

પંચની આશા પર ઠંડુ પાણી રેડાઈ ગયું. નિરાશ થઈને બધા વિખરાઈ ગયા.

બોધપાઠઃ—

આ તો એક સામાન્ય દૃષ્ટાંત છે. આપણા બધાની સ્થિતિ બરાબર આવી જ છે. હૃદયથી સમજવા છતાં પણ માયાના અંધાપાને લીધે આપણે તેનું આચરણ કરી શકતા નથી.

દરેક માણસ એ જાણે છે કે, આ જગતમાં ખાલી હાથે આવ્યા છીએ અને ખાલી હાથે જ જવાના છીએ. આ માયાવી પદાર્થો માટે જે ફાંફાં મારી રહ્યા છીએ. તે તદ્દન ખોટું છે. ફક્ત ભગવાનનું નામ જ સાચું છે. 'જેનું નામ તેનો નાશ' નક્કી છે.

છતાં માણસને આ જ પ્રશ્ન પૂછવામાં આવે કે 'જો આ બધું ખોટું જ હોય તો પછી તેની પ્રાપ્તિ માટે અમૂલ્ય સમય શા માટે ગુમાવવો જોઈએ? એક વસ્તુની અસારતાનું ભાન થયા પછી પણ, તેને મમતાપૂર્વક વળગી રહેવું શું વ્યાજબી છે?' તરત જ સામો જવાબ મળશે કે, 'વ્યાજબી તો ન કહેવાય.'

એક કદમ્લું આગળ વધીને પૂછીએ કે, 'જો વ્યાજબી ન હોય તો, આપની જરૂર પૂરતી જીવન-સામગ્રી રાખીને, બાકીની તમામ વસ્તુઓ જનકલ્યાણને રસ્તે છૂટે હાથે આપી દો અને પ્રભુની પ્રસન્નતા મેળવો.'

વેદાંતની અને જ્ઞાનની લાંબીલાંબી વાતો કરનાર હશે તો પણ તરત પ્રત્યુત્તર આપી દેશે કે, 'આપનું કહેવું યથાર્થ છે. **સંગ્રહ કરવો એ વ્યાજબી તો ન કહેવાય છતાં પણ એ લુંટાવી ન દેવાય.**'

બસ આનું જ નામ માયાનો અંધાપો! આનું જ નામ 'છતી આંખે આંધળાપણું.'

કોઈ પણ કાર્યમાં રહેલા સત્યાંશની સ્પષ્ટ પ્રતીતિ થયા પછી પણ જો આપણે તેને અમલમાં ન મૂકી શકીએ તો સમજવું કે તે આપણી નિર્બળતાની નિશાની છે. જગતમાં મહાન બનવું હોય તો એ નિર્બળતા નાબૂદ કર્યે જ છૂટકો.

# શ્રી રામકૃષ્ણની ઉપદેશ વાણી

અનુવાદક: શ્રી જયંતીલાલ મંગળજી ઓઝા M. A. B. T.

૧૫ એકના આંકડા પાછળ મીંડાં ઉમેરીને તેની કિમ્મતમાં ગમે તેટલો વધારો કરી શકાય છે, પરંતુ જો એ એકડાને ભૂંસી નાખવામાં આવે તો એકલાં મીંડાંઓની કંઈ જ કિમ્મત નથી. તેવી જ રીતે જ્યાંસુધી જીવ પરમાત્માનું શરણ લેતો નથી ત્યાંસુધી તેની જરા જેટલી પણ કિમ્મત નથી; પરમાત્મા એકના આંક જેવા છે. અહીં દરેક વસ્તુની કિમ્મત ઈશ્વર સાથેના સંબંધને લઈને જ છે. જેમજેમ જીવ ઈશ્વરનું-જેને લઈને જગતમાં મીંડાંની કિમ્મત થાય છે-શરણ લે છે, અને તેને નામે બધાં કામ ,કરે છે, તેમતેમ તેની કિમ્મતમાં વધારો થાય છે. એથી વિરુદ્ધમાં જો તે ઈશ્વરને ભૂલી જઈને પોતાની નામના કે અહંકાર ખાતર ગમે તેટલી સિદ્ધિઓ મેળવે તો પણ તેની જરા જેટલી યે કિમ્મત નથી.

૧૬ તેલ વિના દીવો બળે નહીં, તેમ ઈશ્વર વિના માનવી જીવે નહીં.

૧૭ લોઢાને માટે જેમ ચુમ્બક તેમ માનવી માટે ઈશ્વર. તો પછી તે મનુષ્યને ખેંચતો કેમ નથી? કાદવથી ખરડાયેલો લોઢાનો ટુકડો જેમ ચુમ્બકના આકર્ષણથી ખેંચાતો નથી, તેમ માયાથી લેપાયેલો જીવ પરમાત્માનું આકર્ષણ અનુભવી શકતો નથી. જ્યારે પાણીથી કાદવ ધોવાઈ જાય, ત્યારે લોઢું ગતિ કરી શકે છે. તે જ રીતે પ્રાર્થના અને પશ્ચાત્તાપનાં આંસુ લાંબા વખત સુધી પાડી જ્યારે જીવ માયાનો કાદવ ધોઈ નાખે છે અને આમ મરી પાર્થિવ પકડમાંથી છૂટો થાય છે ત્યારે ઈશ્વર પોતાની તરફ તેને ખેંચે છે.

૧૮ દર કલાકે એક વખત કલાકકાંટો અને મિનિટકાંટો ભેગા થાય છે તેના જેવો જીવાત્મા અને પરમાત્માનો સંયોગ છે. તેઓ એકબીજા સાથે જોડાયેલા, અને એકબીજા ઉપર આધાર રાખનારા હોવા છતાં, અને સાધારણ રીતે અલગ હોવા છતાં, જેટલા પ્રમાણમાં અનુકૂળતા મળે તેટલા પ્રમાણમાં સંયુક્ત થઈ શકે તેમ છે.

૧૯ બંધાએલો આત્મા જીવ-માનવી. અને માયામાંથી છૂટેલો માનવી પરમાત્મા.

૨૦ જીવાત્મા અને પરમાત્મા વચ્ચે કેવો સંબંધ છે? પાણીના પ્રવાહમાં લાકડાનું પાટીયું આડું ધરવામાં આવે તો પ્રવાહના બે ભાગ પડતા હોય એમ લાગે છે; તે જ રીતે માયાની મર્યાદાને લઈને અભંગ ઈશ્વર જીવાત્મા અને પરમાત્મામાં વિભક્ત થતો લાગે છે.

૨૧ પાણી અને તેના પરપોટા વસ્તુગતિએ એક જ છે. પરપોટા પાણીમાં જન્મે છે, તેના ઉપર તરે છે અને છેવટે તેમાં જ સમાઈ જાય છે, તેમ જ જીવાત્મા અને પરમાત્મા એક-અભિન્ન છે; બન્ને વચ્ચેનો તફાવત માત્ર પરિમાણનો છે. કેમ કે એક પરિમિત અને મર્યાદિત છે, જ્યારે બીજો અપરિમિત, અમર્યાદિત છે. એક પરતંત્ર છે, બીજો સ્વતંત્ર છે.

૨૨ ગંગાના પાણીના એક ભાગને વૃક્ષથી ઘેરી લઈને છૂટું પાડી દઈ તેને પોતાની ગંગા કહીએ,-તેના જેવો આ વ્યક્તિગત જીવાત્માનો વિચાર પણ છે.

૨૩ સીસાના ટુકડાને જો પારાની રકાબીમાં નાખવામાં આવે તો તેમાં એ ભળી જાય છે. તેવી જ રીતે બ્રહ્મરૂપી મહાસાગરમાં પડે છે ત્યારે જીવાત્માનું મર્યાદિત જીવન પૂરું થઈ જાય છે.

૨૪ ઈશ્વર અનન્ત છે, જીવાત્મા સાન્ત છે. તો પછી સાન્ત અનન્તને કેવી રીતે ગ્રહણ કરી શકે? મીઠાની પૂતળી દરિયાના ઊંડાણનું માપ કાઢવા જાય તેના જેવી આ વાત થઈ! મીઠાની પૂતળી દરિયામાં પડી ઓગળી જાય અને તેમાં એકરૂપ થઈ જાય, પોતાનું વ્યક્તિત્વ ગુમાવી દે છે અને તેની સાથે એકરૂપ થઈ જાય છે.

૨૫ ઈશ્વર પોતે જ જીવરૂપે લીલા કરી રહેલ છે. ઈશ્વર મોટો જાદુગર છે, અને આ જીવજગતની ઇન્દ્રજાળ એ તો તેનો જાદુનો ખેલ છે. જાદુગર જ સાચો. જાદુના ખેલ ખોટા.

૨૬ માનવ-શરીર વાસણરૂપ છે, અને મન, બુદ્ધિ, ઇન્દ્રિયો એ પાણી, ચોખા અને બટાકારૂપ છે. જ્યારે એ બધું ચૂલે ચડાવવામાં આવે છે ત્યારે ગરમાગરમ થઈ જાય છે અને જો કોઈ અડે તો તેના હાથ દાઝે છે, જો કે ખરી રીતે તો વાસણ, પાણી, બટાકા કે ચોખામાં આગ રહેલી નથી. આ રીતે બ્રહ્મની શક્તિ

જ ખરેખર તો મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોની પાસે તેમનાં કામકાજ કરાવે છે અને જ્યારે એ શક્તિ કામ કરતી બંધ પડે છે, ત્યારે આ બધાં પણ અટકી પડે છે.

## આસક્ત માનવી

૨૭ શાશ્વત્ સત્, ચિત્ અને આનન્દ એ જીવનો સ્વભાવ છે. અહંકારને લીધે તે અનેક ઉપાધિદ્વારા મર્યાદિત થાય છે અને પોતાનો ખરો સ્વભાવ ભૂલે છે.

૨૮ દરેક ઉપાધિના વધારા સાથે જીવનો સ્વભાવ બદલાતો જાય છે. જ્યારે છેલબટાઉનાં જેવાં કપડાં પહેરી હાથમાં લાકડી લઇ ફરે છે, ત્યારે સીનેમાનાં પ્રેમગીતો તેના હોઠ પર આવી જાય છે. અમેરિકન બનાવટના બૂટ પહેરતાંની સાથે શિથિલ સ્વભાવના માણસમાં પણ એક જાતની અકડાઇ આવી જાય છે, અને તે સીસોટી વગાડવા મંડે છે. જો તેને દાદરો ચડવાનો હોય છે તો ફટ ફટ કરતો સાહેબ લોકની માફક ચડવા લાગે છે. માણસના હાથમાં કલમ આવે તો કાગળ પર કાંઇનું કાંઇ ઘસડયા કરે છે.

૨૯ સાપ જેમ કાંચળીથી જુદો છે, તેમ આત્મા શરીરથી જુદો છે.

૩૦ આત્મા ક્યાંય પણ આસક્ત નથી. સુખ, દુઃખ, પાપ, પુણ્ય,–એમાંનું કંઇ કોઇ પણ રીતે આત્મા ઉપર અસર ઉપજાવી શકતું નથી; પણ જેઓ દેહમાં આત્મબુદ્ધિ કરે છે, તેમના પર તેની અસર પડે છે અને તેઓ દુઃખી થાય છે. ધૂમાડાથી દીવાલો પર ડાઘ પડે પણ તેની વચ્ચે આવેલી ખાલી જગ્યા પર કાળપ આવતી નથી.

૩૧ વેદાન્તી તો કહે છે કે આત્મા તદ્દન અનાસક્ત છે; પાપ અને પુણ્ય, સુખ અને દુઃખ, તેના પર કોઇ રીતે અમલ ચલાવી શકતાં નથી. જેઓ દેહમાં આસક્તિ રાખે છે તેઓને આ બધાંનું દુઃખ થાય છે. ધૂમાડાથી ભીંત કાળી થાય પણ આકાશ ઉપર ધૂમાડાની સત્તા ક્યાંથી ચાલે !

૩૨ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ની ન્યૂનાધિક્તાના પ્રમાણને લઇને મનુષ્યો જુદાજુદા સ્વભાવના હોય છે.

૩૩ દરેક જીવાત્માનો પ્રકૃત સ્વભાવ તો એકસરખો જ હોય છે, છતાં પણ સાપેક્ષ દૃષ્ટિએ બોલતાં મનુષ્યના ચાર વિભાગ પાડી શકાય:–બદ્ધ, મુમુક્ષુ, મુક્ત અને નિત્યમુક્ત.

૩૪ મચ્છીમારે નદીમાં જાળ નાખી અને જાળમાં ખૂબ માછલાં પકડાયાં. કેટલાક માછલાં જાળમાં પકડાયા પછી બહાર નીકળવાનો પ્રયત્ન કર્યા વિના એમનાં એમ પડી રહ્યાં. બીજાં કેટલાંક પ્રયત્ન કર્યો પણ જાળની બહાર કૂદી શક્યાં નહીં, જ્યારે કેટલાંક પ્રયત્ન કરી જાળમાંથી બહાર નીકળી ગયાં. સંસારમાં પણ આવા ત્રણ પ્રકારના જીવ છે—બંધાયેલા છતાં કદી પણ બહાર નીકળવાનો પ્રયત્ન નહીં કરનારા, બંધાયેલા પણ છૂટવાનો પ્રયત્ન કરનારા, અને જેઓ સંસારથી છૂટી ગયા છે તેવા.

૩૫ ત્રણ ઢીંગલીઓ છે—એક મીઠાની, બીજી કપડાની, ત્રીજી પથરાની. જો આ ત્રણેને પાણીમાં ડૂબાડવામાં આવે, તો પહેલી ઓગળી જશે અને તેનો આકાર રહેશે નહિ; બીજીમાં ખૂબ પાણી ભરાઇ જશે પણ તેનો આકાર જેમનો તેમ રહેશે, અને ત્રીજી ઉપર પાણીની કંઇ જ અસર થશે નહીં. જે માણસ પોતાના આત્માને સર્વવ્યાપક સમષ્ટિ પરમાત્મામાં મિલાવી દે છે, અને તેની સાથે એકરૂપ થઇ જાય છે, તે પહેલી જાતની ઢીંગલી જેવો; તે માણસ મુક્ત છે. બીજી જાતની ઢીંગલી એટલે દિવ્ય સુખ અને જ્ઞાનથી પૂર્ણ ઇશ્વરનો સાચો પ્રેમી ભક્ત. ત્રીજી જાતની ઢીંગલીથી પોતાના હૃદયમાં સત્ય જ્ઞાનના કણને પણ પેસવા નહીં દેતા, સંસારમાં આસક્ત માણસને સમજવાનો છે.

૩૬ માણસો ઓશીકાનાં ખોળીઆં જેવા છે. એક ખોળીઆનો રંગ રાતો હોય, બીજાનો વાદળી, ત્રીજાનો કાળો, પણ એ સર્વની અંદર હોય છે તો એકનું એક રૂ. માણસોનું પણ એવું જ સમજવું. એક દેખાવડો, બીજો કાળો, ત્રીજો પવિત્ર, અને ચોથો દુષ્ટ; પણ એ બધામાં પરમાત્માનો વાસ છે.

૩૭ પૂરીઓનું બહારનું પડ લોટનું બનાવેલું હોય છે, પણ અંદર જુદીજુદી જાતનું વેસણ ભરેલું હોય છે. અંદરના વેસણ પ્રમાણે પૂરી સારી કે ખરાબ કહેવાય છે. આ પ્રમાણે સર્વ માનવશરીર એક જ તત્ત્વનાં બનેલાં છે, પણ તેમનાં હૃદયની પવિત્રતા અનુસાર માણસો સારાં નરસાં કહેવાય છે.

૩૮ બ્રાહ્મણનો દીકરો જન્મે કરીને બ્રાહ્મણ છે એમાં શક નથી. પણ આવા બ્રાહ્મણોમાંથી કેટલાક મહાપંડિત, કેટલાક પૂજારી નીકળે છે; બીજા કેટલાક રસોયા થાય અને વળી બીજા વેશ્યાના ઘર આગળ નાચતા ફરે છે.

૩૯ વાઘમાં પણ ઇશ્વર છે એ ખરું, પણ તેથી આપણે એ પ્રાણી પાસે જઇને ઊભા રહેવાનું નથી. એ

જ રીતે દુષ્ટમાં દુષ્ટ માણસમાં ઈશ્વર છે એ ખરૂં, પણ તેથી તેમની સાથે સંબંધમાં આવવું એ ઠીક નથી.

૪૦ ભગવાન નારાયણનો જળમાં વાસ છે, પરંતુ તેથી દરેક જાતનું પાણી પીવાતું નથી. આમ દરેક સ્થળમાં ઈશ્વરનો વાસ હોવા છતાં, માણસે દરેક સ્થળે જવાનું નથી. એક પાણીએ પગ ધોવાય, બીજે પાણીએ સ્નાન કરાય, ત્રીજું પાણી પીવાય અને કેટલુંક પાણી તો એવું હોય કે અડાય પણ નહીં. એ જ રીતે કેટલીક જગ્યાની પાસે જ માત્ર જવાય, કેટલીક જગ્યાની અંદર પણ જવાય, જ્યારે બીજી કેટલીક જગ્યાને તો દૂરથી જ નમસ્કાર કરવા પડે.

૪૧ આ બધાંથી ચેતીને ચાલોઃ-વાતોડીઓ માણસ, મેલા મનનો માણસ, કાનમાં તુલસીદલ ખોસી ભક્તિનો દેખાવ કરનારો માણસ, લાંબો ઘૂમટો કાઢનારી સ્ત્રી, અને તંદુરસ્તીને નુકસાન કરનાર ખાબોચીઆનું ઠંડું ગંધાતું પાણી.

### મૃત્યુ અને પુનર્જન્મ

૪૨ મૃત્યુને સમયે પણ બદ્ધ જીવો સંસારિક વિષયોની વાતચીત કર્યા કરે છે. યાત્રાઓ કરવાથી, પવિત્ર ગંગાસ્નાનથી કે માળાઓ ફેરવવાથી શું વળે ! જો હૃદયમાં આસક્તિ ભરી હશે તો મૃત્યુ સમયે ચોક્કસ બહાર આવશે. તેથી બદ્ધ જીવો મૃત્યુસમયે પણ આવી પરચુરણ વાતો જ કર્યા કરે છે. પોપટ આમ તો રાધા–કૃષ્ણનું પવિત્ર નામ લીધા કરે છે, પણ જ્યારે તેને બિલાડી પકડે છે ત્યારે પોતાનો સ્વાભાવિક અવાજ કાઢવા લાગે છે.

૪૩ ઈશ્વરની ભક્તિના અભાવને લઈને જ માણસ આટલું દુઃખ ભોગવે છે, માટે મનુષ્યે એવા ઉપાય યોજવા જોઈએ કે જેને લીધે અંતસમયે ઈશ્વરનો વિચાર મનમાં આવે. ઈશ્વરભક્તિનો અભ્યાસ એ માટેનો ઉપાય છે. જો જીંદગી દરમ્યાન સતત ઈશ્વરભક્તિની ટેવ હોય તો છેલ્લી ઘડીએ પણ પ્રભુનો વિચાર આવ્યા વિના રહે નહીં.

૪૪ મૃત્યુ પહેલાં જેવી ભાવના રાખી હોય તેવો પુનર્જન્મ થાય છે. આથી સાધન-ભજન બહુ જરૂરી છે. સતત અભ્યાસને લઈને જો માણસ સંસારની બધી આસક્તિમાંથી છૂટી જાય તો તે આસક્તિની જગ્યાએ આવેલો ઈશ્વરનો વિચાર મનને ભરી દે છે, અને મૃત્યુ સમયે પણ ત્યાંથી ખસતો નથી.

૪૫ જ્યારે માટીનું કાચું વાસણ તૂટી જાય છે, ત્યારે તે માટી વાપરીને કુંભાર ફરી નવું વાસણ ઘડી શકે છે, પણ ભઠ્ઠીમાં પાકેલું વાસણ તૂટી જાય છે, ત્યારે તેની માટી ફરી વાપરી શકાતી નથી; તે જ રીતે જો માણસ અજ્ઞાનાવસ્થામાં દેહ છોડે છે તો તેને ફરી જન્મ લેવો પડે છે; પરંતુ જો તે જ્ઞાનાગ્નિમાં પડીને પાકો થાય છે અને મૃત્યુસમયે પૂર્ણતાને પહોંચેલો હોય છે, તો તેને ફરી જન્મવું પડતું નથી.

૪૬ ભૂંજેલો દાણો વાવીએ તો પણ ઉગે નહિં. વણભૂંજ્યા દાણા જ ઊગે. આ રીતે પૂર્ણત્વને પામ્યા પછી–સિદ્ધ થયા પછી જો કોઈનું મૃત્યુ થાય તો તેનો ફરી જન્મ થતો નથી. પરંતુ અપૂર્ણ માણસને, અસિદ્ધને સિદ્ધ થાય ત્યાં સુધી ફરીફરીને જન્મ લેવો પડે છે.

---

### શાંતિનું બળ

ગરમીથી ઝાડનાં પાન બળી જાય છે, પણ ક્રોધથી તો ઝાડનું મૂળ સુદ્ધાં બળી જાય છે. એ રીતે ક્રોધના અગ્નિ કરતાં શાંતિની શીતળતા મહાબળવાન છે.

દૃષ્ટાંત–ગુરુશિષ્ય નાવમાં જતા હતા. એક દુર્જન માણસ શિષ્યના ઓડકા માથા પર ટોલા મારતો હતો અને મશ્કરી કરી ચીઢવતો હતો. શિષ્ય તો બધાં અપમાન શાંતિથી સહન કરતો હતો. ઊતરતી વેળા ભાલાના ટેકાથી ઊતરવા જતાં નાવ નમી જવાથી ભાલો તે દુર્જનના ગળામાં પેસી ગયો ને તે મરી ગયો. ગુરુ શિષ્યને મારવા માંડ્યા ને કહ્યું કે એક થાપ દીધી હોત તો આ બિચારો ભયંકર કુદરતી સજામાંથી બચી જાત, શાંતિ રાખીને તેં તેને મહાન શિક્ષા સહન કરાવી.

# સતી સુકલા

લેખક :
શ્રી રામનાથજી 'સુમન'

( ગતાંક પૃષ્ઠ ૬૦૬ થી ચાલુ )

[ માતા, પિતા, પુત્ર અને ગુરુની જેમ પત્ની પણ તીર્થ શાથી ગણાય છે અને આવી પત્નીથી દમ્પતિ-જીવનનો ઉદ્ધાર કેવી રીતે થઇ શકે છે તેવો પ્રશ્ન પૂર્વના એક વેણુ નામના રાજાએ વિષ્ણુ ભગવાનને પૂછેલો. તેના ઉત્તરમાં વિષ્ણુ ભગવાન રાજાને સતી સુકલાનો દૃષ્ટાન્ત કહે છે. સુકલાનો પતિ કૃકલ-બ્રાહ્મણ સુકલાને છોડીને તીર્થયાત્રાએ ચાલ્યો ગએલ છે તે વાત ચોથા અંકમાં આવી. તે પછી સુકલા તેની સખીઓને, અયોધ્યાના રાજા ઇક્ષ્વાકુની પત્ની સાથે શૂકરીને જે વાતચીત થાય છે, તે કહી બતાવે છે. આમાં મથુરાના રાજા ઉગ્રસેનની રાણી પદ્માવતીની અને શ્રીપુર નગરના વસુદેવદત્તની કન્યા સુદેવા કે જે આ જન્મમાં શૂકરી-રૂપે જન્મી હતી ત્યાંસુધીનો વૃત્તાન્ત સાતમા અંક સુધીમાં આવી ગયો છે. હવે સુકલા તેની સખીઓને આગળ કહે છે. ]

[ ૫ ]

સુકલા બોલી-મેં આવા પ્રકારના પતિવ્રતા સ્ત્રીઓના ધર્મો સાંભળ્યા છે. તેથી હવે હું પતિથી વિહીન થઇને આ જુદા જુદા પ્રકારના ભોગોનો કેવી રીતે ઉપભોગ કરી શકું? પતિના વિના તો હું જીવી પણ નથી શકતી.

ભગવાન્ વિષ્ણુએ કહ્યું-સુકલાના મુખથી આવું સુન્દર પતિવ્રતા-ધર્મનું વર્ણન સાંભળી સખીઓ બહુ પ્રસન્ન થઈ. તેઓ તેની પ્રશંસા કરવા લાગી. બ્રાહ્મણો અને દેવતાઓ સર્વકોઇ આ પવિત્ર સ્ત્રીનો તેના પતિ પ્રત્યેનો અનુરાગ જોઇ તેનું ધ્યાન કરવા લાગ્યા. આ જોઇ ઇન્દ્રના મનમાં ઇર્ષ્યા અને સ્વાર્થ ભરાઈ આવ્યા. સુકલાની અતિશય-દઢતા જોઇ ઇન્દ્રે તેના પતિપ્રેમ અને ધૈર્યનો ભંગ કરવાનો વિચાર કર્યો. તેણે કામદેવને બોલાવડાવ્યો. કામદેવ પોતાની પત્ની રતિની સાથે આવ્યો. ઇન્દ્રે તેને સુકલાને પતિપ્રેમથી શિથિલ કરીને પોતાના તરફ આકર્ષિત કરવા જણાવ્યું. કામદેવે કહ્યું;-' હે દેવેશ! હું આપને પૂરપૂરી સહાયતા કરીશ. હું ઋષિ-મુનિ, દેવ-દાનવ દરેકને જીતવાની શક્તિ ધરાવું છું. તો એક અબળા નારીને જીતવી એ મારે માટે કઇ મોટી વાત છે! કામિનીઓના સમ્પૂર્ણ અંગમાં હું નિવાસ કરું છું. દેવ! મારું ઘર જ નારી છે. હું સદા તેમાં જ રહું છું. તેમાં રહીને હું સમસ્ત પુરુષોને નચાવું છું. નારી તો સ્વાભાવિક રીતે જ અબળા છે. તે મારા બાણોથી મારી પ્રેરણાથી સન્તપ્ત થઇનેપિતા, ભાઇ અથવા ગમે તે કોઇ રૂપવાન્ વ્યક્તિને જોતાં પણ વિહ્વળ થઇ જાય છે. તે વખતે તે પરિણામનો વિચાર કરતી નથી. સ્ત્રીઓમાં ધૈર્ય હોતું નથી. હે સુરેશ! હું સુકલાના પાતિવ્રત્યનો અવશ્ય નાશ કરીશ.'

ઇન્દ્રે કહ્યું-હું પણ ધનવાન્ અને રૂપવાન્ પુરુષનું રૂપ ધારણ કરીને તેને વિચલિત કરવાનો પ્રયત્ન કરીશ. ભાઇ! હું કામ, ક્રોધ, ભય, લોભ અથવા મોહને લીધે આ પ્રમાણે નથી કરતો-આ તો હું તેની પરીક્ષા લેવા જ ચાહું છું કે તેનો પતિવ્રતાધર્મ કેવો છે. હું સુન્દર વેષ ધારણ કરીને તેને મારી તરફ આકર્ષિત કરીશ. આ કામમાં તું મને સહાયતા કરજે; તેના મનમાં મારા પ્રત્યે મોહ ઉત્પન્ન કરી દેજે.

આ પ્રમાણે કામદેવને આજ્ઞા કરીને ઇન્દ્રે મનમોહન રૂપ ધારણ કર્યું. સુન્દર રૂપ, સુન્દર વસ્ત્ર, સુન્દર આભૂષણ, આછું હાસ્ય, સુગન્ધિત પુષ્પમાળાઓ ધારણ કરીને ઇન્દ્ર સુકલાના સ્થાન પર પહોંચ્યો. સુકલાએ તો તેના તરફ ધ્યાન પણ ન આપ્યું. સુકલા જ્યાંજ્યાં જાય ત્યાં ઇન્દ્ર તેની પાછળપાછળ લાગેલો રહેતો. આમ છતાં તેને કઇ સફળતા મળી નહિ. હવે ઇન્દ્રે એક સ્ત્રીને દૂત બનાવીને સુકલાની પાસે મોકલી. એક દિવસ તે સ્ત્રી સુકલાની પાસે જઇ બોલી-' અહા! કેટલી સત્યનિષ્ઠા છે! કેટલું ધૈર્ય છે! કેટલી કાન્તિ છે! કેટલી ક્ષમા છે! તમારા જેવી ગુણવાન અને રૂપવાન સ્ત્રી સંસારમાં નથી. હે કલ્યાણી! તમે કોણ છો, કોની પત્ની છો? તમે જેની પત્ની છો તે પુરુષ આ પૃથ્વી પર ધન્ય અને ભાગ્યશાળી છે.'

તેની વાત સાંભળીને સુકલાએ કહ્યું-ધર્માત્મા કૃકલ, વૈશ્ય-વંશમાં ઉત્પન્ન થયા છે. તેજ સત્યવ્રતવાળા

પતિની હું પ્રિય ભાર્યા છું. મારા ધર્માત્મા પતિ તીર્થ-યાત્રા માટે ગયા છે. તેમને ગયે આજે ત્રણ વર્ષ વીતી ગયાં છે. તેમના વિના હું બહુ દુઃખી છું.—આ જ મારો પરિચય છે. હવે બોલો, તમે કોણ છો અને શા માટે આ બધું પૂછી રહ્યાં છો ?

દૂત સ્ત્રીએ કહ્યું—કલ્યાણી ! તમારા નિર્દય પતિ તમને છોડીને ચાલ્યા ગયા છે. તેમણે તમારા પ્રેમનો અનાદર કર્યો છે. હવે તમે તેમને ફરી મેળવીને શું કરશો ? તે પાપી છે તમે સાધ્વી પત્ની છો. શી ખબર પડે કે તે ક્યાં હશે; શી અવસ્થામાં હશે—મરી ગયા હશે કે જીવતા હશે ! તમે તેમને માટે વ્યર્થ દુઃખી થઇ રહ્યાં છો. તમે તમારા સોના સમાન કાન્તિમાન શરીરને કેમ માટીમાં મેળવી રહ્યાં છો ? મનુષ્યને બાળ-પણામાં રમતગમત સિવાય બીજું કોઇ સુખ મળતું નથી, ઘડપણ તો દુઃખ ભોગવવામાં જ વીતે છે. ફક્ત એક જુવાનીના દિવસો બાકી રહે છે કે જેમાં મનુષ્ય સુખ ભોગવે છે. જ્યાંસુધી જુવાની છે ત્યાંસુધી મનુષ્ય મનમાન્યાં સુખો ભોગવી શકે છે. જુવાની વીતી જતાં બધું સૂનું બની જશે. ઘડપણમાં કશું બની શકતું નથી. હે ભદ્રે ! જેમ પાણી સુકાઈ ગયા પછી પૂલ બાંધવો વ્યર્થ છે તેમ યૌવન વીતી જતાં ભોગવિલા-સનો પ્રયત્ન નિષ્ફળ બની જાય છે. માટે જ્યાંસુધીમાં જુવાની ચાલી ન જાય ત્યાંસુધી સુખભોગ કરી લો. ભદ્રે ! મદિરાનો સ્વાદ લો. કામનાં બાણો તમારું શરીર બાળી રહ્યાં છે. જુઓ, ત્યાં એક રૂપ અને ગુણવાળા પુરુષ બેઠેલા છે. તેઓ પુરુષોમાં શ્રેષ્ઠ, જ્ઞાનવાન, ગુણવાન અને રૂપવાન છે. તેમનું હૃદય તમારા પ્રત્યેના પ્રેમથી ભરેલું છે.

સુકલાએ કહ્યું—જીવને બચપણ, જુવાની અને ઘડપણ હોતાં નથી. જીવ સ્વયંસિદ્ધ, અમર, કામના રહિત અને સર્વ લોકોમાં આત્મરૂપે રહેલો છે. જેમ ઘરનો એક પ્રકારનો આકાર હોય છે તેમ શરીરનું પણ રૂપ હોય છે. કડીઓ જેમ દોરીથી માપીને ઘર બનાવે છે તેવી જ રચનાથી આ શરીર પણ બંધાય છે. અનેક પ્રકારનાં લાકડાં, માટી, પત્થર વગેરેથી ઘર ઊભું કરવામાં આવે છે, પછી તેના ઉપર પ્લાસ્ટર, રંગ રોગાન વગેરે લગાડવામાં આવે છે. આવી રીતે બનાવવામાં આવેલું ઘર વાયુ-વંટોળ ધૂળ વગેરેથી મેલું થયા કરે છે—એ આ ઘરનો મધ્યકાળ છે. ઘરનું રૂપ બગડતાં ઘરનો માલિક તેના ઉપર રંગ, ચૂનો વગેરે કરાવે છે અને ફરી ઘર શોભીતું બની જાય છે. હે દૂતી ! જુવાની અથવા તરુણપણું આવું જ હોય છે. ઘણા વખત પછી ઘર જીર્ણ થઇ જાય છે. બધાં લાકડાં હચમચી જઈ તેમનાં સ્થાનોથી ખસી જાય છે. આ વખતે ઘર મરામત કે રીપેરીંગનો બોજ પણ સહી શકતું નથી. ઘરનું ખોખું પડુંપડું થઈ રહે છે. હે દૂતી ! આ જ ઘરની જીર્ણાવસ્થા—ઘડપણ છે. હવે ઘરને પડી રહેલું જોઈ ઘરનો માલિક બીજા ઘરમાં રહેવા જાય છે. મનુષ્યનાં બચપણ, જુવાની અને ઘડપણ પણ આવી જ રીતે ઘરના જેવાં જ હોય છે. મનુષ્યને બચપણમાં બરાબર જ્ઞાન હોતું નથી. પછી મોટો થાય છે અને શરીરને વસ્ત્રો અને આભૂષણોથી સજાવે છે. ચન્દન તથા એવી બીજી સુગન્ધિત વસ્તુઓ અને તામ્બુલ વગેરે દ્વારા શણગારેલું શરીર રૂપવાન બની જાય છે. અન્નના રસથી તે અન્દર તથા બહારથી પુષ્ટ બને છે. રસના પોષણથી જ મનુષ્યનો વિકાસ થાય છે, માંસ વધે છે, અને નવીન રૂપ પ્રાપ્ત થાય છે. રસ અને માંસ બન્ને દ્વારા દેહની વૃદ્ધિ થાય છે અને આ બન્ને દ્વારા જ તેનું સૌન્દર્ય બને છે. હે દૂતી ! આવા સૌન્દર્ય દ્વારા જ મનુષ્ય મરણશીલ શરીરમાં મુગ્ધ બને છે અને તેમાં બંધાય છે. આ પ્રમાણે જે શરીર નાશ પામી જાય છે તેને કેવી રીતે સુન્દર કહી શકાય અથવા તેમાં પ્રેમ કરી શકાય ? આ શરીર મળ-મૂત્રનો આધાર છે. આ અપવિત્ર છે, સદાય ક્ષીણ થતું રહે છે. આ તો પાણીના પરપોટા જેવું છે, છતાં તું શું આમાં રૂપનું વર્ણન કરી રહી છે ? પચાસ વર્ષ સુધી જ દેહ દઢ રહે છે, પછી તે શિથિલ થવા લાગે છે. દાંત કમજોર થવા લાગે છે, મોમાંથી લાળ ટપકે છે, આંખોનું તેજ ઘટે છે, ઓછું સંભળાય છે, શરીર અશક્ત થઇ જાય છે, અને ઘડપણ છવાઇ જાય છે. વારંવાર રોગોનું આક્રમણ થાય છે. રસ અને માંસ સૂકાવા લાગે છે. આ વખતે મનુષ્ય રૂપની લાલસા કરતો નથી. જેવી રીતે જીર્ણ થએલું મકાન નાશ પામે છે એવી રીતે ઘડપણમાં કલેવર નષ્ટ થઇ જાય છે. મારામાં રૂપ આવ્યું છે તે ધીરે ધીરે ચાલ્યું જશે. તો પછી રૂપવતી હોવાનો મારો

શો અર્થ છે ! હે દૂતી ! તું મારી પાસે આવીને જે પુરુષને માટે મને કહી રહી છે તે પુરુષ કોણ છે ! તેં મારામાં શું રૂપ ભાળી લીધું છે ! બોલ, તારા તે પુરુષના શરીરમાં અને મારા શરીરમાં શું વધારે છે ! જેવી હું છું તેવી જ તું છે અને તેવો તે પણ છે. કોઈ અંગ વધારે નથી કે ઓછું નથી. બોલ, આ પૃથ્વી ઉપર રૂપ વગરની કઈ વસ્તુ છે, કોણ રૂપવાળું નથી ! તું જોઈશ કે આ સંસારમાં દરેકની ઉન્નતિને પતન થાય છે. હે દૂતી ! સર્વ ચરાચરમાં એકમાત્ર આત્મા જ વાસ કરે છે. તે જ રૂપ વગરનો અને રૂપવાન પણ છે. તે દિવ્ય છે, તે સર્વમાં સમાએલો છે. તે શુદ્ધ અને પવિત્ર છે. જેમ ઘડાઓમાં જળ રહે છે તેમ સર્વમાં તે નિવાસ કરે છે. જેવી રીતે ઘડાઓ ફૂટી જતાં બધું પાણી એક થઈ જાય છે તેવી રીતે વાસના-શરીરોનો નાશ થવાથી આત્મા એકત્વને પ્રાપ્ત કરે છે. અને, તું સમજી નહિ શકે, પરન્તુ મને તો સર્વ સંસારીઓનું એક જ રૂપ દેખાય છે. હવે તું જેને માટે અહિં આવેલી છે તેનો મને પરિચય આપ, કે જે સૌન્દર્યના ભોગની ઇચ્છાવાળો છે. જેવી રીતે રોગિષ્ઠ બનેલા લોહીથી ખરજ પેદા થાય છે અને નખોથી ખણવાથી તે શાન્ત થાય છે, તેવી રીતે નાડીજાળના પાંજરારૂપ આ શરીરમાં વીર્યને લીધે સર્વ પ્રાણીઓને ખરજ ઉત્પન્ન થાય છે. આથી પુરુષો અને સ્ત્રીઓ ઉત્તેજિત બને છે. આ વખતે સ્ત્રી અને પુરુષ પ્રમત્ત થઈને સંગ કરે છે એથી ક્ષણમાત્રને માટે સુખ થાય છે. હે દૂતી ! સર્વત્ર આ જ વાત જોવામાં છે. તું તારે ઘેર પાછી જા, તારા કહેવામાં કોઈ નવીન નથી કે એ પ્રમાણે કરવાનો મને લોભ થાય.

---

# લગ્નજીવનનું તાત્પર્ય

જ્યારે લગ્નમાં પતિ પત્ની દ્વારા સુખ ભોગવવાની ઇચ્છા રાખે છે અને પત્ની પણ પતિદ્વારા ખાન-પાન, ધન્યધાન્ય અને બીજી સુખ-સગવડો ભોગવવાની જ માત્ર ઇચ્છા રાખે છે, ત્યારે આ લગ્નજીવન સફળ નથી બની શકતું, સુખમય થઈ નથી શકતું. આવું લગ્ન એ એક જાતનો સ્વાર્થી સંબંધ છે. બીજાના આધાર દ્વારા જે સુખ ભોગવાયું તે ખરું એવી ગણતરીમાં આમાં બેયે જણું રહે છે. અને જ્યારે એકબીજાને માટે ઘસાવાનો કે ભોગ આપવાનો પ્રસંગ આવે છે, અથવા કોઈની ત્રુટી અથવા દોષ સહન કરવાનો વખત આવે છે ત્યારે એકબીજાના કદનું માપ નીકળી જાય છે અને એકબીજામાં રહેલા સ્વાર્થના સેતાનો ઘુરઘુરાટ કરવા માંડે છે. આવું લગ્ન એકબીજાનું તાપણું બનીને રહે છે. લગ્નનું સાચું સુખ નિઃસ્વાર્થ સ્વાર્પણમાં છે. આમાં સાટાખતનો નથી. એકબીજાને માટે, કશી પણ અપેક્ષા રાખ્યા વિના જાતને ઘસી નાખવામાં જ અમૂલો આનંદ રહેલો છે. પરણેલાને માટે લગ્ન તરફનું પોતાનું આ જ કર્તવ્ય છે. આમાં કોઈવાર એવું બને કે એકના સ્વાર્પણની કદર સામાને ઓછી રહે છે અથવા બીલકુલ જ રહેતી નથી. આવું હોવા છતાં પણ જે પોતાનું કર્તવ્ય સમજે છે તેણે તો ઘસાવવું જ રહ્યું, ભોગ આપવો જ જોઈએ. પોતાની કદર નથી થતી તેનો તેણે શોક કરવાનો નથી. તેના સ્વાર્પણની ભાવના જ યોગ્ય પ્રિયતમા અથવા પ્રિયતમ ઘડીને સ્વર્ગમાં તેની સાથે મેળ કરાવે છે. અને આથી જ પત્થરની પણ ખરા દીલથી કરેલી પૂજાનું પૂજા કરનારને ફળ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે વ્યક્તિમાત્રનું વિશ્વના સમાજ સાથે લગ્ન થએલ છે, સમાજ પાસેથી આપણે અન્ન, વસ્ત્ર અને વિવિધ વસ્તુઓનું સુખ લઈએ છીએ, તેનું ઋણ આપણી શક્તિનું સ્વાર્પણ કરીને જ આપણે ચૂકવી શકીએ. હરામ હાડકાં કરનાર-સેવા આપ્યા વગર કેવળ સુખો જ લેનાર સમાજનો, દેશનો, વિશ્વનો અને અન્તરાત્માનો દેવાદાર છે, ચોર છે.

-જયનારાયણ ભટ્ટ

# આજની જ્ઞાતિ-સંસ્થા

સંપાદક : શ્રી ગટુભાઇ ગો. ધ્રુવ

હિન્દુ સમાજ અસંખ્ય જ્ઞાતિઓમાં વિભક્ત થયેલો છે એ તો બહુ જાણીતી વાત છે. હિન્દના બીજા બધા પ્રાન્તો કરતાં ગુજરાત-કાઠીઆવાડમાં જ્ઞાતિઓની સંખ્યા વિશેષ છે તેનું કારણ એ છે કે જ્ઞાતિઓમાં પેટા જ્ઞાતિઓ અને તેમાં પણ સ્થાનિક (સ્થળને અંગે)પેટાજ્ઞાતિઓ ગુજરાત પ્રાન્ત સિવાય હિન્દના બીજા ભાગમાં નથી. એ પેટા જ્ઞાતિઓમાં વળી ગોળ છે. એટલે લગ્ન સંબંધનું ક્ષેત્ર અતિશય સાંકડું થઇ ગયું છે. જ્ઞાતિઓની સત્તા હવે પ્રમાણમાં ઓછી થઇ ગઇ છે, ખાસ કરીને શહેરોમાં; પરંતુ ચાલતી આવેલી રૂઢિઓ-જમવા જમાડવાની, લગ્ન-મરણને અંગેની ક્રિયાઓની, કન્યાની લેવડ-દેવડની વગેરેના ભંગ માટે જ્ઞાતિઓ તરફથી પુષ્કળ ત્રાસ હજી વેઠવો પડે છે. શહેરોમાં વસનારને બહુ જ થોડો ખ્યાલ હોય છે કે ગામડામાં રહેનારાંને પોતાની જ્ઞાતિના નાનામાં નાના નિયમનો ભંગ કરવા માટે કેટલી દાડમારી વેઠવી પડે છે. એની સાથેનો સર્વ સામાજિક સંબંધ બંધ કરી દેવામાં આવે છે. કૂવે પાણી ભરવાનું પણ મુશ્કેલ પડે છે. જાસાચિઠ્ઠીઓ લખાય છે, ખેતર અને ઝૂંપડાં બાળી નંખાય છે અને ગામમાં છૂટથી ફરવાનું પણ મુશ્કેલ બને છે. આ જાતનો ત્રાસ અટકાવવા માટે વડોદરા રાજ્યમાં જ્ઞાતિત્રાસ-નિવારણ કાયદો છે. એટલે આવી જાતના ત્રાસની ફરિયાદ કરવામાં આવે તો તે સાબિત થયે ત્રાસ આપનાર માણસોને સજા કરવામાં આવે છે.

હિન્દ સરકારે જ્ઞાતિઓ નાબુદ કરવાનો નિશ્ચય કર્યો છે. જાહેર કાર્યોમાં, નાગરિકના સર્વ હક્કોમાં જ્ઞાતિનો ખ્યાલ પણ ન રાખવાના કાયદા થયા છે. જ્ઞાતિની ભાવના સમાજમાંથી નાબૂદ થાય તેવું વાતાવરણ ઉત્પન્ન કરવાની આવશ્યક્તા સ્વીકારી છે. તેમ છતાં અમુક સ્થિતિ એવી રહી છે કે જેથી જ્ઞાતિઓનું અસ્તિત્વ અને અમુક અંશે વર્ચસ પણ કાયમ રહે. દાખલા તરીકે હજી સરકારી ફોર્મ અને દસ્તાવેજ વગેરેમાં જ્ઞાતિ લખવાનું બંધ કરવામાં આવ્યું નથી. શાળાઓ અને કોલેજોમાં પણ વિદ્યાર્થીની જ્ઞાતિ નોંધવામાં આવે છે. મ્યુનિસિપાલિટી અને ધારાસભાની ચૂંટણીમાં જ્ઞાતિનું ખાતું રાખવામાં આવતું નથી, પરંતુ જ્ઞાતિઓને ધોરણે જ મોટે ભાગે હજી ચૂંટણી થાય છે. પરંતુ તે ઉપરાંત જ્ઞાતિઓના પરંપરાગત નિયમો તોડનારનો જે જાતનો બહિષ્કાર અને દંડ કરવામાં આવે છે, તેની સાથે જે રીતે તિરસ્કારયુક્ત વર્તન કરવામાં આવે છે-ખાસ કરીને ગામડામાં-તે બંધ ન થાય ત્યાં સુધી જ્ઞાતિઓ નાબૂદ થવાનો સંભવ નથી અને જ્ઞાતિભાવના તો એવી ને એવી ટકી રહેવાની છે. શહેરોમાં આન્તરજ્ઞાતીય લગ્નો થવા માંડ્યાં છે. તેથી જ્ઞાતિના પાયા ઢીલા તો થયા છે, પરંતુ ગામડાંમાં વસતી કરોડોની પ્રજાને હજી જ્ઞાતિનાં બંધારણ અને નિશ્ચિત નિયમો પ્રમાણે જ પોતાનો જીવન-વ્યવહાર ચલાવવો પડે છે, કારણ કે તેના ભંગ માટે પુષ્કળ ત્રાસ વેઠવો પડે છે.

જ્ઞાતિઓ નાબૂદ કરવી હોય, જ્ઞાતિની ભાવના પ્રજાના મનમાંથી ભૂંસી નાખવી હોય-તો રાજ્યે અમુક કાયદા કરવાની જરૂર છે એમ મને લાગે છે. એ હેતુ પાર પાડવા માટે એક અસરકારક ઉપાય એ છે કે જ્ઞાતિના વ્યવહારના નિયમો અને કાયદો માટે કોઇ પણ જ્ઞાતિ પગલાં લઇ શકે નહિ-દંડ કે બહિષ્કાર કે પ્રાયશ્ચિત કરાવી શકે નહિ-એવો કાયદો થવો જોઇએ. અર્થાત્ એ જાતની શિક્ષા એ વ્યક્તિ ઉપર સમૂહનો ત્રાસ; અન્યાયી ત્રાસ ગણાવો જોઇએ. એ જાતનો ત્રાસ દૂર થાય તો મરણ-પરણ પાછળનાં ફરજીયાત ખર્ચો, ખાવા-પીવાના સંબંધનાં સાંકડાં વર્તુલો અને કન્યાવ્યવહારનાં મર્યાદિત ક્ષેત્રો નાબૂદ થશે. અને કાલક્રમે-થોડાં જ વર્ષમાં જ્ઞાતિઓ નામશેષ થઈ જશે. જ્ઞાતિઓએ જે કાર્ય ખાસ કરીને કરવું જોઇએ-પોતાના વર્તુલના જનસમૂહના નૈતિક આચરણ ઉપર દેખરેખ રાખવી જોઇએ-તે કાર્ય કોઇ પણ જ્ઞાતિ કરતી નથી. દુર્વ્યસન, વ્યભિચાર, ચોરી, કાળાબજાર, ખોટી સાક્ષી, જુગાર, ખૂન, જેવાં અનીતિમાન અને

સમાજસ્વાસ્થ્ય-વિરોધી (antisocial) કૃત્યો માટે કોઈ પણ વ્યક્તિને કોઈપણ જ્ઞાતિ તરફથી શિક્ષા કરવામાં આવી નથી. એટલે કે વ્યક્તિના નૈતિક અધઃપતન માટે જ્ઞાતિઓને કાંઈ દરકાર નથી હોતી, એ જાતના અધઃપતનથી પરંપરાગત "સંસ્કાર"નો બગાડો થવાનો એમને ભય નથી, પરંતુ પોતાની જ્ઞાતિ, પેટાજ્ઞાતિ કે ગોળ બહાર કન્યા આપવાથી, પોતાની નાની સંકુચિત જ્ઞાતિની બહાર ભોજનવ્યવહાર કરવાને કારણે, મરણ પાછળના જમણવાર ન કરવાને કારણે સંસ્કારભ્રષ્ટતા લાગે છે અને તેને માટે દંડ, પ્રાયશ્ચિત અગર બહિષ્કાર કરવામાં આવે છે. અર્થાત્ નૈતિક અધઃપતન કરતાં રૂઢિભંગ એ જ્ઞાતિઓના મતે વિશેષ ગુનાહિત કાર્ય ગણાય છે. ઉપર જણાવેલા પ્રકારોના નૈતિક અધઃપતન માટે ઘણીવાર રાજ્યના કાયદા પ્રમાણે શિક્ષા થવાનો અવકાશ નથી હોતો કારણ કે અદાલતમાં એ બાબતની રીતસરની ફરિયાદ કરનાર કોઈ હોતું નથી, ગુનાની સંપૂર્ણ સાબિતી મેળવી શકાતી નથી. પરંતુ જ્ઞાતિજનો તો એ બાબત પૂરેપૂરી જાણતા હોય છે અને જ્ઞાતિપંચ સમક્ષ તે સાબિત કરી શકાય એવું પણ હોય છે. તો જ્ઞાતિઓ આ જાતના નૈતિક અધઃપતનનો અટકાવ કરવાનું કાર્ય કરે અને પરંપરાગત રૂઢિના ભંગના કાર્યો તરફ લક્ષ આપવાનું મૂકી દે તો ખરેખર લોકહિતનું કાર્ય તેણે કરેલું ગણાય. જ્ઞાતિઓ આ કામ કદી કરવાની નથી એ નિશ્ચિત વાત છે. રાજ્ય તરફથી વ્યવસ્થિત રીતે જે ગ્રામપંચાયતો નીમવામાં આવે તેને આ જાતનું કાર્ય—પોતપોતાના ગામ પૂરતું—સોંપવું જોઈએ. ઉપર જણાવેલા નૈતિક ગુના કરનારની સ્થિતિ, ગ્રામપંચાયતના ચુકાદાને પરિણામે અત્યારે જ્ઞાતિબહિષ્કાર પામેલાની ગામડામાં જેવી થાય છે તેવી થાય તો એ જાતની ચારિત્ર્યભ્રષ્ટતા અટકવાનો સંભવ છે.

જ્ઞાતિઓ નાબૂદ કરવી હોય, જ્ઞાતિની ભાવના દૂર કરવી હોય—અને એમ કરવાનો રાજ્યસંચાલકોનો ઈરાદો છે જ એવું અનેકવાર તેમણે જાહેર કરેલું છે—તો જ્ઞાતિત્રાસ નિવારણ કાયદો કરી રાજ્યે ગામડાંની પ્રજાને ભયમુક્ત કરવી જોઈએ અને જ્ઞાતિએ કરવાનું સમાજના ચારિત્ર્યની સંભાળ રાખવાનું કાર્ય—સમાજમાં નૈતિક ઉચ્ચતા સ્થાપવાનું કાર્ય—તેવી જાતના બંધારણવાળી ગ્રામ પંચાયતોદ્વારા શરુ કરાવવું જોઈએ.



# સત્યનો પૂજારી

પરમેશ્વરની વ્યાખ્યાઓ અગણિત છે; કેમ કે તેની વિભૂતિઓ પણ અગણિત છે. એ વિભૂતિઓ મને આશ્ચર્યચકિત કરે છે. એ મને ક્ષણવાર મુગ્ધ પણ કરે છે. પણ હું પૂજારી તો સત્યરૂપી પરમેશ્વરનો જ છું. એ એક જ સત્ય છે અને બીજું બધું મિથ્યા છે. એ સત્ય મને જડયું નથી. (સં. ૧૯૮૪). પણ હું એનો શોધક છું. એ શોધવાને અર્થે જે વસ્તુ મને પ્રિયમાં પ્રિય હોય તેનો પણ ત્યાગ કરવા હું તૈયાર છું. અને એ શોધરૂપી યજ્ઞમાં આ શરીરને પણ હોમવાની મારી તૈયારી છે, અને શક્તિ છે એવો મને વિશ્વાસ છે. પણ એ સત્યનો હું સાક્ષાત્કાર ન કરું ત્યાં લગી મારો અન્તરાત્મા જેને સત્ય ગણે છે તે કાલ્પનિક સત્યને મારો આધાર ગણી મારી દીવાદાંડી ગણી તેને આશ્રયે મારું જીવન હું વ્યતીત કરું છું.

આ માર્ગ ખાંડાની ધારે ચાલવા જેવો છે છતાં મને એ સહેલામાં સહેલો લાગ્યો છે. એ માર્ગે જતાં મારી ભયંકર ભૂલો પણ મને નજીવી લાગી છે. કારણ કે એ ભૂલો કરતાં છતાં પણ હું બચી ગયો છું, અને મારી સમજણ પ્રમાણે આગળ પણ વધ્યો છું. દૂર દૂરથી વિશુદ્ધ સત્યની-ઈશ્વરની ઝાંખી પણ કરી રહ્યો છું. સત્ય જ છે, એ સિવાય બીજું કંઈ જ આ જગતમાં નથી, એવો મારો વિશ્વાસ દિનપ્રતિદિન વધતો જ જાય છે.

—મહાત્મા ગાંધીજી

# અવતાર રહસ્ય

卐

મૂળ લેખક: શ્રી કૃષ્ણ
અનુવાદક: શ્રી અર્જુન

જે સર્વવ્યાપક, 'શુદ્ધ,' ચેતન, નિર્ગુણ, નિરાકાર અને અવ્યક્ત બ્રહ્મ છે તે જ વિશ્વરૂપથી સગુણ, સાકાર અને વ્યક્ત થાય છે. આ વિશ્વવ્યાપક બ્રહ્મને ઈશ્વર કહે છે. બ્રહ્મ ઈશ્વરની પરા વિભૂતિ છે. ઈશ્વર ત્રણ ગુણોના આશ્રયથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કાર્ય કરે છે. જ્યારે તે રજોગુણના આશ્રયથી ઉત્પત્તિનું કાર્ય કરે છે ત્યારે બ્રહ્મા કહેવાય છે. જ્યારે સત્ત્વગુણના આશ્રયથી પાલન-રક્ષણનું કાર્ય કરે છે ત્યારે વિષ્ણુ, અને જ્યારે તમોગુણના આશ્રયથી લયનું કાર્ય કરે છે ત્યારે શંકર કહેવાય છે. જ્યારે જીવ કોઈ આપત્તિમાં ફસાઈ જાય છે ત્યારે તે પોતાની રક્ષાને માટે વિષ્ણુભગવાનની પ્રાર્થના કરે છે અને તેઓ એની મનઃકામના પૂર્ણ કરે છે અને એને સહાય કરે છે. જ્યારે-જ્યારે અધર્મનો ઘણો વિસ્તાર થાય છે, ત્યારે-ત્યારે પોતાના ભક્તોના રક્ષણ માટે તેઓ અવતાર પણ લે છે. અવતારનું મુખ્ય કારણ ભક્તોનો સંકલ્પ જ છે, એના સંકલ્પ પૂરા કરવા માટે તેઓ પરિસ્થિતિને અનુસરીને જેવી આવશ્યકતા હોય છે એને અનુરૂપ અવતાર લે છે. ભક્ત પ્રહ્લાદને માટે, હિરણ્યકશિપુને પ્રાપ્ત થએલા વરદાનને અનુસરીને ભગવાનનો શ્રી નૃસિંહરૂપથી અને ધ્રુવને માટે શ્રી નારાયણરૂપથી અવતાર થયો. આ અવતારોનો હેતુ કેટલીક વખત ફક્ત એક જ ભક્તનો સંકલ્પ હોય છે અને કોઈક વાર ઘણાએ ભક્તોના સંકલ્પ હોય છે અને એ સંકલ્પો અનુસાર કોઈક વાર તો એક બે જ કાર્યો કરવાનાં હોય છે અને કેટલીક વાર ઘણાં નાનમોટાં કાર્ય કરવાનાં હોય છે. શ્રી નારાયણ-અવતાર ભક્ત ધ્રુવના સંકલ્પ માટે હતો અને એનું મુખ્ય કાર્ય એના સંકલ્પની પૂર્તિ કરવાનું જ હતું. શ્રી નૃસિંહ અવતારનો હેતુ પ્રહ્લાદના સંકલ્પ સિવાય બીજા ઘણાએ ભક્તોના સંકલ્પ હતા. હિરણ્યકશિપુનો અત્યાચાર ઘણો વધી ગયો હતો અનેક લોકોને પોતાનાં ધર્મકાર્ય કરવામાં બાધ આવતો હતો. એથી ઘણા ભક્તોએ પ્રભુ-પ્રાર્થના કરી હતી. આ પ્રમાણે કાર્ય અનુસાર કોઈ અવતાર થોડા સમય માટે હોય છે અને કોઈ લાંબા સમય માટે. ધ્રુવ માટે શ્રી નારાયણનો અવતાર અને પ્રહ્લાદ માટે શ્રી નૃસિંહ-અવતાર થોડા સમય માટે થયો હતો. પરંતુ દશરથ, કૌશલ્યા, અને બીજા અનેક ભક્તો માટે શ્રી રામાવતાર તથા દેવકી, વસુદેવ અને એ સમયના અનેક ભક્તોને માટે શ્રી કૃષ્ણાવતાર લાંબા કાળ માટે થયો હતો. બીજા બધા અવતારો કરતાં શ્રીકૃષ્ણાવતાર બહુ જ મહત્ત્વપૂર્ણ છે. આ અવતારમાં ભગવાને ધર્મની રક્ષા અને અસુરોના સંહાર સિવાય જીવોની મોક્ષપ્રાપ્તિને માટે ઉપનિષદ્ જેવા ગહન ગ્રંથોનું મંથન કરીને એના સારરૂપ શ્રીમદ્ભગવદ્ગીતા જેવા મહત્ત્વપૂર્ણ અને સરલ ગ્રન્થની અવતારણા કરી અને એને અનુસાર પોતે આચરણ કરી બતાવ્યું. એઓશ્રીએ આ પ્રત્યક્ષ બતાવ્યું કે પૂર્ણજ્ઞાનયુક્ત વ્યવહાર કેવો હોય છે. એવા વ્યવહારમાં સ્વાભાવિક રીતે પૂર્ણ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ આવી જાય છે. આ અવતારની મુખ્ય વિશેષતા છે. ભગવાનના પોતે આચરણ કરીને બતાવવાથી એમનો ઉપદેશ ઘણો જ સરળ અને પ્રભાવશાળી બન્યો છે.

ભગવાન કાર્યને અનુસરીને કોઈક વાર તો આ રીતે સ્વતંત્ર દેહ ધારણ કરીને અવતાર લે છે અને કોઈક વાર જ્યારે એવી આવશ્યકતા નથી હોતી, કોઈ સાધારણ કાર્ય હોય, તો બીજાના શરીરમાં આવિષ્ટ થઈને અવતીર્ણ થાય છે. એને આવેશાવતાર કહે છે. જ્યારે બીજાના દેહમાં ભગવાન આવિષ્ટ થઈ જાય છે, ત્યારે તે દેહધારી જીવને પોતાનું કશું ભાન નથી રહેતું. ભગવાન તે દેહદ્વારા પોતાનું કાર્ય સિદ્ધ કરી લે છે. આ સમય પર એના દેહની કાન્તિ બદલાઈ જાય છે. શરીર, નેત્ર, વાણી-બધું દિવ્ય બની જાય છે. કાર્ય પૂરું થયાથી ભગવાન અન્તર્ધાન થઈ જાય છે, અને તે જીવને ધીરે-ધીરે પોતાનું ભાન થવા માંડે છે. આ સમયે એને એક વિલક્ષણ આનન્દ અને શાન્તિનો અનુભવ થાય છે. પરંતુ ભગવાન જે કાર્ય કરી ગયા છે, એનું એને બીલકુલ જ્ઞાન નથી હોતું. તે શાન્તિ કેટલાક વખત માટે રહે છે. અને ફરીથી તે પ્રાણી જેમ પહેલાં હતો, લગભગ તેવો જ બની જાય છે. એનામાં કોઈ ખાસ પરિવર્તન નથી દેખાતું, કારણ કે આ અવતાર માટે એનો કોઈ સંકલ્પ નહિ હતો ભગવાનનો આ આવેશાવતાર બીજાને માટે હતો, અને જેના સંકલ્પ માટે હતો એનો સંકલ્પ પૂરો થઈ ગયો. આ પ્રમાણે પ્રાણીઓમાં દેવી-દેવતાઓનો પણ આવેશ દેખાય છે. દેવી પોતાનું કાર્ય કરે છે, પરંતુ જેના દેહમાં તે પ્રવેશ કરે છે, એને પોતાનું ભાન નથી રહેતું. કોઈકોઈ વાર ખરી રીતે દેવી-દેવતાઓનો આવેશ ન હોવા છતાંય મનુષ્ય જે ઢોંગ કરે છે એ જુદી

વાત છે. આ રીતે હિપ્નોટિઝમમાં, નેગેટીવ હિપ્નો-ટાઇપ્ડ પુરુષમાં કે જેના પર શક્તિ નાખવામાં આવે છે–શક્તિ ફેંકવાવાળો પોઝીટીવ હિપ્નોટીઝર પ્રવેશ કરે છે અને પોતાનું ઉદ્દિષ્ટ (ધારેલું) કાર્ય કરે છે. આ વખતે નેગેટીવ પ્રાણી કશું પણ નથી કરતો. ત્યાં લગી તો એને પોતાનું ભાન પણ નથી રહેતું.

આ આવેશાવતાર સિવાય ભગવાન અર્ચામાં પણ પ્રકટ થાય છે. એને અર્ચાવતાર કહે છે. જો ભજન કરનાર શુદ્ધ હૃદયનો હોય અને એનો સંકલ્પ દૃઢ હોય તો એના સંકલ્પાનુસાર ભગવાન મૂર્તિમાં પ્રકટ થાય છે પંઢરીનાથ વિઠ્ઠલે એક ભક્ત–બાળકનો સંકલ્પ પૂરો કરવા માટે સાક્ષાત્ પ્રકટ થઇને એના ધરેલા નૈવેદ્યમાંથી ભોજન કર્યું હતું. આ રીતે તેઓશ્રી પ્રત્યક્ષ પ્રકટ થઇને નામદેવની સાથે રમતા હતા. આવાં બીજાં ઘણાં ઉદાહરણ મળે છે.

અર્ચાવિગ્રહ બે પ્રકારના હોય છે. એક સ્વયંસિદ્ધ અને બીજા સ્થાપિત–પ્રાણ પ્રતિષ્ઠા કરાએલા. શ્રી બદ્રીનારાયણ, શ્રીદ્વારકાધીશ, શ્રીજગન્નાથ, શ્રીરણછોડરાય, શ્રીપંઢરીનાથ જેવા ઘણા વિગ્રહ સ્વયંસિદ્ધ છે. ભક્તોના સંકલ્પાનુસાર જેમ ભગવાન દેહધારી થઇને અવતરિત થાય છે, તેમ એના લાભ અને ધર્મની રક્ષા માટે તેઓશ્રી આ લોકમાં અર્ચારૂપમાં નિવાસ કરવા છતાં પણ બધી રીતે ભક્તોના સંકલ્પ પૂરા કરી રહ્યા છે.

અર્ચાવતારના સંબંધમાં કેટલાક લોકોને આ શંકા થાય છે કે જો અર્ચાવિગ્રહ પ્રત્યક્ષ ભગવાન્ જ છે તો એનું શું કારણ છે કે જે લોક સદૈવ ભગવાનના સાંનિધમાં રહે છે અને એની સેવાપૂજા કરે છે, તેમનાં ચિત્ત પાછાં અપવિત્ર રહે છે અને તેઓ દુઃખી માલુમ પડે છે. ભગવાન્ એના પર કૃપા કરીને એના યોગક્ષેમ કેમ નથી ચલાવતા! તેઓ એની સાર-સંભાળ કેમ નથી કરતા!

આ વિષયમાં પ્રથમ તો આ વાત યાદ રાખવી જોઇએ કે ભગવાન ભક્તોના સંકલ્પનુસાર જ બધાં કામ કરે છે. પાછળ કહ્યું છે કે જીવોનો સંકલ્પ જ ભગવાનનો સંકલ્પ છે.' જો આ વાત બરાબર ધ્યાનમાં રહે તો ઉપરની શંકાઓનું સહજમાં સમાધાન થઇ શકે છે. ભક્તોનો જે સંકલ્પસમુદાય અને એના જે સંસ્કાર હોય છે, એને અનુસરીને જ સિદ્ધિ મળે છે. અર્ચાવિગ્રહ પ્રત્યક્ષ ભગવાન જ છે. પૂજારીઓનો આવો દૃઢ ભાવ નથી હોતો. એનામાં એના ભગવદ્ભાવની સાથે સ્થૂળ મૂર્તિનો ભાવ પણ રહે છે, એનું આચરણ આ પ્રકારનું હોય છેઃ જેમ કે તે અર્ચાવિગ્રહ સ્થૂળ જડ મૂર્તિ જ છે. પ્રત્યક્ષ ભગવાન્ સામે હોવાથી જેવો વર્તાવ હોય, તેવો અર્ચાવિગ્રહની સામે નથી હોતો; કારણ કે વાસ્તવિક રીતે એની દૃષ્ટિમાં તે સ્થૂળ મૂર્તિ જ હોય છે, તે ભગવાનની તો એમાં કેવળ ભાવના જ કરે છે. આથી તે ભાવનાથી જે કાર્ય થવાની આશા રાખે છે, તે મૂર્તિથી નથી સધાતાં. આવા ભક્તોના સંકલ્પમાં જરા પણ શક્તિ નથી હોતી, કારણ કે એ વિગ્રહ એને માટે પ્રત્યક્ષ ભગવાન્ રૂપે હોતો નથી. આથી એની તુરત અન્તઃકરણશુદ્ધિ નથી થતી, તદુપરાંત યોગક્ષેમનો નિર્વાહ પણ નથી થતો. તેઓ તો અવતારવિગ્રહમાં પણ પ્રત્યક્ષ ભગવાનને પ્રત્યક્ષ નથી સમજતા તો પછી અર્ચાવિગ્રહનું તો પૂછવું જ શું! જેમ યાદવકુળમાં શ્રીકૃષ્ણ પ્રત્યક્ષ હતા, કિંતુ ઘણા થોડા લોક એમને ભગવાન્ સમજતા હતા. આથી યાદવો પણ બીજા લોકોની માફક જ રહ્યા. સમુદ્ર તો પરિપૂર્ણ છે, પરન્તુ મનુષ્ય એમાંથી પોતાના પાત્રાનુસાર જ જળ લઇ શકે છે, તે અધિક કેમ લઇ શકે! પરંતુ જો નાના પાત્રમાં વધારે પાણી ન આવે તો એમાં સમુદ્રના સમુદ્રત્વમાં કોઇ જાતનો વધો નથી આવતો, તે તો પૂર્ણ જ છે. આ રીતે જો ભગવાનથી કોઇ પૂરો લાભ ઊઠાવી ન શકે તો એથી એમની ભગવત્તામાં કોઇ જાતનો વધો આવતો નથી.

× × ×

પરોપકાર, પ્રિય વચન, પ્રેમાળ સ્વભાવ, પ્રભુભજન, પવિત્ર જીવન એ પાંચે ગૃહસ્થોના પરમ પુરુષાર્થ સમજો. પત્ની અને પુત્રપુત્રીઓ પ્રત્યેનું વર્તન સૌથી પહેલું ઉત્તમ હોય તો જ બહાર જઇ શકાય. પતિ એ પત્નીનો પ્રભુ છે. તેમજ પત્ની એ પતિની (અન્નપૂર્ણા દેવીસ્વરૂપે) પ્રભુ છે. બાળકો એ પ્રભુનાં પ્યારાં પુષ્પો છે. તેમના પર માલીકી–મોહ ન રખાય. જગતમાં સૌની ગરજ હોય તેમ વર્તો.

# અવતાર રહસ્ય

મૂળ લેખક : શ્રી કૃષ્ણ

અનુવાદક : શ્રી અર્જુન

જે સર્વવ્યાપક, શુદ્ધ, ચેતન, નિર્ગુણ, નિરાકાર અને અવ્યક્ત બ્રહ્મ છે તે જ વિશ્વરૂપથી સગુણ, સાકાર અને વ્યક્ત થાય છે. આ વિશ્વવ્યાપક બ્રહ્મને ઈશ્વર કહે છે. બ્રહ્મ ઈશ્વરની પરા વિભૂતિ છે. ઈશ્વર ત્રણ ગુણોના આશ્રયથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કાર્ય કરે છે. જ્યારે તે રજોગુણના આશ્રયથી ઉત્પત્તિનું કાર્ય કરે છે ત્યારે બ્રહ્મા કહેવાય છે. જ્યારે સત્ત્વગુણના આશ્રયથી પાલન-રક્ષણનું કાર્ય કરે છે ત્યારે વિષ્ણુ, અને જ્યારે તમોગુણના આશ્રયથી લયનું કાર્ય કરે છે ત્યારે શંકર કહેવાય છે. જ્યારે જીવ કોઈ આપત્તિમાં ફસાઈ જાય છે ત્યારે તે પોતાની રક્ષાને માટે વિષ્ણુભગવાનની પ્રાર્થના કરે છે અને તેઓ એની મનઃકામના પૂર્ણ કરે છે અને એને સહાય કરે છે. જ્યારે-જ્યારે અધર્મનો ઘણો વિસ્તાર થાય છે, ત્યારે-ત્યારે પોતાના ભક્તોના રક્ષણ માટે તેઓ અવતાર પણ લે છે. અવતારનું મુખ્ય કારણ ભક્તોનો સંકલ્પ જ છે, એના સંકલ્પ પૂરા કરવા માટે તેઓ પરિસ્થિતિને અનુસરીને જેવી આવશ્યકતા હોય છે એને અનુરૂપ અવતાર લે છે. ભક્ત પ્રહ્લાદને માટે, હિરણ્યકશિપુને પ્રાપ્ત થએલા વરદાનને અનુસરીને ભગવાનનો શ્રી નૃસિંહરૂપથી અને ધ્રુવને માટે શ્રી નારાયણરૂપથી અવતાર થયો. આ અવતારોનો હેતુ કેટલીક વખત ફક્ત એક જ ભક્તનો સંકલ્પ હોય છે અને કોઈક વાર ઘણાએ ભક્તોના સંકલ્પ હોય છે અને એ સંકલ્પો અનુસાર કોઈક વાર તો એક બે જ કાર્યો કરવાનાં હોય છે અને કેટલીક વાર ઘણાં નાનાંમોટાં કાર્ય કરવાનાં હોય છે. શ્રી નારાયણ-અવતાર ભક્ત ધ્રુવના સંકલ્પ માટે હતો અને એનું મુખ્ય કાર્ય એના સંકલ્પની પૂર્તિ કરવાનું જ હતું. શ્રી નૃસિંહ અવતારનો હેતુ પ્રહ્લાદના સંકલ્પ સિવાય બીજા ઘણાએ ભક્તોના સંકલ્પ હતા. હિરણ્યકશિપુનો અત્યાચાર ઘણો વધી ગયો હતો. અનેક લોકોને પોતાનાં ધર્મકાર્યો કરવામાં બાધ આવતો હતો. એથી ઘણા ભક્તોએ પ્રભુ-પ્રાર્થના કરી હતી. આ પ્રમાણે કાર્ય અનુસાર કોઈ અવતાર થોડા સમય માટે હોય છે અને કોઈ લાંબા સમય માટે. ધ્રુવ માટે શ્રી નારાયણનો અવતાર અને પ્રહ્લાદ માટે શ્રી નૃસિંહ-અવતાર થોડા સમય માટે થયો હતો. પરંતુ દશરથ, કૌશલ્યા, અને બીજા અનેક ભક્તો માટે શ્રી રામાવતાર તથા દેવકી, વસુદેવ જેવા એ સમયના અનેક ભક્તોને માટે શ્રી કૃષ્ણાવતાર લાંબા કાળ માટે થયો હતો. બીજા બધા અવતારો કરતાં શ્રીકૃષ્ણાવતાર બહુ જ મહત્ત્વપૂર્ણ છે. આ અવતારમાં ભગવાને ધર્મની રક્ષા અને અસુરોના સંહાર સિવાય જીવોની મોક્ષપ્રાપ્તિને માટે ઉપનિષદ્ જેવા ગહન ગ્રંથોનું મંથન કરીને એના સારરૂપ શ્રીમદ્ભગવદ્ગીતા જેવા મહત્ત્વપૂર્ણ અને સરલ ગ્રન્થની અવતારણા કરી અને એને અનુસાર પોતે આચરણ કરી બતાવ્યું. એઓશ્રીએ આ પ્રત્યક્ષ બતાવ્યું કે પૂર્ણજ્ઞાનયુક્ત વ્યવહાર કેવો હોય છે. એવા વ્યવહારમાં સ્વાભાવિક રીતે પૂર્ણ જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ આવી જાય છે. આ અવતારની મુખ્ય વિશેષતા છે. ભગવાનના પોતે આચરણ કરીને બતાવવાથી એમનો ઉપદેશ ઘણો જ સરળ અને પ્રભાવશાળી બન્યો છે.

ભગવાન કાર્યને અનુસરીને કોઈક વાર તો આ રીતે સ્વતંત્ર દેહ ધારણ કરીને અવતાર લે છે અને કોઈક વાર જ્યારે એવી આવશ્યકતા નથી હોતી, કોઈ સાધારણ કાર્ય હોય, તો બીજાના શરીરમાં આવિષ્ટ થઈને અવતીર્ણ થાય છે. એને આવેશાવતાર કહે છે. જ્યારે બીજાના દેહમાં ભગવાન આવિષ્ટ થઈ જાય છે, ત્યારે તે દેહધારી જીવને પોતાનું કશું ભાન નથી રહેતું. ભગવાન તે દેહદ્વારા પોતાનું કાર્ય સિદ્ધ કરી લે છે. આ સમય પર એના દેહની કાન્તિ બદલાઈ જાય છે. શરીર, નેત્ર, વાણી-બધું દિવ્ય બની જાય છે. કાર્ય પૂરું થવાથી ભગવાન અન્તર્ધાન થઈ જાય છે, અને તે જીવને ધીરે-ધીરે પોતાનું ભાન થવા માંડે છે. આ સમયે એને એક વિલક્ષણ આનન્દ અને શાન્તિનો અનુભવ થાય છે. પરંતુ ભગવાન જે કાર્ય કરી ગયા છે, એનું એને બીલકુલ જ્ઞાન નથી હોતું. તે શાન્તિ કેટલાક વખત માટે રહે છે. અને ફરીથી તે પ્રાણી જેમ પહેલાં હતો, લગભગ તેવો જ બની જાય છે. એનામાં કોઈ ખાસ પરિવર્તન નથી દેખાતું, કારણ કે આ અવતાર માટે એનો કોઈ સંકલ્પ નહિ હતો. ભગવાનનો આ આવેશાવતાર બીજાને માટે હતો, અને જેના સંકલ્પ માટે હતો એનો સંકલ્પ પૂરો થઈ ગયો. આ પ્રમાણે પ્રાણીઓમાં દેવી-દેવતાઓનો પણ આવેશ દેખાય છે. દેવી પોતાનું કાર્ય કરે છે, પરંતુ જેના દેહમાં તે પ્રવેશ કરે છે, એને પોતાનું ભાન નથી રહેતું. કોઈકોઈ વાર ખરી રીતે દેવી-દેવતાઓનો આવેશ ન હોવા છતાંય મનુષ્ય જે ઢોંગ કરે છે એ જુદી

સર્જનમાં તો મહેનત કરવી પડે છે, પરસેવો પાડવો પડે છે, તપ કરવું પડે છે. રૂઢિઓ–ચાલતા આવેલા રીતરિવાજો, બાહ્ય વિધિઓ, જીર્ણશીર્ણ સંપ્રદાયો પોતાની પકડમાં તેમને રાખી શકે છે. કારણ કે તેમાં જ તેમને સલામતી દેખાય છે; નવીન સાહસો માટે જોઈતાં જોમ, જોખમ, પ્રયોગશીલતા, જાગરૂકતા, ઉત્થાનશક્તિ, ખંત, આશાવાદ તેમનામાં હોતાં નથી. પરિણામે તેવા દેશમાં વેરઝેર, અદેખાઈ, ટંટાફિસાદ, કજિયા, સંકુચિતપણું, અસહિષ્ણુતા, અલ્પસંતોષ, મહત્ત્વાકાંક્ષાનો અભાવ, પરાક્રમશીલતાની શૂન્યતા, દૈન્ય–વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આવો દેશ કોઈ દિવસ ઉન્નતિને માર્ગે જાય દૈવવશાત્ તેને આઝાદી મળે તો પણ તેને પચાવી શકે નહિ.

આ રીતે વિચાર કરતાં હિન્દુસ્તાનને અત્યારે વધારેમાં વધારે જરૂર તેજસ્વિતાની છે. પછી તે તેજસ્વિતા માણસના પોતાના સ્વભાવ અનુસાર ભલે હિંસક પ્રકારની, ક્ષત્રિયની હોય કે અહિંસક પ્રકારની બ્રાહ્મણની હોય. અત્યારે ભારતદેશ કટોકટીના સમયમાંથી પસાર થઈ રહ્યો છે, માટે વ્યાવહારિક સિદ્ધિ માટે, રાજકીય સિદ્ધિ માટે, સામાજિક સંરક્ષણ માટે, ધર્મરક્ષણ માટે, ભારતીય સંસ્કૃતિના બચાવ અને પ્રચાર માટે, કળાસ્વરૂપોના નવનિર્માણ માટે આપણા દેશવાસીઓએ તેજસ્વી બનવાની જરૂર છે મુશ્કેલીઓથી હડબડી ન જતાં, હિંમતથી, આત્મવિશ્વાસથી તેમનો મુકાબલો કરવાની શક્તિ તેજમાંથી જન્મે છે. જો આપણે વ્યવહારના ક્ષેત્રમાં તેજસ્વી બની રાજકીય આઝાદીને પચાવી શકીએ નહિ, તો ધર્મની, નીતિની, આધ્યાત્મિકતાની, વેદાન્તશાસ્ત્રની–આ સઘળી મોટીમોટી વાતો માત્ર ઉપરચોટિયા, શુષ્ક પાંડિત્યની જ વાતો સાબીત થશે.

## જ્યોતિ જાગી

(રાગ–આજ મારી નણદીએ મ્હેણું માર્યું)



આજ મારા જીવનમાં જ્યોતિ જાગી!
આજ મારા જીવનમાં જ્યોતિ જાગી!

જ્યોતિમાં ભાનુ ને ઇન્દુનાં તેજ ભર્યાં
નવલખ તારલિયાનાં આછાં રશ્મિઓ પૂર્યાં
દીવો પેટાવ્યો ગયાં તિમિરો ભાગી....
આજ મારા જીવનમાં જ્યોતિ જાગી!

અમૃતની ધારભરી, દૃષ્ટિ તેં એવી કરી
ઉરમાં મધુરી કોક મુરલી વાગી
આજ મારા જીવનમાં જ્યોતિ જાગી!

જુગ જુગનાં અંધારાં પળમાં વિલીન થયાં;
આતમ ઉજાસ આજ કિરણો રેલી રહ્યા;
માયા ને મમતા કેરી નિંદર ત્યાગી
આજ મારા જીવનમાં જ્યોતિ જાગી!

—શ્રી રમણલાલ ભટ્ટ

# પ્રકાશના પુંજ

સંપાદક :
શ્રી હરિશંકર દલછારામ ત્રિવેદી.

## સાચું જ્ઞાન

જ્યાં જ્યાં નજર કરું છું ત્યાં પ્રભુ જ ભરેલો છે. પવનરૂપે પ્રભુ પ્રેમાલિંગન આપી રહ્યો છે, છતાં તને રોમાંચ નથી થતાં ? સૂર્યરૂપે પ્રભુ તને સ્પર્શી રહ્યો છે, છતાં તું પ્રભુને શોધે છે ? સદ્વિચારોરૂપી પ્રભુ અપરોક્ષ થઈ રહ્યો છે, છતાં તું સાક્ષાત્કાર માટેનાં સાધનો ખોળવા ફાંફાં મારે છે ! તારી સાક્ષાત્કારની વ્યાખ્યા શું છે; તેનો અર્થ તું સમજે છે ખરો ? તારે શું જડ આંખોથી જોવાય, જડ મન–બુદ્ધિથી મપાય એવા પ્રભુની જરૂર છે ? એવી કોઈ વસ્તુ મળશે, પણ પ્રભુ કોઈ બીજી વસ્તુ છે એમ તને લાગશે. મૂર્ખ ! પ્રભુની મહત્તા–સ્વરૂપ–વિભૂતિ એવા જડ માપથી મપાય નહિ. એને માટે તો બધી દિવ્ય ચીજો જોઈએ. અને તે દિવ્ય તારું જ્ઞાન –તું પોતે જ છે.

જ્ઞાન એ જ આત્મા છે, એ જ સાક્ષાત્કાર છે. જ્ઞાન પ્રાપ્ત કરવાનો રસ્તો વિચાર કરવો એ જ છે. એકાંતમાં, રમણીય સ્થળે, સ્વસ્થ શરીરે, સ્થિર આસને બેસી સાત્વિક ગુણ પ્રકટાવી વિચારો કર; વર્ષો સુધી વિચાર કર; તારું મૂળ શોધ; વિચારમય થઈ જા. અભ્યાસ પાડ કે વિચારમાં દેહભાન ન રહે, ને વિચારમાત્ર જ રહે. ત્યાં જ તને જોઈએ છે તે મળશે.

પ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવાની છે. પોતે પોતાને ઓળખવો છે. પછી તીર્થોમાં કે નદીઓમાં જવાથી જ સંતોષ માન્યે કેમ સિદ્ધિ પ્રાપ્ત થાય ?

## દયાસાગરની દયા

ગોપીઓ કહે છેઃ કનૈયો અમારાં મહી લૂટે છે, દાણ લેવા માટે ઝઘડા કરે છે, મારગ રોકે છે, ચીર ખેંચે છે, વસ્ત્ર હરણ કરે છે, અનેક પ્રકારે પજવણી કરે છે, અમારા મોતી–હાર લૂંટી જાય, ચૂડી પણ નંદવાઈ જાય, મર્યાદાનું ઉલ્લંઘન થાય, પણ તેને કાંઈ લાજ આવતી નથી. ટૂંકામાં અમારું સર્વસ્વ લૂટે છે અને અમોને પજવે છે. કુલપ્રતિષ્ઠા કે લોકલાજનું તો સત્યાનાશ વાળે છે, છતાં ગોપીઓનો પ્રાણાધાર પ્રિયતમ એ છે, દયાસાગરની દયાનું સાચું સ્વરૂપ અહીંયાં સમજાય છે. દિવ્ય વસ્તુઓ મેળવવા માટે તમામ પ્રિય સંસારી વસ્તુઓ, સુખો, સગાંઓ, સંબંધોનો ત્યાગ કરવો પડે. પ્રભુ સ્વયં એ વસ્તુઓને ઝુંટવી લે તેના જેવી દયા બીજી કઈ !

×

પ્રભુ દયાળુ મારું ખરું કલ્યાણ શામાં છે તે જાણે છે, જેથી વધુ સુંદર ચીજો–વધુ કલ્યાણકારી ભેટો આપવા માટે પૈસો, માન, સત્તા, પુત્ર, સ્ત્રી, માતા આદિ નકામાં રમકડાં લઈ લે છે. કારણ કે એ ચીજો પેલી દિવ્ય ચીજોનો આસ્વાદ લેવામાં આડખીલીરૂપ થાય છે. (નાકમાં ગંદકી ભરી હોય ત્યાંસુધી ફૂલની સુગંધ પણ મીઠી ન લાગે તેમ.) વળી એ ચીજો પેલી દિવ્ય ભેટોની પ્રાપ્તિ માટે મને અપાત્ર બનાવવા જ મથતી હોય છે. વાહ પ્રભુ ! તારી કૃપાનાં રહસ્યો તારા સાચા ભક્તો વિના કોણ સમજે ! ક્ષણેક્ષણ તું મારી સાચવણ કરે છે. જરૂર પડે ત્યારે તું માતાના સ્તનમાં મારા માટે દૂધ પેદા કરે છે. છતાંયે મને મૂઢને ગુજરાનની ચિંતા રહે છે ! જરૂર હોય છે ત્યારે તો તું પશુનો અવતાર પણ લઈ પ્રહ્લાદ જેવા ભક્તની રક્ષા કરે છે, છતાં મને રક્ષણની ચિંતા રહે છે ! સુષુપ્તિમાં રોજ સંભાળ લે છે ! છતાં મને ચિંતા રહે છે ! એ મારી અલ્પમતિ ક્યાં અને તારી મહાનુભાવતા ક્યાં ! મારી એવી અપાત્રતા છતાં ય તું દયાનિધિ દયા કરવા તત્પર છે એ તારી મોટપને કેમ માપી શકાય, દયાળુ !

## પ્રભુનું મંદિર

મંદિરમાં જાઓ છો ત્યારે દેવને નમો છો, મંદિરની પ્રતિષ્ઠા જળવાય તેમ વર્તો છો. જૂઠ, અપશબ્દો વગેરે મંદિરમાં ન બોલાય એમ માનો છો. સચ્ચિદાનંદ પ્રભુનું સાચું મંદિર તો આપણું શરીર છે. જેને ૧૦ દરવાજા છે. તેમાં આત્મરૂપે પ્રભુ બિરાજી રહ્યા છે. એ પ્રભુનાં દર્શન–વંદન કરનારને બહાર તીર્થોમાં, વનમાં કે પહાડોમાં જવું પડતું નથી. બીજા પ્રભુની શોધ કરવાની જરૂર રહેતી નથી. એ મંદિરને અશુદ્ધ ન કરાય, વધુ પડતો, ભારે, વિનાભૂખે માત્ર સ્વાદ ખાતર ખોરાક ખાઓ તેથી શરીરમાં–અશુદ્ધિ અને ગંદા રોગવિકારો થાય છે. આ રીતે શરીરરૂપી મંદિર અશુદ્ધ થાય છે. એને અશુદ્ધ કરનાર તમો આત્મદેવની ભક્તિનો

લેશ પણ પ્રેમ પામ્યા નથી. એ દેહમંદિરમાં કોઈ પણ ગંદો વિચાર, ખરાબ આચરણ કે અધર્મ ન થઈ શકે. ભોજન સ્વાદ ખાતર ખાઈ તેમાં ગંદકી કે રોગ દાખલ ન કરી શકાય, કારણ કે તે મંદિર છે.

### અર્પણ

મારાં દેહ, મન, બુદ્ધિ બધું ભગવાનનું છે. મારો તેના પર અધિકાર નથી. દેહને ભગવાનની સેવા વિના બીજા કાર્યમાં હું કેમ રોકી શકું ? દુનિયાનાં મારાં સર્વ કામો હરિઅર્પણ જ હોય-હરિસેવારૂપે જ થતાં હોય તો જ કરી શકાય. પ્રભુની ચીજ અપવિત્ર વિષયોમાં-મોજમાં કે મોહ-માયામાં કેમ વપરાય ? આંખથી પ્રભુદર્શન વિના બીજું જોવાય જ કેમ ? તેનો દુરુપયોગ તો થાય જ કેમ ? એમ થાય તો પ્રભુએ એ આંખ લઈ લેવી જ જોઈએ. અને એમાં જ તેની દયા રહેલી છે. જે પદાર્થથી બાળકને દાઝવાનો સંભવ હોય તે પદાર્થ તેની પાસેથી લઈ લેવો એ જ દયાળુનું કામ છે. કાન જો નિંદા અને જૂઠ સાંભળવામાં વપરાતા હોય, જીભ સ્વાદ ખાતર નિષિદ્ધ વસ્તુઓ આરોગતી હોય અને કઠોર ભાષણ કરતી હોય, ત્વચા સ્પર્શલોલુપતાથી અનીતિમાં દોરાતી હોય, તો તે બધાનું દાન કરનારી ભગવાનની દયાનો આપણે દુરુપયોગ કર્યો છે. કાનેથી હરિરસ પીવાય, જીભથી પ્રભુનો પ્રસાદ લેવાય અને તેના નામ-ગુણ ગવાય. તમાકુ, દારૂ, કે એવી કેફી ચીજો જે મારા સુંદર પ્રભુને અર્પણ ન કરી શકાય તે તો વપરાય જ કેમ ? પ્રેમી બધાનો ત્યાગ કરી શકે છે; માતા બાળકનું ધાવણ શુદ્ધ રહે તે માટે બધા સ્વાદ તજે છે.

મનથી પ્રભુનું જ ચિંતન થાય. જગતના સ્વાર્થી વિચારો કે વિષયી કલ્પનાઓ કરવાનો તેને અધિકાર શું છે ? બુદ્ધિથી પ્રભુનાં સ્વરૂપ, ગુણ, મહિમા, દયાનો જ નિશ્ચય થાય; કોઈને દુઃખ થાય તેવી કે મિથ્યા ચીજોની પ્રાપ્તિ માટે તેને વેડફી નાખવી યોગ્ય નથી.

• • પ્રભુ વિનાની ભાગ્નતોમાં આંખો આંધળી છે, કાન બહેરા છે, મન-બુદ્ધિ જડ છે, શરીર નિશ્ચેતન છે, એ જ સ્થિતિ સાચી છે. એ જ અનન્ય ભક્તિની સહાય છે.

પ્રભુ (આત્મા) વિના દેહ, મન, બુદ્ધિ જડ છે. તેમનું અસ્તિત્વ જ ક્યાં છે ? તેમનો ધારક, પોષક અને તેમને ચૈતન્ય આપનાર તો પ્રભુ (આત્મા) છે. તે પ્રભુથી દૂર જવાય, તેના દ્રોહી થવાય એવો પ્રયત્ન એ બધાં ન કરી શકે.

માટે મારાં સર્વ કાર્યો પ્રભુનાં જ કાર્યો થાઓ. તમામ પ્રવૃત્તિ (નિષ્કામતાથી) પ્રભુની સેવા અર્થે જ થાઓ. નિર્ભયતા આ રીતે જ આવી શકે. જગત પ્રભુનું જ સ્વરૂપ છે. અને એ પ્રભુ જ જગતરૂપે મારી યોગક્ષેમની વ્યવસ્થા કરી રહ્યો છે. હું નાહકની ચિંતા શાની કરું છું ? એ કૃપાસાગરની દયા કોઈ પણ હેતુ વિના પણ વરસી રહી છે—એવી સમજણ, વ્યવહાર કે ભક્તિમાં જેટલી વધુ નિષ્ઠા તેટલો જ તે વધુ સુખી.

### મનને

મન ! તું હવે મિત્ર બની જા. તો જ મારું પ્રેમપાત્ર થઈશ. આપણને બંનેને દિવ્ય લાભ મળશે. તારા વિશ્વાસે મારું નાવ ખૂબ ખરાબે ચઢયું અને ખૂબ અંધારામાં અથડાઈ મને આડે માર્ગે રખડાવ્યો. હવે તારો વિશ્વાસ મને નથી; તેં શત્રુની ગરજ સારી છે. હજારો જુગોથી મેં તને લાડ લડાવ્યાં પણ તું મારું હિતકર મિત્ર ન બન્યું. હજુ યે સમજી જા. પ્રભુની સહાયથી હું તને શત્રુ ગણી, પગ નીચે કચડી, કેદ કરી રાખું, તે પહેલાં તું મિત્ર બની મદદગાર થઈ જા તો મને, અને તેથી યે વધુ તને; સુખ, આનંદ, માન મળશે. તું જડ વસ્તુઓમાંથી આથી વધુ શી આશા રાખે છે !

મિત્રરૂપે તું મોક્ષનું કારણ છે; અમિત્રરૂપે બંધનનું. મેં હવે કમર કસી છે. કાં તો તું નહિ, કાં તો હું નહિ. મારું સત્યાનાશ વાળી મારી પાસેથી મઝાઓ ઉડાવનાર તું મઝાઓ નહિ મેળવી શકે. મારા પ્રિયતમ પ્રભુનો મને વિયોગ જ રહે એવા યત્નો કરીને તું મહાલી નહિ શકે.

### બધું મઝાનું

(પારનું પાર નહિ—લાભનો પાર નહિ)

બધા પર ખૂબ પ્રેમ કરો, દુષ્ટ, શત્રુ, મૂર્ખ, મિત્ર, શ્રીમંત, કુટુંબ, પારકાં, ગરીબ, દુઃખી, જડ-ચેતન સૌ પર ખૂબ પ્રેમ વરસાવો. તમે પ્રેમસ્વરૂપ જ છો એ વાત ક્ષણ પણ ન ભૂલો, જુઓ તો ખરા, શી મઝા આવે છે !

| પૂર્વ | મેષ અ-લ-ઈ | સિંહ મ-ટ | ધન ભ-ધ-ફ-ઢ |
|---|---|---|---|
| દક્ષિણ | વૃષભ બ-વ-ઉ | કન્યા પ-ઠ-ણ | મકર ખ-જ |
| પશ્ચિમ | મિથુન ક-છ-ઘ | તુલા ર-ત | કુંભ ગ-શ-ષ |
| ઉત્તર | કર્ક ડ-હ | વૃશ્ચિક ન-ય | મીન દ-ચ-ઝ-થ |

જે દિવસે જન્મ હોય તે દિવસે ચંદ્રમાની જે રાશિ હોય તે રાશિના અક્ષરો ઉપરથી નામ પાડવું. જેમકે મેષ રાશિના ચંદ્ર વખતે જન્મ છે તો અ-લ-ઈ અક્ષરો ઉપર નામ આવે એટલે અંબાલાલ, લલ્લુભાઈ, ઇશ્વરભાઈ વીગેરે સમજવું, તેમજ કોઠાની પહેલી લાઈનમાં પૂર્વ વિગેરે દિશાઓ છે તે મેષ,સિંહ,ધન રાશીની પુર્વ દિશામાં છે તેમ અનુક્રમે સમજવી તે પ્રમાણે જે દિશામાં ચંદ્ર હોય તે દિશામાં તથા જમણી બાજુની દિશામાં પરગામ જવાથી સુખ તથા લાભ થાય છે કાળ અને ચંદ્ર એકજ દિશામાં હોય તો તે મુહૂર્ત વધુ સારૂં માન્યું છે.

## પરદેશ જવા માટે ગોરખ આંકના કોઠામાં (૩-૧૩) (૪-૧૪) (૫-૧૫)

### — તિથિઓનું ફળ સરખું બતાવ્યું —

| કારતક | માગશર | પોષ | મહા | ફાગણ | ચૈત્ર | વૈશાખ | જેઠ | અષાઢ | શ્રાવણ | ભાદરવો | આસો | ફળ | પ્ર. ૧ | પ્ર. ૨ | પ્ર. ૩ | પ્ર. ૪ | પૂર્વ | દક્ષિણ | પશ્ચિમ | ઉત્તર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | સુખ | અર્થ | સુખ | શોક | સુખ | સુખ | ક્લેશ | ભય | દ્રવ્ય |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | મહાલાભ | ભય | કંકાસ | સુખ | ક્લેશ | શોક | નાશ | દરીદ્ર | ચીંતા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | કંકાસ | અ.લા. | સુખ | સુખ | હાની | દ્રવ્ય | દુઃખ | કષ્ટ | ધન |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ક્લેશ | ક્લેશ | ભલું | કંકાસ | વીનાશ | સંતાપ | સુખ | ધન | સુખ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | લાભ | સંકટ | કંકાસ | ભાગ્ય | સુખ | લાભ | દ્રવ્ય | ધન | સુખ |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ચીંતા | વીપતી | ક્લેશ | મીત્ર | અર્થ | ભય | લાભ | મરણ | દ્રવ્ય |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ભાગ્યો | વીઘ્ન | અર્થ | સુખ | સુખ | લાભ | કષ્ટ | લાભ | સુખ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | નેષ્ટ | • | • | • | • | • | સુખ | • | સુખ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | લાભ | અર્થ | ભાગ્ય | મીત્ર | સુખ | સુખ | લાભ | સીદ્ધી | કષ્ટ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | શોભા | વી.લા. | સંપૂર્ણ | મરણ | સુખ | ક્લેશ | કષ્ટ | દ્રવ્ય | ધન |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | કંકાસ | મરણ | અર્થ | કુશળ | મૃત્યુ | લાભ | હાની | • | માન |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | દ્રઃ લા. | મરણ | સુખ | સુખ | કુશળ | • | સુખ | મૃત્યુ | કષ્ટ |

મુસાફરીનું અને પ્રહર તથા દીશાઓનું ફળ જે માસની જે તીથીએ જે વખતે જે દીશામાં શુભ જણાય તે દિવસે તે વખતે તે દીશામાં પરગામ જવા માટે ગોરખઆંક જોવાય છે, અમાસ તીથી ત્યાગ કરવી.

**દિવસનાં ચોઘડીયાં**

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |


વિશ્વમંગલ માસિક મહાભારતાંક
(માસિક) માત્ર વાર્ષિક
વિશ્વમંગલ
મહાભારતાંક
તંત્રીશ્રી ભક્તિમાર્ગ કાર્યાલય અમદાવાદ


**રાત્રિનાં ચોઘડીયાં**

| રવિ | સોમ | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |

શુભ, અમૃત, લાભ, અતિશ્રેષ્ઠ, ઉદ્વેગ ચળ-મધ્યમ, કાળ, રોગ-કનિષ્ટ

**જનોઈનાં મુહૂર્તો**

માઘમાસમાં
શુદિ ૨ સોમવાર
શુદિ ૫ ગુરૂવાર
શુદિ ૧૨ ગુરૂવાર
વદિ ૫ ગુરૂવાર

જેઠ માસમાં
શુદિ ૫ બુધવાર
વદિ ૨ રવીવાર

**વિવાહના મુહુર્તો**

કારતક માસમાં
વ. ૧ બુ ઘ.૨૫ નં.ગો. રા.
વ. ૨ ગુરૂ ઘ. ૨૫ સુધી
વ. ૭ મં ઘ.૧૫થી૫૦સુધી
વ. ૯ ગુ. ઘ. ૩૬ સુધી
વ. ૧૨ શ. દિ. ગો. રા.

માગશર માસમાં
શુ. ૨ બુ. દિ. ગો. રા.
શુ. ૫ ર. દિ. ગો. રા.
શુ. ૬ સો. દિ ગો. રા.
શુ.૮ ગુ. ઘ ૨૨નં.૪૯સુધી
શુ. ૧૦ મંગળ દિ. ગો. રા.

પોષ માસમાં
વ ૧૨ મંગળ ઘ.૨૮ પછી

માઘમાસમાં
શુ. ૪ બુધવાર દિ.ગો.રા.
શુ. ૫ ગુરૂવાર દિ. ગો.રા
શુ. ૬ શુ. દિ. ગો. રા.
શુ. ૯ સો. ઘ. ૨૨ નંગો
વ. ૨ મ. ઘ. ૩૬ સુધી.
વ. ૫ ગુરૂવાર ગો.રા.
વ. ૬ શુક્ર ગો. રા
વ. ૧૦ મં. ઘ.૩૬ પછી ?

સૂચના:—શુક્રનો અસ્ત હોવાથી અને ગુરૂ નીચનો હોવાથી ચૈત્ર વૈશાખ અને જેઠમાં લગ્ન મુહૂર્ત નથી

## હે જીવ ! આ વખત તો વહી જશે

એક ગરીબ માણસે એક ધનવાન પાસે જઇને યાચના કરી. ધનવાને તેને કંઇક આપવાને બદલે નોકર પાસે ધક્કા મરાવીને કાઢી મૂક્યો. કેટલાક દિવસ પછી વખત પલટાયો. ધનવાનના પૈસાનો નાશ થયો અને ખાવાનુ ઠેકાણું રહ્યું નહિ.

ધક્કો મારનાર નોકર પછી એવા શેઠને ત્યાં રહ્યો હતો કે તેનું દિલ ગરીબને જોઇને દયાથી પીગળાઈ જતું.

પેલા ધનવાને ઘણો સમય દુઃખમાં પસાર કર્યો. એક દિવસ રાતના સમયે ઉપલા સજ્જનને બારણે કોઈ ભિખારીએ આવીને ભોજન માગ્યું. તરત જ પેલા સજ્જને નોકરને ભોજન આપવા આજ્ઞા કરી. નોકર ભોજન આપીને પાછો ફર્યો તે વખતે તેના નેત્રોમાંથી અશ્રુ વહી રહેલા જોઇ તે સજ્જને પૂછ્યું, "તું રડે છે કેમ ?"

નોકરે કહ્યું, "આ ભિખારીને જોઇને મને ઘણું જ દુઃખ થાય છે. એક વખત હું એનો નોકર હતો. જેની પાસે પુષ્કળ ધન-વૈભવ હતાં તે જ માણસને આજે બારણેબારણે ભીખ માગતો જોઇને મારૂં દિલ ભરાઈ આવે છે.

સજ્જને એ વાત સાંભળીને ગંભીરતાથી કહ્યું, "હે ભાઇ ! સંસારનું એ જ ગૂઢ રહસ્ય છે. હું પણ તે જ દીન માણસ છું કે જેને એ ધન-મદવાળા માણસે, તારી પાસે ધક્કા મરાવીને કાઢી મૂક્યો હતો."

# ગ્રાહકોની સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

### મુંબઈ

અમથાલાલ જમનાદાસ શાહ
જયવંત ની.પ્રેસ૪૪ સી.પી.ટેન્કપદેલેમાળે
શ્રી ગુજરાંકરભાઈ, દવેસોપ ડેપો કેચેડૂલ સ્ટ્રીટ-અનંતવાડીને નાકે મુંબઇ ૨
મહેન્દ્રરાય દયાશંકર શુકલ C/o સસ્તુ ઓષધ કાર્યાલય બાલાજીરોડ-સુરત
ભગવાનદાસ નગીનદાસ દાળવાળા બેગમપુરા ગોલવાડ સુરત.
બુકસેલર્સ દેસાઈ બ્રધર્સબજાર-ભરૂચ
પટેલ ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા
જગજીવનદાસ હરગોવનદાસ બુકસેલર ઘીમડા પોળના નાકે વડોદરા
મહાકાળી બેંગાલ સ્ટોર્સ, ન્યાયમંદિર પાસે, હનુમાન ચકલા, વડોદરા.
મધુસુદન ભાઇલાલ બુકસેલર પાદરા
પોપટલાલ પીતાંબરદાસ પાદરા
શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઇશ્વરભાઈ પાદરા
શાન્તીલાલ છોટાલાલ ભાયોદ
ચંદનસિંહજી ગુમાનસિંહજી રાઓલજી રાજપૂત હોસ્ટેલ ગોધરા
ચરોતર બુક સ્ટોલ સ્ટેશનરોડ આણંદ
ચીમનલાલ છોટાલાલ કંદોઇવાળા ઉમરેઠ
દુર્ગાપ્રસાદ શર્મા પખાલીવાડી
ભારદ્વાજ ભુવન બોરસદ
શાહ બ્રધર્સ -ડાકોર
ગોરધનદાસવલ્લભભાઈપટેલ(સર)કરમસદ
ઠક્કર ભુદરલાલ તેજસીભાઇ હારીજ
નારાયણભાઈ હરિરામ રાવલ મુ.ખાવડ
દયાળજી પરસોતમ મસીદ પાસે આણંદ
અમીનછોટાભાઈકાશીભાઇબજારમાંવીરસદ
હીનુભાઈ ભાઈલાલભાઈ માસ્તર ,,
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
પા.અંબાલાલ ડાહ્યાભાઇલખાવાડનડીઆદ
શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર ભાવસારવાડ ,,
કાલીદાસલલ્લુભાઈવસોકોપરેટીવબેંકવસો
મોતીભાઈ જેઠાભાઇ વડફળીયાપાસે પેટલાદ
નવનીતલાલઓચ્છવલાલદેસાઇકપડવણજ

### અમદાવાદ

મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની પોળ સોનીની પોળના મેડા ઉપર
શાહ સોમચંદ અંબાલાલ ધનીપાળી વાળા
નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ
મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે
શાન્તીલાલ છોટાલાલ ભટ્ટ ગોમતીપુર દરવાજા પાસે લીંબાડીપોળ
ભીખાભાઈ મખારામ બીપકર અમારવા-ચ્યુ. ટોરીના ડબા પાસે
નાગજીભાઈ મુળજીભાઈ પટેલ, સરસપુર, પડાખુની ચાલી, રૂમ નં. ૨૫૮
લક્ષ્મીચંદ કાશીદાસ પટેલ નવાવાડેજ
પૂંજાલાલ જેશંકર ત્રિવેદી ,,
વ્યાસ જયકૃષ્ણ છગનલાલ હરકાંતિવિદ્યા. પેઠ પુનાગોટી
પટેલ છોટાભાઇ ઇજ્જમભાઈ ધરમજ
શાંકરલાલ જોઇતારામ દીક્ષિત સત્યનારાયણના મંદિર પાસે કલોલ
ગુજરાત જનરલ ટ્રે.કમ્પની-મહેસાણા.
હરીભાઇ ન્યુસ એજન્ટ મહેસાણા
હરગોવનદાસ લાલાભાઈ સીદ્ધપુર
કૃષ્ણરાવ ગોપાળરાવ ચીટનીસ પાટણ
રામજીદાસ બોધવજી મજુરા
દેસાઈ ગુલાબસિંહ ભગતસિંહ
ધી નેશનલ બુકસ્ટોલ વીઠ્ઠલભાઈ પટેલરોડ
અંબાજી માતાપાસ વીરમગામ
નારાયણભાઇપ્રેમચંદગાંધીબજાર ધોળકા
ગોરધનદાસછોટાલાલમોદવાડાપીરીધંધુકા
હર્ષદરાયમણીલાલશાહબુટાલવાડામોડાસા
મણીલાલ બ.શાહ લો. બી.ઓફીસ
હીરાનચંદ એન્ડ. કો. સરૌટી (યુગાન્ડા)
હનુમાન આઇમઓફસન.૧૧૨૧ નૈરોબી
ડી. પી. ભગત પો.બો.૨૪૧મો.બાસા
જેઠાલાલ પી. ન્યુસપેપર એ. જામનગર
ડા. કાનજીભાઇ દામજીભાઈ અંદરજી લગસીભાઇ રેયા નાકા પાસે, રાજકોટ
રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી શાહપુર
નરભેરામ પુંજાજી ઠક્કર વાંકાનેર
કાનસીંગ રામસીંગ દેહલવાળા-ધ્રાંગધ્રા
જગજીવન બુક ડીપો, વઢ્વ.ણ કેમ્પ
કામેશ્વર પુસ્તકાલય અમરેલી
નાનાલાલ ત્રીભોવનદાસ પંડ્યા બોટાદ
ત્રિવેદી પ્રભાશંકર જયશંકર ગોંડળ
દેસાઈ પરષોત્તમદાસ હીરાભાઇ કાનોર

## હે જીવ ! આ વખત તો વહી જશે

એક ગરીબ માણસે એક ધનવાન પાસે જઈને યાચના કરી. ધનવાને તેને કંઈક આપવાને બદલે નોકર પાસે ધક્કા મરાવીને કાઢી મૂક્યો. કેટલાક દિવસ પછી વખત પલટાયો. ધનવાનના પૈસાનો નાશ થયો અને ખાવાનું ઠેકાણું રહ્યું નહિ.

ધક્કો મારનાર નોકર પછી એવા શેઠને ત્યાં રહ્યો હતો કે તેનું દિલ ગરીબને જોઈને દયાથી ભીંજાઈ જતું.

પેલા ધનવાને ઘણો સમય દુઃખમાં પસાર કર્યો. એક દિવસ રાતના સમયે, ઉપલા સજ્જનને બારણે કોઈ ભિખારીએ આવીને ભોજન માગ્યું. તરત જ પેલા સજ્જને નોકરને ભોજન આપવા આજ્ઞા કરી. નોકર ભોજન આપીને પાછો ફર્યો તે વખતે તેના નેત્રોમાંથી અશ્રુ વહી રહેલાં જોઈ તે સજ્જને પૂછ્યું, "તું રડે છે કેમ ?"

નોકરે કહ્યું, "આ ભિખારીને જોઈને મને ઘણું જ દુઃખ થાય છે. એક વખત હું એનો નોકર હતો. જેની પાસે પુષ્કળ ધન-વૈભવ હતાં તે જ માણસને આજે બારણેબારણે ભીખ માગતો જોઈને મારું દિલ ભરાઈ આવે છે.

સજ્જને એ વાત સાંભળીને ગંભીરતાથી કહ્યું, "હે ભાઈ ! સંસારનું એ જ ગૂઢ રહસ્ય છે. હું પણ તે જ દીન માણસ છું કે જેને એ ધન-ગર્વવાળા માણસે, તારી પાસે ધક્કા મરાવીને કાઢી મૂક્યો હતો."

## ગ્રાહકોના સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

**મુંબઈ**

અમથાલાલ જમનાદાસ શાહ
જયવંત ગો. પ્રેસ ૪૪ સી. પી. ટેન્ક પઠેલેમાળે
શ્રી મુગટશંકરભાઈ, દવેસોપ ડેપો કેથેડ્રલ
સ્ટ્રીટ-અનંતવાડીને નાકે મુંબઈ ૨
મહેન્દ્રરાય દયાશંકર શુક્લ C/O સસ્તુ
ઔષધ કાર્યાલય બાલાજીરોડ—સુરત
ભગવાનદાસ નગીનદાસ દાળવાળા
બેગમપુરા ગોલવાડ સુરત.
બુકસેલર્સ દેસાઈ બ્રધર્સ બજાર—ભરૂચ
પટેલ ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા
જગજીવનદાસ હરગોવનદાસ બુકસેલર
લોમડા પોળના નાકે વડોદરા
મહાકાળી જેંગાલ સ્ટોર્સ, ન્યાયમંદિર
પાસે, હનુમાન ચકલા, વડોદરા.
મધુસુદન ભાઈલાલ બુકસેલર પાદરા
પોપટલાલ ઠાભણદાસ પાદરા
શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઈશ્વરભાઈ પાદરા
શાન્તિલાલ છોટાલાલ-બાલોદ
ચંદનસિંહજી રૂમાનસિંહજી રાઓલજી
રાજપૂત હોસ્ટેલ ગોધરા
ચરોતર બુક સ્ટોલ સ્ટેશનરોડ આણંદ
ચીમનલાલ છોટાલાલ મંડાવાળા ઉમરેઠ
દુર્ગાપ્રસાદ શર્મા પખાલી'રી
ભારદ્વાજ ભુવન મોરબી
શાહ બ્રધર્સ —ડાકોર
ગોરધનદાસવલ્લભભાઈપટેલ(સા)કરમસદ
ઠક્કર મુલચંદલાલ તેજસીભાઈ હારીજ
નારાયણભાઈ હરિરામ રાવલ મુ. ખાવડ
દયાલજી પરસોતમ મસીદ પાસે સારંગ
અમીનછોટાભાઈ કાશીભાઈબજારમાં બોરસદ
હીનુભાઈ ભાઈલાલભાઈ માસ્તર ,,
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
પા. અંબાલાલ ડાહ્યાભાઈલખાવાડનડીઆદ
શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર ભાવસારવાડ ,,
કાલીદાસલલ્લુભાઈવિસોકોપરેટીવબેંકવસો
મોતીભાઈ જેઠાભાઈ વડકુવાપાસે પેટલાદ
નવનીતલાલઓચ્છવલાલદેસાઈકપડવણજ

**અમદાવાદ**

મહારાજશ્રી સીતારામજી શર્મા માંડવીની
પોળ સોનીની પોળના મેડા ઉપર
શાહ સોમચંદ અંબાલાલ ઘડીયાળી તથા
નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ
મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે
શાન્તીલાલ છોટાલાલ ભટ્ટ
ગોમતીપુર દરવાજા પાસે લીંબાટીશેરી
ભીખાભાઈ સખારામ ખિપકર
અસારવા-મુ. ઠાકોરના ડબા પાસે
નાગજીભાઈ મુળજીભાઈ પટેલ,
સરસપુર, પકાણુની ચાલી, રૂમ નં. ૨૫૮
લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ નવાવાડજ
પુંજાલાલ જેશંકર ત્રિવેદી ,,
વ્યાસ જયકૃષ્ણ છગનલાલ ૮૨૩ દિવાન
પેઠ પુનાસીટી
પટેલ છોટાભાઈ હજમભાઈ ધરમજ
શંકરલાલ જોઈતારામ દીક્ષિત
સત્યનારાયણના મંદિર પાસે ડભોડા
ગુજરાત જનરલ ટ્રે. કંપની-મહેસાણા.
હરીભાઈ ન્યુસ એજન્ટ મહેસાણા
હરગોવનદાસ હાલાભાઈ સીદ્ધપુર
કૃષ્ણરાય ગોપાળરાવ ચીટનીસ પાલણ
શામળદાસ ઓધવજી મહુવા
દેસાઈ ગુલાબસિંહ ભગતસિંહ
ધી નેશનલ બુકસ્ટોલ વીઠ્ઠલભાઈ પટેલરોડ
અંબાજી માતાપાસ વીરમગામ
નારાયણભાઈપ્રેમચંદગાંધીબજાર પોળકા
ગોરધનદાસછોટાલાલમોઢવાડાશેરીધંધુકા
હર્ષદરાયમણીલાલશાહબુટાલવાડામોડાસા
મણીલાલ બ. શાહ સે. બો. ઓફીસ
હીરાનચંદ એન્ડ. કો. સ્ટેટી (યુગાન્ડા)
હનુમાન આશ્રમબોક્સનં.૧૧૨૧ નૈરોબી
ડી. પી. ભગત પો. બો. ૨૪૧ મો-બાસા
જેઠાલાલ પી. ન્યુસપેપર એ. જામનગર
ઠા. કાનજીભાઈ દામજીભાઈ અંદરજી
તળસીભાઈ રૈયા નાકા પાસે, રાજકોટ
રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી રાજપુર
નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર
કાનસીંગ રામસીંગ હોટલવાળા-ધ્રાંગધ્રા
જગજીવન બુક ડીપો, વઢવાણ કેમ્પ
કામેશ્વર પુસ્તકાલય અમરેલી
નાનાલાલ ત્રીભોવનદાસ પંડ્યા બીલાર
ત્રિવેદી પ્રભાશંકર જયશંકર થોળ
દેસાઈ પરસોતમદાસ હીરાભાઈ સાનોર

ॐ હરે રામ હરે રામ રામ રામ હરે હરે; હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે


: વાર્ષિક લવાજમ :
રૂા. ૫—૪—૦
પાકું બાઇન્ડીંગ
રૂા. ૬—૪—૦

તંત્રી:
ભગનલાલ છોટાભાઇ દેસાઇ

હિંદ બહાર
રૂા. ૭—૮—૦
પાકું બાઇન્ડીંગ
રૂા. ૮—૮—૦


## વિષય સૂચિ



**જરૂરી સૂચનાઓ—**

૧. ગ્રાહકોએ પોતાનું નામ-ઠેકાણું સ્પષ્ટ લખવું જોઈએ, અને પોતાનો ગ્રાહકનંબર લખવાનું ભૂલવું ન જોઈએ.

૨. પત્રનો જવાબ મેળવવા માટે રીપ્લાયપોસ્ટકાર્ડ કે ટીકીટ મોકલવી જરૂરી છે.

૩. ગ્રાહકોએ મનીઓર્ડરથી જ લવાજમ મોકલવું જોઈએ. વી. પી. મંગાવવાથી કેટલીકવાર મહીને દોઢ મહીને મળે છે. વી. પી. અને મનીઓર્ડર બન્નેનો ખર્ચ એક જ છે; માત્ર વી. પી. મોકલવાની વ્યવસ્થામાં શ્રમ વિશેષ પડે છે.

અંક તા. ૧૦ મી સુધીમાં ન મળે તો પોસ્ટકાર્ડ લખી મંગાવી લેવો.

**લખો—શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, પો. બો. નં. ૬ અમદાવાદ.**


શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપસ ક્રોસરોડ અમદાવાદ | મુદ્રક અને પ્રકાશક દેસાઈ ભગનભાઈ છોટાભાઈ | શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય, સલાપસ ક્રોસરોડ, રીલીફ રોડ-અમદાવાદ



सत्संगं जनयत्परात्मविषये भक्तिं समुद्वर्धयत् । कामोद्वेगकुमार्गदम्भजनकं साहित्यमुन्मूलयत् ।
धर्मद्वेषमनुक्षणं प्रशमयत्सन्दर्शयत्सद्गतिं, संजातं खलु 'विश्वमंगल'–मापाकर्तुं जगद्दुर्गतिम् ॥

વર્ષ ૧૨ મું. : માર્ગશીર્ષ–૨૦૦૫ : ડીસેમ્બર–૧૯૪૮ : અંક ૯ મો



# ભકત-ભયભંજન ભગવાન

( મારું રણ તમે છોડાવો રે, રણછોડ! ગાયા...રામ. )

એ ભકતોનો ભયહારી રે, શામળિયોજી,
ભકતો પર જાતો વારી રે, શામળિયોજી....એ....(૧)

દુનિયાને ખૂણે ખૂણે, ઊભો છે કેડ બાંધી,
ઊભો છે સુરતા સાંધી રે, શામળિયોજી....એ....(૨)

પ્રેમીને કાજે દે છે, એ લાજ–શરમને છોડી,
એ તો જાતો દોડી દોડી રે, શામળિયોજી....એ....(૩)

ભકતોની જે જે ઈચ્છા, એ પૂરણ કરતો,
એ પાછળ પાછળ ફરતો રે, શામળિયોજી....એ....(૪)

'પુનિત' પ્રેમી જનને, વ્હાલોજી ના વિસારે,
ભવપાર કરી ઊતારે રે, શામળિયોજી....એ....(૫)

શ્રી 'પુનિત'



# સમ્પાદકીય

કોઇ પણ દેશની, કોઈ પણ કુટુમ્બની કે કોઇ પણ માણસની ખરેખરી ઉન્નતિ તેટલી જ ગણી શકાય કે જેટલી ઉન્નતિ તેણે નીતિને રસ્તે ચાલીને પ્રાપ્ત કરી હોય. તેવી જ ઉન્નતિ મનુષ્યને ખરેખરું સુખ અને સન્તોષ આપી શકે છે અને તેનો ઉદ્ધાર કરી શકે છે. અનીતિથી તો ચોર, લૂંટારાઓ, કાળા બજારીઆઓ અને એવા અન્યાયી પ્રપંચો ગોઠવનારાઓ સહેજમાં સમ્પત્તિવાળા થઇ જાય છે. પરન્તુ એવી સમ્પત્તિના એ ખરેખરા અધિકારી હોતા નથી. અધિકાર વગરની આવી સમ્પત્તિથી આ લોકો થોડી વાર ચમચમાટ અને હવાતિયાં મારી લે છે અને પછી તેનું શું પરિણામ આવે છે તેનો તેઓ લોકોને બોધપાઠ આપતા જાય છે. અનીતિથી પાંડવોની સમ્પત્તિ લઇ લેવાનું શું પરિણામ આવ્યું તે દુર્યોધને આપણને બતાવ્યું છે. શરૂઆતમાં તો અનીતિની સમ્પત્તિ મધ જેવી મીઠી લાગે છે; પરન્તુ તેના મૂળમાં, પડી ભાગવાનું અને તે મનુષ્યની ભયંકર દુર્દશા કરવાનું બીજ રહેલું હોય છે. આ જગતની અને મનુષ્યની આબાદીનું મૂળ ભગવાનના નીતિમય સ્વરૂપમાં છે અને તેના નાશનું મૂળ અજ્ઞાનના અનીતિમય સ્વરૂપમાં છે.

આમ છતાં પણ આપણા દેશનો મોટો સમાજ હાલ દુર્યોધનના માર્ગને પસંદ કરી રહ્યો છે, આપણા પૂર્વજોએ આપેલા નીતિના વારસાને તે ફગાવી દઇ રહ્યો છે અને વિનાપરિશ્રમે એકદમ વધુ સમ્પત્તિવાન થઇ જવાના પ્રયોગો ખેલી રહ્યો છે. પરંતુ આમાંથી દેશની કે આ સમાજની સ્થાયી આબાદી ઉત્પન્ન થવાની નથી. દુર્યોધનનો આ રોગ આપણામાં ઘણાખરાને લાગેલો જ હોય છે. અને તેનો ઉપાય એ જ છે કે આપણે આપણા વ્યવહારમાં નીતિ ઊતારવી જ જોઇએ. ભલે શરૂઆતમાં તે આપણને કડવી જણાય, પણ છેવટે તે જ આપણને કાયમી મીઠાં ફળ આપશે. ધર્મરાજ યુધિષ્ઠિરે અને પૂ૦ બાપુજીએ તેમના વહાલા દેશબન્ધુઓ માટે આ જ હિતકર માર્ગ ઉપદેશ્યો છે.

આ નીતિ ભારતના પુત્રોમાં સંસ્કારપરંપરાથી ઊતરેલી હોવાથી તેઓ અંતરથી તેને જો કે ચાહતા હોય છે, છતાં હાલમાં પરદેશીઓએ ફેલાવેલી હવાથી તેઓ આચરણ અવળાં કરી રહ્યા છે. પરન્તુ આ રીતે તે ખામીને દૂર કરવી જ પડશે. આપણે ગમે તેટલી ઇશ્વરભક્તિ કરીએ, ગમે તેટલું ધાર્મિક વાચન કે સંસર્ગ રાખીએ પણ જો આપણા આચારમાં નીતિ ન હોય તો તે બધું પાયા વગરના મહેલ જેવું છે, નિરાધાર છે.

ધર્મના નીતિના સંસ્કારને લીધે આજે જનતા વિશ્વમંગલનો અદ્વિતીય આદર કરી રહી છે, પણ વાચકોએ સમજવું જોઇએ કે નીતિનો પાયો દૃઢ કરવો એ જ વિશ્વમંગલનું કામ છે. વાચકો પોતાના અંતરમાં નીતિ પ્રત્યે આદર કરીને તેને જો વ્યવહારમાં અને વર્તનમાં ઊતારે તો જ તેઓએ વિશ્વમંગલ પ્રત્યેનો સાચો આદર સિદ્ધ કર્યો ગણાશે. આપણા મનમાં એવો દૃઢ વિશ્વાસ હોવો જોઇએ કે આપણે નીતિના શસ્ત્રથી જ આખા વિશ્વની સમ્પત્તિને જીતી લઇશું. નીતિનું શસ્ત્ર શરુઆતમાં લગારય પ્રયત્ન અને સહનશક્તિ માગે છે પણ તેનું જ ફળ શાશ્વત સુખ આપનાર થાય છે.

આ નીતિના સંસ્કારોનો મહાપ્રાણ ભારતીય પ્રજાજનોમાં પૂરવામાં વિશ્વવિજયી ગ્રન્થ મહાભારત પ્રમુખ સ્થાન ધરાવે છે. એથી જ પૂ. બાપુજીએ મહાભારતને 'અમૂલ્ય રત્નોની અખૂટ ખાણ' કહ્યું છે. અમારા ઉપર એક મહોદય લખી જણાવે છે કે **'તમારો રસપ્રદ મહાભારતાંક વાંચતાં મને મારા જીવનમાંથી અશુભ તત્ત્વો કાઢી નાખવાની એવી સરસ ચાવીઓ મળી છે કે તેનો વિચાર કરતાં મને સો મણ સોનું મળ્યા જેટલો હર્ષ થાય છે. મારા જીવનને ધરમૂળથી ફેરવી નાખી અમૃતને પ્રાપ્ત કરવાનો રસ્તો આથી મને સરળ રીતે દેખાઇ રહ્યો છે.'**

મહાભારતના પ્રથમ ખંડમાં તો હજુ મહાભારતના મહારસોને વહેવાની રંગભૂમિ જ રચાઇ છે, તેના રસોનો પ્રવાહ વહેવડાવનાર બીજો ખંડ હવે તૈયાર થઇ રહ્યો છે. બીજા ખંડમાં આગળના બીજા ચાર

પર્વોનો સમાવેશ થશે : ઉદ્યોગપર્વ, ભીષ્મપર્વ, દ્રોણપર્વ અને કર્ણપર્વ. આ બીજા ખંડમાં જગતના સર્વશ્રેષ્ઠ જ્ઞાનગ્રન્થ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો સમાવેશ થાય છે. ગીતાની આજુબાજુનો સંબંધ આમાં જોવા મળશે. તેમજ ગીતા કેવળ ભાવાર્થરૂપે જ ન આપતાં આમાં અમે સંસ્કૃત શ્લોકો સાથે લેવાના છીએ. ગીતાના વિવિધ પ્રસંગોનાં ૫૬ ચિત્રો સાથે ગીતા આમાં અપૂર્વ રૂપમાં જોવા મળશે. ભીષ્મ, દ્રોણ, કર્ણ, તથા અભિમન્યુ, ઘટોત્કચ અને અર્જુનનાં ભીષણ પરાક્રમોના મહારણસંગ્રામો જોવા મળશે, ભગવાન શ્રીકૃષ્ણની અને દુર્યોધનની રાજનીતિનો પરિચય મળશે, મહાબુદ્ધિમાન વિદુરજીએ ધૃતરાષ્ટ્રને ઉપદેશેલ નીતિ–વિદુરનીતિનો ઉપદેશ મળશે, બ્રહ્માના પુત્ર પરમ મહર્ષિ સનત્સુજાતનું બ્રહ્મજ્ઞાન જાણવા મળશે. તે ઉપરાન્ત અનેક અદ્‌ભુત ઇતિહાસો આમાં રજુ થએલ છે.

ધર્મમય નીતિનું આચરણ કરવું અને તેનો પ્રચાર કરવો તે મનુષ્યમાત્રનું કર્તવ્ય છે. જે સુજ્ઞ ગ્રાહકો આ સમજે છે તેઓ તો નિઃસ્પૃહ રીતે જ વિશ્વમંગલને સહકાર અને સહાય આપી રહ્યા છે અને પોતાના વર્ગમાં વિશ્વમંગલની ધર્મપ્રસાદી પહોંચાડી તેના ગ્રાહકો બનાવતા રહ્યા છે. છતાં વિશ્વમંગલ આપણા એવા સમાજને પણ જાગૃત કરવા જાય છે કે જેઓમાં ધર્મ અને નીતિના સંસ્કારો સાવ અસ્પષ્ટ થઈ ગએલા છે. જેમ માતા બચ્ચાનો રોગ દૂર કરવા માટે ગોળ આપીને દવા ખવડાવે છે તેમ તેવા સમાજને કોઈ પણ રીતે ધર્મ પ્રત્યે વાળવા અને તેઓમાં ધર્મનો રસ ઉત્પન્ન કરી તેમને નીતિમય બનાવવા વિશ્વમંગલ પંચાંગ, કેલેન્ડર વગેરેના નિર્દોષ પ્રલોભનો મૂકે છે. આથી સામાન્ય ભાવિકોનો એક યા બીજી રીતે ધર્મમાં જ સંસર્ગ થતો હોઇ પરિણામે તે કલ્યાણકારક જ થાય છે.

મહાભારતાંક જેવો કાયમ ઉપયોગી ગ્રંથ ગ્રાહકો પાકા બાઇન્ડીંગનો જ પસન્દ કરે છે. તેથી અમે હવેથી પાકા બાઇન્ડીંગના અંકો પહેલેથી જ વધારે પ્રમાણમાં તૈયાર રાખીશું કે જેથી તેની ઇચ્છાવાળા ગ્રાહકોને ગઇ વખતની જેમ વિલમ્બ સહન ન કરવો પડે.

ચાલુ વર્ષનો મહાભારતાંકનો પ્રથમ ખંડ પણ હવે રૂ. ૬–૪–૦ લવાજમ ભરી ગ્રાહક થઇને પાકા બાઇન્ડીંગનો મેળવી શકાય છે. આ ઉપરાંત પ્રથમ ખંડ છુટક પણ રૂા. ૩–૮–૦ની કિંમતે મળી શકે છે, પાકા બાઇન્ડીંગના રૂા. ૪–૮–૦. બહારગામથી મંગાવનારે પોષ્ટેજના ૦–૮–૦ વધુ મોકલવા.

ચારે ખંડો માટે ચાર વર્ષનું સામટું લવાજમ રૂા. ૨૦–૦–૦ ભરીને ગ્રાહક થનાર મહાભારતના ચારે ખંડો પાકા બાઇન્ડીંગના મેળવી શકે છે. હજુ પણ સામટા ગ્રાહકો નોંધવામાં આવે છે. જેઓને મહાભારત આખું પાકા બાઇન્ડીંગનું મેળવવું હોય તેઓ સામટા ગ્રાહક થવાની આ યોજનાનો લાભ લઇ શકે છે.

## કલ્યાણ ગ્રન્થમાળા સંબંધી

ગ્રન્થમાળાના પ્રથમ પુસ્તક 'સ્તુતિકુંજ' પછી બીજા પુસ્તક તરીકે 'શ્રી રામકૃષ્ણ કથામૃત ભાગ ૧' પસન્દ કરવામાં આવ્યું છે. પરમહંસ દેવની આ જ્ઞાનવાણી હાલમાં મળી શકતી નથી તેથી તેના ગ્રાહકો ગ્રન્થમાળા દ્વારા આ અપ્રાપ્ય પુસ્તકને મેળવી શકશે.

### ત્રિરંગી કેલેન્ડર ભેટ

વિશ્વમંગલના આઠમા અંક–દીવાળી અંકના ટાઇટલ ઉપરના ચિત્રવાળું આ કેલેન્ડર મોટી સાઇઝના સુશોભિત જાડા આર્ટ કાર્ડ ઉપર છાપવામાં આવેલું છે. જે ગ્રાહક એક નવો ગ્રાહક વધારી આપે તેને આ ભેટ મોકલવામાં આવે છે. ગ્રાહકોનું નામ દીવાળી-અંકમાં મૂકેલ કાર્ડમાં ભરીને મોકલવું અથવા પોતાનો ગ્રાહકનંબર જણાવવો.

# મહાભારતની ભૂમિકા



લેખક :
શ્રી જયનારાયણ ભટ્ટ,
વેદાન્તશાસ્ત્રી

સર્વ ભૂતોમાં તેમ સર્વ વિભૂતિઓમાં પરમાત્મા સમાનરૂપે રહેલો છે તે વસ્તુ ગયા લેખના અંતમાં કહેવાઈ. ભગવાનનું પોતાનું જ વર્ચન છે કે **समोऽहं सर्वभूतेषु।** છતાં જે લોકો અમુક અવતાર જ ભગવાનનો અને બીજા નહિ; અમુક વિભૂતિજ ભગવાનની અને બીજી નહિ એવું સમજી રહ્યા છે તેઓની સમજણ ખુદ ભગવાનના જ વચનથી વિરુદ્ધ જાય છે.

> **यद्यद् विभूतिमत् सत्त्वं श्रीमदूर्जितमेव वा ।**
> **तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसम्भवम् ॥**

ભગવાન દુનિયાનાં સામાન્ય ભૂતોની–પ્રાણીઓની વચ્ચે એક વિશિષ્ટ ભૂત–વિભૂતિ તરીકે પોતાની વિશિષ્ટ લીલા–મહાભારત પ્રકટ કરવા માટે અવતતીર્ણ થાય છે. છતાં કોઈ પણ વિભૂતિમાં તે પૂરેપૂરો બંધાઈ જતો નથી, પૂરેપૂરો સમાઈ જતો નથી. ભગવાનમાં ખુબી એ છે કે ગમે તેટલાં સ્વરૂપોમાં ઊતરવા–પ્રકટ થવા માટે તેને પોતાના સ્વરૂપમાંથી સહેજ પણ ખર્ચ કરવું પડતું નથી. અથવા પોતાના સ્વરૂપને સહેજ પણ છોડવું પડતું નથી, પોતાના સ્વરૂપમાંથી સહેજ પણ ખસવું પડતું નથી. આથી જે લોકો તેને રામ કે કૃષ્ણ કે શિવ–વિષ્ણુ જેવી એક જ વિભૂતિથી માપી લેવા ઇચ્છે છે તેઓ ભગવાનના અવિનાશી અવ્યય પૂર્ણ સ્વરૂપને પામી શકતા નથી. આ બધી વિભૂતિઓમાં થયેલા ભગવાનના આવિર્ભાવો દ્વારા ભગવાનના સ્વયંપૂર્ણ સ્વાભાવિક સ્વરૂપનો આપણે માત્ર ખ્યાલ જ બાંધી શકીએ. કોઈ પણ એક વિભૂતિમાં આપણે તેને સંપૂર્ણ સમાઈ ગયેલો ગણી શકીએ નહિ. તે એક જ તત્ત્વ પોતાની અવિદ્યાશક્તિદ્વારા જીવોના રૂપમાં પ્રકટ થાય છે અને જીવોમાં અવિદ્યાનો ભેદ ઊભો કરી બીજી બાજુ પોતાની વિદ્યાશક્તિદ્વારા પોતાની પ્રચણ્ડ વિભૂતિઓને આવિભૂત કરી છવોને આશ્ચર્યચકિત કરતો પોતાના જગન્નાટકમાં અવનવાં દશ્યોના રંગ પૂરતો રમી રહ્યો હોય છે. એક કાળે તે રાવણના જેવાં ત્રિલોકને કંપાવતાં રાક્ષસી બળોને ઊભાં કરી તેમની સામે રામ જેવાં દૈવી બળોનો પરિચય અપાવે છે. એક કાળે તે ઉન્મત્ત ક્ષાત્રત્વને પરશુરામ થઈને રોળે છે, એક કાળે તે દુર્યોધનાદિના આગળ યુધિષ્ઠિરને મૂકીને ધર્મનીતિ અને અધર્મનીતિનું સ્વરૂપ ઓળખાવે છે, અસ્ત્રશસ્ત્રોની પરાકાષ્ઠા દર્શાવતા મહારણસંગ્રામ ઊભા કરે છે, પૃથ્વીરાજ અને પ્રતાપના વખતની અટંકી રજપુતશાહીને ચમકાવે છે, મોગલશાહી, પેશ્વાઈ અને અંગ્રેજી સત્તાઓના પતંગો ચગાવે છે. આવી રીતે એક અવિચલ તત્ત્વ ભિન્નભિન્ન પ્રકારના લીલાવિહારો કરી રહ્યું છે.

આ વિચલ તત્ત્વ લીલાવિહારોમાં પ્રકટ થતું હોવા છતાં તેના મૂળ સ્વરૂપમાં સહેજ પણ વધઘટ કે ફેરફાર પ્રાપ્ત કરતું ન હોઈ આ લીલાવિહારો રૂપે તેની પ્રકૃતિ આવિર્ભાવ પામે છે એમ કહેવામાં આવે છે; જેમ આપણામાં અનેક સંકલ્પવિકલ્પો પ્રકટ થાય છે તે છતાં તે સંકલ્પવિકલ્પોના આધારરૂપ આપણામાં કંઈ પણ ફેરફાર થતો ન હોવાથી તે સંકલ્પવિકલ્પો આપણા મનના છે તેમ કહેવામાં આવે છે. આ મન એ અવિચલ તત્ત્વનો અવિદ્યામય સ્વરૂપમાં થએલો આવિર્ભાવ જ છે. અવિચલ તત્ત્વ એ એટલું સ્વતન્ત્ર અને સ્વૈરવિહારી છે, કે તે પોતાના કેવળ અવિચળ અને વિદ્યામય સ્વરૂપમાં જ બંધાઈ રહેવા માગતું નથી. અને છતાં તે ચલાયમાન અને અવિદ્યામય પ્રકૃતિમાં (રૂપમાં) આવિર્ભાવ પામીને કેવળ તેમાં જ બંધાઈ જતું નથી. તે અનેક સ્વરૂપોમાં, અનેક કાળોમાં સ્ફુરવા માટે અને સાથે સ્ફુરણ રહિત રહેવા માટે પણ સદા સમર્થ છે.

આ અવિદ્યામય સ્ફુરણોમાં અહંકાર ધારણ કરીને જ્યારે તે અવિચલ તત્ત્વ જુદીજુદી વાસનાઓ–ઇચ્છાઓ સાથે પ્રવેશ કરે છે (**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्।**) ત્યારે તે જીવ કહેવાય છે. સ્ફુરણોમાં પ્રકૃતિરૂપે અહંકારથી મર્યાદિત થવાથી તે અવિચલ તત્ત્વ પોતાની અહંકારરહિત અવસ્થામાં જે સર્વસ્વતન્ત્ર અને સર્વસમર્થ હતું તે હવે સ્ફુરણમય પ્રાકૃત ભૂમિને વશ વર્તનારું અને તેને આધારે જ જીવન ગાળનારું–જીવાત્મા બની જાય છે. જ્યારે તેનો આ ખોટો અહંકાર દૂર થાય છે ત્યારે તે સાર્વભૌમ વિભુત્વનો અનુભવ કરી શકે છે. અને આ અહંકાર દૂર થાય છે જ, કારણ કે આ અહંકારનું બળ–

તત્ત્વ અહંકાર રહિત હોય છે અને તેણે અહંકારમાં પ્રવેશ કરતી વખતે જ તેમાંથી મુક્ત થવાનો સંકલ્પ કરેલો હોય છે. પરમ તત્ત્વની વિશ્વલીલામાં અવિદ્યાએ જે ભાગ ભજવવાનો હોય છે તેનું કામ આ અહંકાર કરે છે. અને એ પ્રયોજન પૂરું થતાં આ અહંકાર સ્વપ્નની માફક બાધિત થઈ જાય છે. જ્યારે તેનો મુક્ત થવાનો સંકલ્પ જાગૃત બને છે ત્યારે તેનો અહંકારમય મોહ નષ્ટ થઈ જાય છે અને તેને પોતાના અહંકાર રહિત સનાતન અવિચળ સ્વરૂપનું સ્મરણ થાય છેઃ नष्टो मोहः स्मृतिर्लब्धा–નો તેને અનુભવ થવા લાગે છે. જીવને આ અનુભવ થતાં તે અવિદ્યામય પ્રકૃતિને રમવાનું સોગઠું મટી વિશ્વલીલામાં વિવિધ રંગોનું વિધાન કરનાર પુરુષ બને છે, વિધેય મટીને વિધાયક બને છે. તે પોતાના ગૃહસંસારને જ પોતાનો નથી માનતો, તે આખા વિશ્વને પોતાને રમવાનું ક્ષેત્ર સમજે છે અને તેમાં સૌન્દર્યો પૂરવાને–મહાભારતો પ્રકટાવવાને સમર્થ બને છે.

આ અહંકાર રહિત સ્થિતિને સમજવી એ આ વર્ણવ્યું એટલી સહેલી નથી. અરે, આપણામાં તો તેનો વિચાર કરવાની પણ શક્તિ નથી. આપણી પાસે સમજવાના, જાણવાના અને વિચાર કરવાના સાધન તરીકેની જેટલી વસ્તુઓ છે તે બધીય અહંકારના ઘડતરમાં ટીપાઈ ગયેલી છે. આપણી પાસે જે દૃષ્ટિ છે તે અહંકારના બીબામાં રહીને જ જોઈ શકે છે. આથી આપણે આપણા મુક્ત સ્વરૂપનો અનુભવ કરવા માટે આ બધાં આપણાં ઘડાએલાં સાધનોને ઉપયોગમાં લેવાનાં નથી. પૂ. ગાંધીજીના શબ્દોમાં કહું તો તે માટે આપણે 'શૂન્યવત્ બની જવું જોઈએ.' શૂન્યવત્ એટલે અહંકારથી પર, અહંકાર રહિત, પરમાત્મા પણ શૂન્યવત્ છે. આમાં નાસ્તિકતા કે (લોકોએ ખોટી રીતે સમજેલો) બૌદ્ધવાદ નથી. શૂન્યનો અર્થ પણ અહંકાર રહિત સતથી જુદો થઈ શકતો જ નથી.–શૂન્ય પણ પોતાની સિદ્ધિ માટે અહંકાર રહિત સતમાં જ સમાએલું છેઃ

> शब्दोऽपि बाधकनिषेधतयात्ममूल–
> मर्थोक्तमाह यदृते न निषेधसिद्धिः ।
>
> [ શ્રીમદ્‌ભાગવત ૧૧–૩–૩૬ ]

અને આવી જે અહંકાર રહિત શૂન્યવત્ સ્થિતિ છે જ સાચો આત્મસાક્ષાત્કાર–ઈશ્વરસાક્ષાત્કાર છે. તે સિવાયના સાક્ષાત્કારો પ્રાકૃત અને અસ્થિર હોય છે. આવા સ્વરૂપમાં નિષ્ઠાવાન્ મનુષ્ય જ સ્થિતપ્રજ્ઞ, આપ્તકામ, બ્રહ્મચારી, ધૈર્યવાન્, રાગદ્વેષ રહિત, દર્શનિશ્રયી, અહિંસક, સર્વસ્વતન્ત્ર, સર્વવિધાયક, વિશ્વતશ્ચક્ષુ, વિશ્વતોમુખ, નિયન્તા, ન્યાયી, જગદુદ્ધારક હોય છે. પ્રાકૃત મનુષ્યો–અહંકારી પંડિતો તો શાસ્ત્રોના અર્થ પણ પોતાના પ્રાકૃત નેત્રથી જ ગ્રહણ કરીને પ્રાકૃત મનુષ્યો ઉપર ઠોકી બેસાડે છે અને તેની રૂઢિ પ્રમાણે ગાડરીયો પ્રવાહ ચાલ્યો જાય છે. પણ જ્યારે નિઃસ્વાર્થ અને સર્વહિતૈષી સંત એ ગાડરોની સંભાળ લેવા આવે છે અને તે જે માર્ગ બતાવે છે તે માર્ગને ગ્રહણ કરીને જ ગાડરો પોતાનું કુશળક્ષેમ અને વિકાસ પ્રાપ્ત કરી શકે છે. જો કે પ્રાકૃત દૃષ્ટિવાળા પંડિતોને તો તે માર્ગ પોતાની દૃષ્ટિથી શાસ્ત્રવિરુદ્ધ જ લાગે છે. પરન્તુ સંતો તે માર્ગ વિષેની શાસ્ત્રની દૃષ્ટિ સ્પષ્ટ કરી આપે છે. જેઓના પર પંડિતાઈના પ્રાકૃત અહંકારે પોતાની પકડ ઓછી જમાવી હોય છે તેઓ તેને સમજી શકે છે. આનો દાખલો જોવો હોય તો ગાંધીજીનો માર્ગ જુઓ. તેઓએ સમસ્ત માનવ સમાજ માટે હિતકર જે શાસ્ત્રમર્યાદા બતાવી છે તેનો અને તેમાંના કેટલાક અંશોનો પ્રકૃત રૂઢિવાદી પંડિતો દ્વેષ કરે છે, પરન્તુ સન્તે પોતાના માર્ગની શાસ્ત્રીય રીતે–યુક્તિ અને આગમ અનુસાર જે સ્થાપના કરી છે, તેનું શાસ્ત્રીય રીતે–યથાર્થ રીતે–ન્યાયી રીતે ઉત્થાપન કે નિરાકરણ કરવાની કોઈ પંડિતે હિંમત બતાવી નથી. ફક્ત એવી બૂમો પાડી છે કે તે રૂઢિશાસ્ત્રની વિરુદ્ધ છે. પણ બાપુનું સર્વોદયી પ્રસ્થાન જગતના પ્રાકૃત પંડિતો સમક્ષ દિગ્વિજય કરતું ગાજી રહ્યું છે. તે પ્રસ્થાનના વિવિધ ગ્રન્થો જગતને અભ્યુદય સહિત નિઃશ્રેયસનો માર્ગ દર્શાવી રહ્યા છે. અને અહંકારધારી પંડિતવર્ગને કહી રહ્યા છેઃ

> अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥

હવે આપણે અહંકાર રહિત સત્ તત્ત્વ ઉપર વિચાર કરીએ. આ તત્ત્વ કર્તા છતાં અકર્તા રહીને–શૂન્યવત્ રહીને બધાં કામ કર્યે જાય છે. સૂર્ય–ચન્દ્રને ક્યો પુરુષ નિયમિત ગતિ કરાવી રહ્યો છે? પૃથ્વી કોના સંકલ્પથી નિરંતર ફરી રહી છે? કોની ક્રિયાથી પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ પોતાને પ્રકટ કરી રહ્યાં છે? નદીઓના વહનમાં કોનો પ્રયત્ન છે? કોના વિધાનથી

વરસાદ વરસી રહ્યો છે? કોના બળથી વાયુ સંચાર કરી રહ્યો છે? કોની ક્રિયાથી ગ્રહમંડલો—નક્ષત્રમંડલો—તારામંડલો—વિશ્વમંડલો, ભૂમંડલો સ્ફુરી રહ્યાં છે? કોની ભાવનાથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગન્ધ પ્રકટ થઇ રહ્યા છે? ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કોની યોજનાથી પ્રવર્તી રહ્યાં છે? કોની પ્રેરણાથી કાળનું ચક્ર ફરી રહ્યું છે? આટલું બધું કાર્ય ઈશ્વર શૂન્યવત્ થઇને કરી રહ્યો છે. તેને તેના કર્તાપણાનું જરાયે અભિમાન નથી, તેની શક્તિનો તેને જરાયે ઘમણ્ડ નથી, તેને તેના કાર્યનો જરાયે થાક કે અહંકાર નથી. કોઇ પણ જાતના પક્ષપાત વિના સમતાથી અને અનાસક્તિયોગથી આ અસંગ પુરુષ તેનાં કાર્યો કર્યે જાય છે. આપણે આપણા અહંકારથી તેની પૃથ્વી ઉપર જે થોડી વાર પાંખો ફફડાવીએ છીએ તેમાં પણ તેની સંમતિ જ રહેલી હોય છે. આપણે તેનાં પાંચ ભૂતોમાંથી જે શરીર પકડીએ છીએ તે પણ પાછું તે ભૂતોમાં જ જઇ મળે છે. આપણે મહાપ્રયત્ને જે દઇ સ્થાપ્યો તેની પૃથ્વી ઉપર ઊભાં કરીએ છીએ તેમને પણ પાંચ, દશ કે વીશ શતાબ્દીઓમાં એ ભૂમિપટ વિનાપ્રયત્ને પોતામાં એકરૂપ કરી દે છે. આ તે અહંકાર રહિત સત્ તત્ત્વનો ભૌતિક વૈભવ વર્ણવ્યો, તેવો જ તેનો સંકલ્પવૈભવ, વિજ્ઞાનવૈભવ, માયાવૈભવ, લીલાવૈભવ, રસવૈભવ મહાન અને અગાધ છે. જેમજેમ આપણે તેને સમજતા જઇએ છીએ તેમતેમ આપણો અહંકાર ઓગળતો જાય છે, આપણો ભેદ તૂટી પડતો જાય છે. ભગવાનના આ નિરહંકાર સ્વરૂપને તેની સામાન્ય લીલાઓ અને મહાભારતરૂપ વિશિષ્ટ લીલાઓ દ્વારા સમજવાનો પ્રયત્ન હવે આપણે આગળ કરીશું.

(ક્રમશઃ)

## સુવર્ણસૂત્રો

સંગ્રાહકઃ
ગુરુચરણકમળ-પદાનુરાગી-ભિક્ષુઃ

જે (પરમાત્મા)ની કૃપા મૂંગાને વાણી વડે વિભૂષિત કરે છે, અને પાંગળાને પર્વત ઓળંગાવે છે તે પરમ આનંદસ્વરૂપ માધવ (ભગવાન) ને હું નમસ્કાર કરું છું

૨ જો હૃદયમાં પ્રેમ ન હોય તો બહારનું સૌંદર્ય શા કામનું?

૩ જે ગૃહસ્થાશ્રમી પોતાને ઘેર આવેલા અતિથિનો આદર સત્કાર કરવાને ચૂકતો નથી, તેના ઉપર કોઈ જાતની આપત્તિ આવતી નથી.

૪ સત્પુરુષોની વાણી સ્વભાવથી જ સ્નેહ, દયા, કોમળતા અને સરળતાથી ભરેલી હોય છે.

૫ નમ્રતા અને સ્નેહભરી વાણી આ બે જ સુંદર આભૂષણો છે.

૬ ઉપકારને ભૂલી જવો એ નીચતાનું લક્ષણ છે; પણ ઉપકારને બદલે કોઇ અપકાર કરે તો તેને તરત જ વીસરી જવો એ કુલીનતાની નિશાની છે.

૭ ભલેને થોડી (સાધારણ) પણ અણીને વખતે કરેલી સહાય, તે વિચારતાં ભલભલા દાનથી પણ વધારે વજનદાર છે.

૮ પણ બદલાની આશા કર્યા વગર જે ભલાઈ કરવામાં આવે તેની તુલનામાં વિશાળ મહાસાગર પણ તુચ્છ છે.

૯ તમારું મન જ્યારે ન્યાયનો રસ્તો છોડી અન્યાયને પંથે વળે, ત્યારે સમજી લેવું કે તમારો સર્વનાશ પાસે જ છે.

૧૦ તમારા ધનભંડાર માફક આત્મસંયમનું પણ રક્ષણ કરો, એથી આ સંસારમાં ચઢિયાતું ધન બીજું કાંઈ નથી.

૧૧ જે મનુષ્ય પોતાની ઇન્દ્રિયોને વિષયો તરફથી કાચબાના અવયવોની માફક ખેંચી શકે છે તેણે જન્મજન્માંતર ચાલે એટલો ખજાનો સંઘરી રાખ્યો છે, એમ સમજવું.

૧૨ જેણે પોતાની ઇચ્છામાત્રને જીતી લીધી હોય તેમજ જે સ્વકર્તવ્યમાંથી લેશ પણ ચલાયમાન થતો નથી, તેની આકૃતિ પ્રચંડ પહાડ કરતાં પણ વધારે પ્રતિભાશાળી હોય છે.

૧૩ જેમ ઇર્ષાળુ મનુષ્યોને સુખ અને સમૃદ્ધિ હોતાં

નથી તે જે પ્રમાણે ગૌરવ અને માન દુરાચારીઓના નસીબમાં નથી હોતા.

૧૪ જે લોકોની નજર ધર્મ અને શુભ સંપત્તિ પર ઠરેલી હોય છે, તેઓ પરસ્ત્રીની અભિલાષાની મૂર્ખતા કરતા નથી.

૧૫ ધર્મકર્મમાં ઘેરાઈને જે લોકોએ તમોને હાનિ કરી હોય તેમને તમારી ભલમનસાઈથી અને ઉદારતાથી જીતી લો.

૧૬ જેમ ધરતીમાતા એને પોતાને ખણનારા અને ખોદનારાને પણ આશ્રય આપે છે; તેમ તમે પણ તમને સતાવનારાની વાતોને સહન કરી લો; કેમકે ખરી મોટાઇ એમાં જ છે.

૧૭ પોતાને થયેલું નુકસાન ફાવે તેવું હોય, છતાં પણ તેને ન લેખવવું અને વેર વાળવાનો વિચાર સરખો પણ ન કરવો તેમાં જ માનવીની ખરી મહત્તા છે.

૧૮ જ્યારે તમારું મન સર્વથા ઈર્ષ્યાના વિચારોનો ત્યાગ કરે, ત્યારે જાણવું કે આપણું મન ધર્માચરણ તરફ વળ્યું છે.

૧૯ જે મનુષ્યો દુષ્ટતામાત્રથી દૂર રહે છે, તેઓની વૃત્તિ લોભી બનતી નથી અને તેથી તેઓ કોઈ પણ દુષ્કર્મોમાં પ્રવૃત્ત થતા નથી.

૨૦ જેમણે પોતાની ઇન્દ્રિયોને વશ કરી હોય છે તે અને જેમની વિચારદૃષ્ટિ વિશાળ હોય છે તેઓ, પારકી વસ્તુ જોઈ લોભાતા નથી કે 'અહો! અમને એની જરૂર છે.'

૨૧ સદાચારથી વિમુખ રહી દુરાચારમાં પ્રવૃત્ત થવું એ બેશક ખોટું છે, પરંતુ સામે મોએ હસવું અને પીઠ પાછળ ખોદણી કરવી, એ એના કરતાં પણ વધારે ખોટું છે.

૨૨ જેમને પોતાના મિત્રોના દોષોની પણ જાહેર ચર્ચા કરવામાં જ આનંદ આવે છે તેઓ બીજાઓના છિદ્રો શી રીતે જતાં કરશે?

૨૩ મનુષ્ય જો દુશ્મનોના દોષોની માફક પોતાના દોષોને શોધી શકે તો અધર્મ અને દુષ્ટતા તેને સ્પર્શ કરી શકે ખરાં?

૨૪ દુશ્મનને પણ ઇજા કરવાથી અલગ રહેવું તેને સર્વોત્તમ ડહાપણ કહેલું છે.

૨૫ શરતચૂકથી પણ કોઈના સર્વનાશનો વિચાર ન કરો; કારણ કે જે પારકાનું ભૂંડું કરવાનો પ્રપંચ કરે છે, તેના વિનાશની યુક્તિ ન્યાયદેવતા વિચારી કાઢે છે.

૨૬ છાયા જેમ મનુષ્યનો પીછો નહિ છોડતાં પાછળ જ ભમે છે; તેમ પાપકર્મો પણ પાપીનો પીછો પકડીને અન્તે સર્વનાશ કરી નાખે છે.

૨૭ તે જ મનુષ્ય કેવળ જીવે છે, કે જેને સારાસારનું જ્ઞાન છે. અને જેને યોગ્ય-અયોગ્યનું ભાન નથી, તે મુડદાથી પણ ખરાબ છે.

૨૮ મહાન પુરુષ નિજ પરિશ્રમથી જે ધનસંચય કરે છે તે બધું પારકાના જ ઉપયોગ માટે હોય છે.

૨૯ ધર્મ અને યોગ્યતાને પિછાણનારા લોકો પોતાના આપત્કાળમાં પણ પારકા પર ઉપકાર કરવાનું ચૂકતા નથી.

૩૦ દાન લીધાથી સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય, તો પણ દાન ગ્રહણ કરવું એ ખરાબ છે. અને દાન દેનારને માટે સ્વર્ગ પણ જતું હોય, તો પણ દાન દેવાનો જ ધર્મ સર્વોત્તમ છે.

૩૧ 'મારી પાસે નથી' એવો અધમ ભાવ કદી પણ દર્શાવ્યા વગર દાન કરનાર જ ખરો કુળવાન છે.

૩૨ કીર્તિમાં વધારો કરનાર એવાં જે યશ, પાયમાલી અને મૃત્યુ તે મહાન આત્માઓ સિવાય અન્યને પ્રાપ્ત થવાં અશક્ય છે.

૩૩ ખરું જોતાં એ લોકો જ મરે છે, કે જેઓ કીર્તિહીન જીવન જીવ્યા હોય છે; અને એ લોકો જ ખરું જીવે છે, કે જેઓ નિષ્કલંક જીવન જીવે છે.

૩૪ દયાધર્મને વીસરી જઈ પાપકર્મમાં પ્રવૃત્ત થનાર વ્યક્તિ તરફ દૃષ્ટિપાત કરો. એને વિષે સાધુજનો કહે છે કે 'દયાધર્મને ભૂલી જવા માટે ગત જન્માન્તરોમાં એને ભયંકર દુઃખો ખમવાં પડયાં છે, છતાં પણ આ જન્મમાં તે એ વાત ભૂલી ગયો છે.

૩૫ દયાથી ઊભરાતું દિલ એ જ મોટામાં મોટી દોલત છે; કારણ કે જડ દોલત અને નાશવાન પદાર્થ સ્ત્રી, પુત્ર, ધન અને રહેવાને સારાં મકાનો એ તો નીચ મનુષ્યોને પણ મળેલાં હોય છે.

૩૬ જ્યારે કોઈ નબળા-પોચાને પીડવાનું તમને મન થાય, ત્યારે યાદ કરો કે તમારા કરતાં કોઈ અધિક

બળવાનની આગળ તમે ભયથી કાંપતા હો, તે વખતે તમને પોતાને કેવી લાગણી થાય છે ?

૩૭ નિર્ધન મનુષ્ય માટે જેમ આ સંસાર નથી, તે જ પ્રમાણે દયાહીન માટે પરલોક પણ નથી.

૩૮ પોતે શાન્તિપૂર્વક સર્વ દુઃખો સહન કરવાં પણ બીજા કોઈને દુઃખ દેવાને પ્રવૃત્તિ ન કરવી એમાં જ તપનો સમગ્ર સાર આવી જાય છે.

૩૯ જો તમે તમારા શત્રુઓનો નાશ અને તમારી તથા પ્રેમીઓની ઉન્નતિ ઇચ્છતા હો તો તે સર્વ શક્તિ તપમાં જ રહેલી છે એમ નિશ્ચય જાણો.

૪૦ હૃદયથી જેણે કશાનો ત્યાગ કર્યો નથી, અને ઉપર-ઉપરથી ત્યાગીનો ડોળ કરીને લોકોને છેતરતો ફરે છે, તેના જેવો ખરાબ ધૂતારો બીજો કોઈ નથી. એને ગમે તેવી ખરાબ કમાઈ કરતાં પણ તેના દિલમાં 'અરે' આવતી નથી.

૪૧ તીર સીધું છતાં લોહીનું તરસ્યું હોય છે. ત્યારે વીણા વાંકી છતાં ચોમેર મધુર સ્વરને ફેલાવનારી હોય છે; માટે મનુષ્યોની પરીક્ષા તેમના ઉપરના ડોળ પરથી નહિ, પણ તેમના અંતર ઉપરથી જ કરજો.

૪૨ જગત જેને ઘૃણાની દૃષ્ટિએ જુએ છે એવાં શાસ્ત્રની વિરુદ્ધ અને નિષિદ્ધ કર્મોથી વર્તમાન કાળમાં જો તમે બચી શકો તો આ કલિકાળમાં તમારે જટા કે મુંડન પૈકી એકેની જરૂર નથી.

૪૩ આ સંસારમાં દેખાતી અનેક ચીજો તરફ જુઓ પણ સત્યના જેવી ઉત્તમ બીજી કોઈ ચીજ નથી.

૪૪ જળ-માટીથી માત્ર શરીરની શુદ્ધિ થાય છે, પણ મનની શુદ્ધિ તો સત્ય વસ્તુના વિચારથી જ થાય છે.

૪૫ માણસે ગમ ખાધી વા ક્ષમા કરી તેનો વિચાર કરતાં-જ્યારે પોતાનામાં તેને શિક્ષા કરવાની શક્તિ હોય છતાં ન કરે તો ક્ષમા. બાકી જેનામાં એવી શક્તિ જ નથી, તે ગમ ખાય તોયે શું ને ન ખાય તોયે શું ?

૪૬ તમને હાનિ પહોંચાડનાર ગમે તે વ્યક્તિ હોય.છતાં ક્રોધ ન કરો. કારણ કે ક્રોધમાંથી અનેક અનર્થો ઉત્પન્ન થાય છે.

૪૭ પોતાને નુકશાન કરનાર માણસને તમે કેવી રીતે સજા કરશો ? અપકારને બદલે તેના ઉપર ઉપકાર કરી તેના હૃદયમાં તેમને શરમિંદા બનાવીને.

૪૮ કોઈપણ માણસને, કોઈપણ પ્રસંગે, અને કોઈપણ અંશે જાણી જોઈને નુકશાન ન પહોંચાડવું એ જ સજ્જનતાનું લક્ષણ છે.

૪૯ અહિંસા તે સર્વોત્કૃષ્ટ ધર્મ છે. પણ સત્ય સમાન બીજો કોઈ ધર્મ ન હોવાથી અહિંસા અને સત્યનો પરસ્પર મેળ થાય તો સોનામાં સુગંધ જેવું ગણાય.

૫૦ અહિંસા-વ્રતને ધારણ કરનાર મનુષ્ય પર સર્વભક્ષી મૃત્યુ પણ હુમલો નથી કરી શકતું.

૫૧ જે મોહને લઈને મનુષ્ય અસ્થાયી પદાર્થોને સ્થાયી માની લે છે, તે મોહ કરતાં વિશેષ મૂર્ખાઈ બીજી કોઈ જ નથી.

૫૨ ગઈ કાલે જે એક માણસ હતો અને તે આજે નથી. આ સંસારમાં મોટામાં મોટું આશ્ચર્ય હોય તો તે એ જ છે.

૫૩ મનુષ્યને ખબર સરખી નથી હોતી કે પોતે બીજી પળે જીવતો હશે કે કેમ ! છતાં એના તરંગો જોતાં કરોડો દેખાય છે.

૫૪ મનુષ્ય જેજે વસ્તુનો ત્યાગ કરે છે તેતે વસ્તુથી થનારા દુઃખમાંથી તેણે પોતાનો ઉદ્ધાર કર્યો સમજવો; કારણ,વાઞ્છિત વસ્તુને પ્રાપ્ત કરવાની ચિન્તા, તે ખોવાઈ જવાની બીક અને ન મળવાથી થતી નિરાશા તથા અતિભોગથી થતી જે કષ્ટકર ગ્લાનિ એ સર્વ દુઃખોથી તે બચી ગયો છે.

૫૫ મિથ્યા પદાર્થોને સત્ય માની બેસવાના ભ્રમથી જીવને આ દુઃખમય સંસારમાં ફરીફરીને આવવું પડે છે.

૫૬ હરકોઈ પ્રકારની વસ્તુમાંથી સત્યને અસત્યથી જુદું કરી લેવું એ બુદ્ધિનું ખાસ કર્તવ્ય છે.

૫૭ જે મનુષ્યે આત્મશાસ્ત્રનું અધ્યયન કર્યું હશે અને સત્યનો સાક્ષાત્કાર કર્યો હશે; તેને ફરી સંસારમાં આવવું નહિ પડે.

૫૮ સમજુ માણસ તો તે જ કહેવાય કે જે ફરી જન્મવા જેવી મૂર્ખાઈમાંથી ઊગરી સત્ય અને સંપૂર્ણતા મેળવવા મથે છે.

૫૯ નિર્વાસના જેવો ઉત્તમ ખજાનો આ સંસારમાં બીજો કોઈ જ નથી અને પરલોકમાં પણ એના જેવો ખજાનો તમને મળવાનો નથી.

૬૦ જેમણે વાસનાને વશ કરી હોય છે, તેઓ જ ખરા મુક્તાત્મા છે. બાકીના મુક્ત જેવા દેખાતા છતાં વાસ્તવિક રીતે તો તેઓ બંધનમાં જ હોય છે.

૬૧ જે કોઈ પણ પોતાની વાસનામાત્રને સર્વથા દાબી દેશે, તો પછી મુક્તિને તે જે રસ્તે આવવાનું કહેશે તે રસ્તે તે ચાલી આવશે.




# શ્રી રામાયણનું અધ્યાત્મ સ્વરૂપ

( ગતાંક પૃષ્ઠ ૬૭૭ થી ચાલુ )

જ્યારે ચિત્રકૂટ ઉપર શ્રી રામચંદ્રજી રહેતા હતા ત્યારે ઇંદ્રના પુત્ર જયન્તે કાગડાનું રૂપ લઈ સીતાના ચરણમાં ચાંચ મારી. શ્રી રામચંદ્રજીએ એક તૃણની સળી ઉપાડી તેને બાણરૂપે કલ્પી જયન્તની સામે મોકલ્યું તે અગ્નિરૂપ થઈ ગયું અને જયન્ત બળવા લાગ્યો. તેણે રામચંદ્રજીની માફી માગી અને રામચંદ્રજીએ કૃપા કરી તેને છોડી દીધો. અહીં અધ્યાત્મ ભાવે જયન્ત એટલે અજ્ઞાન અથવા કર્મ સમજવાનું છે. તે સ્વરૂપને આવરણ કરે છે, પણ આત્માની જાગૃતિ રાખી હોય તો છેવટે તે હારી જાય છે.

ચિત્રકૂટની લીલા પૂરી કરી બંન્ને ભાઈ જાનકીજીની સાથે વનવાસમાં આગળ ચાલી અત્રિ ઋષિના આશ્રમે પહોંચ્યા. અત્રિ એટલે જેનામાં માયાના ત્રણ ગુણ નથી એવા ઋષિ અને તેમના પત્ની અનસૂયા એટલે જેનામાં ઈર્ષ્યા કદાપિ આવે નહિ એવું અંતઃકરણ શ્રી રામચંદ્રજીની શોભા જોઈ મુનિના નેત્રો શીતળ થયાં, પછી આદર સહિત એમને પોતાના આશ્રમમાં લાવ્યા પ્રભુ આસન ઉપર બિરાજ્યા એટલે અત્રિએ હાથ જોડી તેમની સ્તુતિ કરી અને કહ્યું કે મારી બુદ્ધિ આપના ચરણકમળોને કદી ન છોડે એવું માગું છું. સીતાજી અનસૂયાજીને મળ્યાં. અનસૂયાજીએ સીતાજીને સતીના ધર્મ સમજાવ્યા અને કહ્યું કે ઉત્તમ પતિવ્રતાના મનમાં એવો ભાવ રહે છે કે જગતમાં મારા પતિ સિવાય બીજો પુરુષ સ્વપ્નમાં પણ નથી, મધ્યમ પંક્તિની સ્ત્રી પારકા પુરુષને ભાઈ, પિતા અથવા પુત્ર તરીકે માને છે. જે કનિષ્ઠ પ્રકારની સ્ત્રી હોય છે તે પારકા પતિ સાથે પ્રીતિ કરે છે અને તે સો કલ્પો સુધી રૌરવ નરકમાં પડે છે.

પછી શ્રી રામ, લક્ષ્મણ અને સીતાજી વનવાસમાં આગળ ચાલ્યાં તે દશાનું વર્ણન કરતાં તુલસીદાસજી લખે છે કેઃ-

જેમ બ્રહ્મ અને જીવની વચ્ચે માયા શોભે તેમ બન્નેની વચ્ચે સીતાજી શોભતાં હતાં. જ્યાંજ્યાં શ્રી રામચંદ્રજી જતા ત્યાં આકાશમાં વાદળાં છાયા કરતાં હતાં.

આની કથામાં રાજદ્વારી ઇતિહાસ મહત્વનો નથી પણ સંસ્કારનો ઇતિહાસ સમાયેલો છે. કેટલાક રાજદ્વારી માણસો રામાયણનો કેટલોક ભાગ શાળાનાં પાઠ્યપુસ્તકોમાં ગોઠવીને, મુસલમાનોને પણ ગમે તેટલા માટે રામને બાદશાહ તરીકે લખે છે અને સીતાને બેગમ તરીકે લખે છે, તેઓ રામાયણનું રહસ્ય સમજતા નથી. તેઓ સંસ્કારના ઇતિહાસને રાજદ્વારી ઇતિહાસ કરવા મેહનત કરે છે પણ તે યોગ્ય નથી.

માર્ગમાં આગળ વધતાં શ્રી રામચંદ્રજીને વિરાધ રાક્ષસ મળ્યો. તેનો રામચંદ્રજીએ નાશ કર્યો તે વિપરીત ભાવનાનું સ્વરૂપ છે. પછી પ્રભુ સુતીક્ષ્ણ મુનિના આશ્રમે આવ્યા. તે સૂક્ષ્મ બુદ્ધિનું સ્વરૂપ છે. તેમને લઈને પ્રભુ અગસ્ત્ય મુનિને આશ્રમે આવ્યા. અગસ્ત્ય મુનિએ ઊઠીને ભગવાનને પ્રણામ કર્યા. તેમને ભગવાન શ્રી રામચંદ્રજીએ પૂછ્યું કે અમારે ક્યાં રહેવું? તેના જવાબમાં મુનિ કહે છે કે મારા હૃદયમાં વસો. છતાં આપની ઇચ્છા હોય તો નજીકમાં ગોદાવરી નદી છે, ત્યાં નાસિક ક્ષેત્રમાં પંચવટી છે ત્યાં રહો. પછી ત્યાં જઈ ત્રણે વનવાસીઓએ નિવાસ કર્યો. ત્યાં શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીને આત્મજ્ઞાનનો બોધ આપેલ છે. તેમાં કહે છે કે "હું અને મારૂં, તું અને તારૂં" એજ માયા છે. એણે માયાએ બધા જીવોને વશ કર્યા છે. આત્મજ્ઞાનથી તે માયા જીતી શકાય છે. જ્ઞાન તે જ છે કે જેથી બધું સમાન બ્રહ્મરૂપે જણાય છે. વૈરાગ્ય અને યોગથી જ્ઞાન થાય છે." પંચવટીમાં નિવાસ વખતે રાવણની બ્હેન શૂર્પણખા ત્યાં આવી અને ભગવાનની અને લક્ષ્મણજીની મશ્કરી કરવા લાગી અને તેમને મોહમાં

જીવને એમ લાગે છે કે હું સેવક છું અને જડચેતન જગત મારા સ્વામી, ભગવાનનું રૂપ છે તે જ અનન્ય ભક્ત થઈ શકે છે." પછી હનુમાનજીએ શ્રી રામચંદ્રજીને કહ્યું કે પાસેના પર્વત ઉપર વાનરરાજ સુગ્રીવ રહે છે, તે આપના દાસ છે, તેમની સાથે આપ મિત્રતા કરો, એટલે તે કરોડો વાનર આપની સેવામાં મોકલી આપશે. પછી બધા સુગ્રીવ પાસે ગયા. સુગ્રીવે કહ્યું કે હે નાથ! મેં સીતાજીને આકાશમાર્ગે જોયાં હતાં. તે આપનું નામ જપતાં હતાં. હું સીતાજીને મેળવી આપવામાં મારી સેવા આપને અર્પણ કરીશ. ત્યાં લોભરૂપ વાલી રહેતો હતો તે સંતોષરૂપી સુગ્રીવને નડતો હતો. તેથી પ્રભુએ લોભરૂપ વાલીને માર્યો. તે વખતે વાલીની સ્ત્રી તિતિક્ષા રૂપી તારા શોક કરવા લાગી. તેને લક્ષ્મણજીએ કહ્યું કે તારો શોક તજી તું રામને શરણે રહે. રામચંદ્રજીએ તારાને કહ્યું કે "તું જે શરીરને પતિ માનતી હતી તે અહીં પડ્યું છે, તે જોઈએ તો લઈ જા, અને તેના આત્માને પતિ માનતી હોય તો તેનો આત્મા મરેલ નથી." તારાએ કહ્યું 'હે નાથ! જે કોઈ પુરુષને આપની પરા ભક્તિનો કિંચિત્‌માત્ર પણ આનંદ પ્રાપ્ત થએલો છે તેની-આગળ બ્રહ્મલોકનું સુખ પણ તુચ્છ છે. તેથી આ રંક પર તો એવી કૃપાદષ્ટિ કરો કે જેથી પ્રતિદિન આપમાં મારી ભક્તિ વધ્યા કરે. મને આપ શ્રીની ચરણરજ સિવાય બીજી કોઈ પણ ઇચ્છા રહે જ નહિ.' તારાએ પોતાનો પુત્ર અંગદ રામના શરણમાં ધર્યો અને તેને પ્રભુનો દાસ બનાવવા માટે કહ્યું. પછી શ્રીરામે વાલીનું રાજ્ય સુગ્રીવને આપ્યું અને અંગદને યુવરાજપદે રાખ્યો. સુગ્રીવે વાનરોને બોલાવ્યા અને કહ્યું કે આ શ્રી રામચંદ્રજીનું કાર્ય છે અને મારી વિનંતિ છે, તમે ચારે બાજુ જાઓ અને સીતાજીને શોધો. આ પ્રમાણે આજ્ઞા થવાથી બધા વાનરો જુદી-જુદી દિશામાં તપાસ કરવા નીકળી પડ્યા. તેમની સંખ્યા-કરોડોની હતી. એ બધી અંતઃકરણની વૃત્તિઓ સમજવાની છે, અને તે દ્વારા સીતારૂપી સ્વરૂપ-શક્તિની શોધ કરવાની છે.

શ્રી રામચંદ્રજીએ સત્સંગરૂપી હનુમાનજીને પોતાની વીંટી આપી અને કહ્યું કે અનેક પ્રકારે સીતાજીને સમજાવજો. આ પ્રમાણે વાનરો સાથે હનુમાનજી તપાસ માટે નીકળ્યા. રસ્તામાં એક પર્વતની ગુફામાં તેમણે એક સ્ત્રીને બેઠેલી જોઈ. તેનું નામ સ્વયંપ્રભા હતું. તેણે બધાને જળપાન કરાવ્યું અને ફળ આપ્યાં અને કહ્યું કે તમે બધા આંખો બંધ કરો, તમે સીતાજીને મેળવી શકશો. બધાએ આંખો બંધ કરી. પછી આંખો ઉઘાડી ત્યારે બધા સમુદ્રના કિનારા ઉપર પહોંચી ગયા હતા. ટુંકામાં જ્યારે અંદર વૃત્તિ વળે ત્યારે સ્વયંપ્રભા રૂપી તેજનો અનુભવ થાય અને, તે, વૃત્તિને સમુદ્ર જેવી વિશાળ કરી આપે છે. ત્યાં બધા વાનરો એટલે જાંબુવાન, અંગદ, સુગ્રીવ અને હનુમાન વગેરે વિચાર કરવા લાગ્યા કે હવે સીતાજીની શોધ શી રીતે કરવી! તેમની વાતો ત્યાં એક પર્વતની ગુફામાં રહેલ સંપાતિ નામના ગીધ પક્ષીએ સાંભળી. તેણે કહ્યું કે "ત્રિકુટ પર્વત ઉપર લંકા નામની નગરી છે. ત્યાં રાવણ નામનો રાજા રહે છે. ત્યાં અશોક નામનો બગીચો છે. ત્યાં સીતાજી હાલમાં છે." સંપાતિ એટલે જે માણસ સમ્યક રીતે આત્માના ઊંડાણમાં ઊતર્યો હોય તે. તે સ્વરૂપશક્તિનો પત્તો આપી શકે છે. તે શક્તિ હાલમાં અહંકાર-રૂપી રાક્ષસના વનમાં છે તેથી અહંકારને મારવો જોઈએ. પણ અહંકારને મારવો એ સમુદ્ર ઓળંગવા બરાબર છે.

પછી સત્સંગરૂપી હનુમાનજીએ શ્રી રામનું સ્મરણ કરીને સમુદ્ર ઓળંગવા માંડ્યો. રસ્તામાં તેને સુરસા નામની રાક્ષસી મળી. તેણે હનુમાનને ચાવી જવાનો વિચાર કર્યો પણ હનુમાનજી નાનું રૂપ ધારણ કરી તેના મોઢામાંથી નીકળી ગયા. જીભનો રસ જીત્યા વગર અહંકાર સુધી પહોંચી શકાતું નથી. પછી હનુમાનજીએ લંકામાં પ્રવેશ કર્યો. તે રાક્ષસોનું સ્થળ હતું છતાં તેમાં એક વિભીષણ રામના ભક્ત હતા. હનુમાનજીએ તેમને રાક્ષસોની બધી વાત કરી. વિભીષણે તેમને સીતામાતાના દર્શનની બધી યુક્તિઓ કહી. વિભીષણ નિર્ભયતાનું સ્વરૂપ છે. આત્માની શક્તિ મેળવવી હોય તો નિર્ભયતા જોઈએ. વિભીષણના કહેવા પ્રમાણે હનુમાનજી અશોકવનમાં ગયા અને ત્યાં સીતાજીનાં દર્શન કરી તેમને મનથી પ્રણામ કર્યા. આ પ્રમાણે હનુમાનજીરૂપી સત્સંગથી સ્વરૂપશક્તિ અથવા વિવેકખ્યાતિ મળી શકે છે. હનુમાનજીએ સીતાજીની પાસે વીંટી નાખી. સીતાજી તે ઓળખી ગયાં. પછી હનુમાનજીએ તેમને પોતાની ઓળખાણ રામભક્ત તરીકે આપી અને કહ્યું કે શ્રીરામ જલદી આવી રાક્ષસોને મારીને તમને છોડાવીને લઈ જશે. હનુમાનજીએ ભૂખ

લાગવાથી અશોકવનનાં ફળ ખાધાં અને વન ઉજાડ કરી નાખ્યું. તેની ફરિયાદ રાવણ પાસે ગઇ. રાવણે પોતાના માણસો મોકલી હનુમાનજીને બાંધી લીધા. રાવણ એ અહંકારનું સ્વરૂપ છે. તેને દશ ઇંદ્રિયોરૂપી દશ માથાં છે. હનુમાનજીએ રાવણને કહ્યું કે તું રામને શરણે આવ તો તારૂં કલ્યાણ થશે પણ રાવણે તેની વાતો હસવામાં કાઢી નાખી અને પોતાના સેવકોને કહ્યું કે તેલમાં કપડાં બોળી આ વાંદરાને પૂંછડે બાંધી આગથી સળગાવી દો.

સેવકોએ તેલવાળાં કપડાં બાંધવા માંડયાં તેમતેમ હનુમાનજીનું પૂછડું વધવા લાગ્યું. પૂંછડાને આગ લગાડવામાં આવી અને હનુમાનજી ચારે તરફ દોડીને લંકાને બાળવા લાગ્યા. જ્યારે સત્સંગનું જોર વધે છે ત્યારે આસુરી શક્તિઓ બળવા લાગે છે. પછી હનુમાનજી સીતાજી પાસેથી ચૂડામણિ લઇને સમુદ્ર ઓળંગી પાછા રઘુનાથજી પાસે આવ્યા. સીતાજીના ખબર સાંભળી બધાને આનંદ થયો પણ સીતાજીનો શોક જાણી ખેદ પણ થયો. પાછળથી રાવણની સ્ત્રી મંદોદરીએ રાવણને ઘણો સમજાવ્યો કે તમે સીતાને પાછી આપી દો પણ રાવણ માન્યો નહિ. વિભીષણની સલાહ પણ તેણે માની નહિ. પછી વિભીષણ શ્રીરામને શરણે આવ્યા. ત્યારે શ્રીરામે કહ્યું કે જીવ જ્યારે મારી સન્મુખ થાય છે ત્યારે તેનાં કરોડો જન્મનાં પાપ નાશ પામે છે. જેમ લોભીના ચિત્તમાં ધન વસે છે તેમ તમારા જેવા સંત જ મને પ્રિય છે. પછી સમુદ્રે માર્ગ આપ્યો અને શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણજી બધા વાનરોની સેના લઇને લંકામાં પધાર્યા. વિભીષણ પણ તેમની સાથે જ હતા. મંદોદરીએ ફરીથી રાવણને સમજાવ્યો પણ રાવણે પોતાની હઠ છોડી નહિ. અહંકારનું સ્વરૂપ જ એવું છે. ગીતાના ઉપદેશમાં પણ અહંકારને મારવા તરફ ખાસ ભાર દેવામાં આવેલ છે. મહાભારતના યુદ્ધમાં દુર્યોધન એ અહંકારનું સ્વરૂપ છે.

હવે અંગદે આવી રાવણને ઘણો સમજાવ્યો પણ રાવણ માન્યો નહિ. અંગદે કહ્યું કે જો તું અહીંથી મારો પગ હડાવી શકે તો તું રામને જીતી લઇશ. તે વખતે ઘણા રાક્ષસો ભેગા થયા પણ કોઈ અંગદનો પગ ખસેડી શક્યું નહિ. અંગદમાં અંગનું દમન કરવાની શક્તિ હતી. રાવણ પણ તેનો પગ ખસેડી શક્યો નહિ. પછી બધા વાનરોએ ભેગા થઇ લંકાને ઘેરી લીધી. બીજી બાજુ તરફ રાક્ષસો પણ યુદ્ધ માટે તૈયાર થવા લાગ્યા અને રણનાં વાજાં વાગવા લાગ્યાં. રાક્ષસો વાનરોને ખાવા લાગ્યા. તે જોઈ હનુમાનજીને બહુ ક્રોધ ચડયો અને તેમણે રાવણનો મહેલ હલાવી નાખ્યો. થોડીવારમાં ત્યાં એવો અંધકાર વ્યાપી ગયો કે એક બીજાને જોઇ શકતા નહોતા. શ્રીમદ્‌ભાગવતના દશમા સ્કંધમાં પણ કહેલ છે કે જ્યારે તૃણાવર્ત (એટલે આવરણ) વ્રજમાં આવ્યો ત્યારે એટલી ધૂળ ઊડી કે કોઈ એકબીજાને જોઇ શકતા નહોતા. પછી મેઘનાદ લડાઇમાં ઊતર્યો અને બન્ને બાજુની લડાઇ ઉગ્ર બની. રાવણે લક્ષ્મણની સામે અમોઘ શક્તિ વાપરી તેને મૂર્છિત કર્યો, તે વખતે રામની સેનામાં શોક વ્યાપી ગયો. જ્યારે અહંકારનું બળ વધે છે ત્યારે આત્માનો આરામ મળતો નથી. તેથી રામની ધીરજ પણ ખૂટવા લાગી. પછી જાંબુવાનની સલાહથી લંકામાંથી સુષેણ વૈદ્યને બોલાવ્યો. તે હનુમાનજી પાસે દિવ્ય ઔષધિ લઈ આવ્યો અને તેનાથી લક્ષ્મણજીની મૂર્છા ઊતરી. ફરીથી લડાઇ શરૂ થઇ. તે લડાઇમાં લક્ષ્મણજીએ મેઘનાદને માર્યો. તેની સ્ત્રી સુલોચના વિધવા થઇ. તેણે પોતાના પતિનું માથું શ્રીરામ પાસે માગ્યું અને રામની ભક્તિ માગી.

પુત્રના મરણથી રાવણ ગભરાયો પણ તેણે ફરીથી યુદ્ધ શરૂ કર્યું અને રાક્ષસોને હિંમત આપી. રાવણને રથ ઉપર જોઈને અને રામને રથ વગરના જોઇને વિભીષણ અધીરા બની ગયા. તેને સાંત્વન આપવા માટે શ્રીરામે વિભીષણને કહ્યું કે:—

"જે રથથી જય થાય છે તે રથ બીજો જ છે, શૌર્ય અને ધૈર્ય તે રથનાં પૈડાં છે, સત્ય અને શીલ તેની મજબુત ધ્વજા અને પતાકા છે, બળ, વિવેક, દમ ઇંદ્રિયનિગ્રહ અને પરોપકાર એ ચાર તેના ઘોડા છે, તે ક્ષમા દયા, તથા સમતા રૂપી દોરીથી રથમાં જોડાયા છે, ઇશ્વરનું ભજન એ ચતુર સારથી છે, વૈરાગ્ય ઢાલ છે અને સંતોષ તલવાર છે. દાન ફરશી છે. બુદ્ધિ પ્રચંડ શક્તિ છે અને શ્રેષ્ઠ વિજ્ઞાન એ ધનુષ છે. નિર્મળ અને અચળ મન ભાથા સમાન છે, શમ—મનનો નિગ્રહ, તપ તથા નિયમ એ અનેક બાણો છે. બ્રાહ્મણો અને ગુરુનું પૂજન એ અભેદ્ય કવચ છે. આના સિવાય વિજયનો

બીજો ઉપાય નથી. હે ધીરબુદ્ધિવાળા મિત્ર ! સાંભળો, જેની પાસે આવો દઢ રથ હોય તે વીર સંસારરૂપી મહાદુર્જય શત્રુને પણ જીતી શકે છે (તો રાવણની શી ગણતરી છે ! ) " (લંકાકાંડ)

આ શબ્દો એમ બતાવે છે કે આ યુદ્ધ દૈવી પ્રકૃતિ અને આસુરી પ્રકૃતિ વચ્ચે હતું. એવું યુદ્ધ દરેક જીવના હૃદયમાં નિત્ય ચાલ્યા કરે છે. એવા યુદ્ધમાં જીતવા માટે આવો જ રથ જોઇએ. પ્રભુનાં આવાં વચન સાંભળી વિભીષણને હિંમત આવી. હવે યુદ્ધ બહુ ઉગ્ર બન્યું. બન્ને તરફ સૈન્યો સામસામા એકબીજાને મારવા લાગ્યાં. રાવણે ઘણા વાનરોને મારવા માંડ્યા તેથી તેમની સેના વ્યાકુળ થઇ ગઇ. લક્ષ્મણજીએ રાવણને સો બાણ છાતીમાં માર્યાં, તેનાથી રાવણને થોડીવાર મૂર્છા આવી પણ ફરીથી ઊઠીને તે લડવા લાગ્યો. બીજી સેના થાકી જવાથી હવે રાવણ અને રામ સામસામા લડવા લાગ્યા. શ્રીરામે અગ્નિબાણ છોડ્યું તેનાથી રાવણનાં બધાં બાણ ક્ષણવારમાં બળી ગયાં. રાવણે બીજાં બાણો લીધાં, રામે તેનાં દશ માથાંમાં દશ બાણ માર્યાં તેનાથી રાવણનાં મસ્તક અને હાથ કપાયાં પણ ફરી પાછાં નવાં થયાં. શ્રી રામે ફરીથી તે કાપ્યાં અને ફરીથી તે નવાં થયાં. જીવ પણ ઘણીવાર એમ જાણે છે કે મેં અહંકાર અને દશ ઇંદ્રિયોને વશ કર્યાં છે પણ તે બધાં પાછાં જીવતાં થાય છે. રામાયણમાં કહે છે કેઃ—

જેમ વિષયો સેવતાં કામ (ભોગાભિલાષ) નિત્ય-નિત્ય નવો વધે છે તેમ પ્રભુ જેમજેમ તેનાં માથાં કાપતા હતા તેમતેમ તે અપાર થતાં હતાં, (લંકાકાંડ દોહરો ૧૬૮). રાવણનો કોપ વધ્યો અને તે દશે ધનુષ ખેંચી દોડ્યો પણ જાંબુવાને રાવણની છાતીમાં લાત મારી. સીતાજીને ખબર મળ્યા કે રાવણનાં માથાં કપાયાં છતાં તે મરતો નથી તેથી તેને ઉદ્વેગ થવા લાગ્યો. આપણા સંસારમાં પણ અહંકારને મરવું ગમતું નથી. કોઇ પણ રીતે એટલે લોકસેવાને નામે પણ તે જીવતો રહેવા માગે છે. છેવટે વિભીષણે કહ્યું કે રાવણની નાભિમાં અમૃતનો વાસ છે તેના બળ ઉપર રાવણ જીવે છે. એ સાંભળી શ્રીરામચંદ્રજીએ એક બાણથી તેની નાભિમાંના અમૃતકુંડ સૂકવી નાખ્યો, એટલે રાવણ મરણ પામ્યો. રાવણની ભુજાઓ અને મસ્તકો મંદોદરી પાસે પડ્યાં. દેવો અને મુનિઓ પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા. શ્રીજાનકીજીને અત્યન્ત હર્ષ થયો.

અહીં નાભિ આગળ અમૃત સૂકાવાનો અર્થ એમ પણ થઇ શકે છે કે જો કામવાસના બળે તો અહંકાર મરે.

સીતાજીએ સ્નાન કર્યું વસ્ત્રાલંકાર ધારણ કર્યાં, અને શ્રીરામને મળવા ચાલ્યાં. ત્યાં સીતાજીએ અગ્નિમાં પોતાનું ખોટું સ્વરૂપ બાળી નાખી સાચે રૂપે પ્રકટ થયાં. વાનરોએ જયજયકાર બોલાવ્યો અને રામે વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું.

ભાગવતના નવમા સ્કંધમાં જે રામાયણ બે અધ્યાયમાં આપેલ છે તેમાં આટલી બધી હકીકત આપેલી નથી પણ આ કરતાં થોડી આપેલી છે. રામચંદ્રજીએ પાછા આવી અયોધ્યામાં રાજ્ય કર્યું છે. ત્યાં એક પ્રસંગે કોઇ ધોબીના મેંણાં સાંભળી શ્રીરામચંદ્રજીએ સીતાજીને વાલ્મીકિ ઋષિના આશ્રમ ઉપર મોકલી આપ્યાં છે. એ પ્રસંગ વિષે વર્ણન કરતાં શુકદેવજી પરીક્ષિત રાજાને કહે છે કે સ્ત્રી-પુરુષનો સંબંધ ત્રાસ દેવાવાળો જ છે, તેનાથી મોટા સામર્થ્યવાન પુરુષો પણ ચલાયમાન થાય છે તો ગૃહમાં આસક્ત વિષયી પુરુષોનું તો કહેવું જ શું ! ( ભાગવત. ૯, ૧૧, ૧૭ ).

નવમા સ્કંધમાં યયાતિ અને સૌભરી વગેરેને સ્ત્રી-સંગથી પોતાનો મહિમા ખોવાનો વખત આવ્યો હતો એમ જણાવે છે. આવી રીતે સ્ત્રીના સહવાસથી હમેશાં નુકસાન થતું હોય અને સંસારમાં સ્ત્રીનાં દર્શન કર્યા વગર ભાગ્યે જ કોઇ રહી શકે છે તો વ્યવહાર કેવી રીતે ચલાવવો અને સ્થિતપ્રજ્ઞ દશા કેવી રીતે પ્રાપ્ત કરવી, એ મુશ્કેલી દૂર કરવા માટે હવે શુકદેવજી પરીક્ષિત રાજા પાસે શ્રીકૃષ્ણલીલાનું વર્ણન કરે છે. એ કથામાં શ્રી કૃષ્ણ ઘણી સ્ત્રીઓની વચ્ચે રહેલ હોવા છતાં નિર્બંધ અને નિર્વિકાર રહી શક્યા હતા. તેમાં તેમના તપ, વૈરાગ્ય ઐશ્વર્ય, ધર્મ વગેરેનો પ્રભાવ હતો. એવો પ્રભાવ ન હોય તો હાલમાં નિશાળોમાં અને કોલેજોમાં ચાલતા સહશિક્ષણથી જેવી ખરાબી થાય છે તેવી ખરાબી સમાજમાં થવા સંભવ છે.

* રામાયણનાં સારભૂત વાક્યો જેમને જોવાની ઇચ્છા હોય તેમણે 'સસ્તા સાહિત્ય' તરફથી પ્રકટ થયેલ પુસ્તક "તુલસીરામાયણનાં મહાવાક્યો." અને ભક્તિમાર્ગ કાર્યાલય તરફથી પ્રકટ થએલ 'તે કોણ ?' ના પુસ્તકમાં પહેલા ભાગમાં આપેલ "રામાયણ-રત્નાવલિ" વાંચવી."

# મહાત્મા ગાંધીજીની નીતિ અને હિન્દુ તત્ત્વજ્ઞાન

લેખકઃ શ્રી. શાન્તિલાલ ઠાકર M. A.

[ પૂજ્ય મહાત્માજીની જન્મજયન્તી પ્રસંગે હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ (અમદાવાદ) તરફથી "મહાત્મા ગાંધીજીનું રાજકારણ અને હિન્દુ તત્ત્વજ્ઞાન" એ વિષય પર ઇનામી નિબંધની જાહેરાત કરવામાં આવી હતી. આ હરિફાઇમાં પ્રથમ નંબરે આવનાર અને સુવર્ણચંદ્રક મેળવનાર આ નિબંધ છે.]

**મહાત્મા** ગાંધીજી એક જગદ્વંદ્ય વિભૂતિ હતા અને તે જગતની સંસ્કૃતિને ભારતવર્ષનું મહામૂલું અર્પણ હતું, એ વાત તો હવે સર્વસ્વીકૃત થઈ ચૂકી છે. વીર-શાર્દૂલ સ્વામીશ્રી વિવેકાનંદે તેમના અમેરિકાના વ્યાખ્યાનમાં જે આગાહી કરી હતી, કે 'ભારતભૂમિ તો સૂતેલી સિંહણ છે, તે હવે આળસ મરડી જાગવાની તૈયારીમાં છે.' તે આગાહીને સિદ્ધ કરી બતાવવામાં મહાત્મા ગાંધીજીનો ફાળો મોટામાં મોટો છે તે વાત નિઃશંક છે. રાજકારણમાં સમાજજાગૃતિમાં, સ્ત્રી-ઉત્થાનમાં, પાયાની કેળવણીની મૌલિક વિચારણામાં રાષ્ટ્રભાષાના બુલંદ આહ્વાનમાં, ભારતીય સંસ્કૃતિના વિશિષ્ટ અર્પણમાં, રાષ્ટ્રના ઉત્થાન-માં ગામડું એકમ અને મધ્યબિંદુ છે એવી વાસ્તવિક પ્રૌઢ ઘોષણામાં, યાન્ત્રિકવાદ અને જડવાદના આક્રમણ સામે પીઢ રક્ષણદુર્ગની રચનામાં, નિર્બળ નિઃશસ્ત્ર પ્રજાને શસ્ત્રબદ્ધ શાહીવાદનો સામનો શીખવાડવાની મર્દાનગીભરી કરામતમાં—આ બાબતોમાં ગાંધીજીનો ફાળો અપૂર્વ, ગંભીર, વિશાળ અને પ્રાણવંતો છે.

### ગાંધીજીનું માનસઘડતર

ગાંધીજીના માનસઘડતરમાં તથા ચારિત્ર્યસંગઠનમાં રશિયન મહાત્મા ટૉલ્સ્ટોયનો, આંગ્લ વિચારક રસ્કિનનો, પ્રેમમૂર્તિ પ્રભુખ્રિસ્તનો, જૈનદર્શનના જીવનકલાધર શ્રીમદ્ રાજચંદ્રનો, તેમના રાજકારણી ગુરુ શ્રી ગોખલેજીનો ફાળો છે તેની કોઈ ના પાડી શકે તેમ નથી. પણ તેમની આખી રાજકરણી દૃષ્ટિ તથા પ્રક્રિયામાં જે તેજ, સામર્થ્ય અને આર્ષ દૃષ્ટિ છે તે તો તેમના હાડમાં ભળી ગયેલા, લોહીમાં એકરસ થઇ ગયેલા હિંદુ તત્ત્વજ્ઞાનમાંથી તેમને મળ્યાં છે તે બાબતનો વિચાર કરવો આ લઘુ લેખનો પ્રારંભ છે.

### તેજસ્વી કર્મયોગ

મહાત્માજીની વિશિષ્ટતા એ છે કે તેમણે રાજકા-રણને પોતાના કર્મયોગનું ક્ષેત્ર બનાવ્યું. તેમનો કર્મયોગ મૂળમુદ્દે ગીતાજીનો-કર્મયોગ છે. તેમાં નિષ્કામ ભાવના છે, ઇશ્વરમાં શ્રદ્ધા છે, કર્મકૌશલ છે, સ્વીકારેલા કાર્યો કરવામાં પોતાની સર્વ આંતરબાહ્ય-શક્તિઓનો ચાતુરી-પૂર્વક વિનિયોગ છે. પોતાના કર્મયોગ માટે કર્મો શોધવા પોતાના સ્વભાવને અનુકૂળ કર્મશ્રેણી શોધી તે દ્વારા પોતાનો કર્મયોગ સિદ્ધ કરવા તે પોતાના પ્રભુ-નિર્ણીત માર્ગથી આડા નથી ફંટાતા. પરાધીન દેશમાં જન્મ ધારણ કરનાર નરવીરને રાજકારણ સિવાય બીજો કયો પ્રાપ્ત કર્મયોગ હોઈ શકે ! એટલે તેમણે રાજ-કારણનાં કાર્યોને પોતાની મુક્તિનાં સાધન માન્યાં, તેમાં પોતાનો કર્મયોગ શોધ્યો, અને તે મહાપ્રયત્ન દ્વારા થતી આત્મશુદ્ધિ અને કરણશુદ્ધિને મોક્ષપ્રાપ્તિના પગથિયાં બનાવ્યાં. આવો છે તેમનો તેજસ્વી, મર્દાનગી-ભર્યો, બહાદુર કર્મયોગ. તે તત્ત્વ તેમણે લીધું હિંદુ ધર્મના મુકુટમાં સર્વશ્રેષ્ઠ મણિસમી શ્રીમદ્ભગવદ્ગીતામાંથી

### ગાંધીજીની સાધના

વળી તેમણે પરમાત્માને સત્યસ્વરૂપ સ્વીકાર્યા. સત્ય એ જ ઇશ્વર છે, અને ઇશ્વર સત્યરૂપ છે—આ તેમની મૌલિક ભાવના. મન, વચન, કાયાથી પોતાના શુદ્ધ અંતરમાં ઊગતા સત્યનારાયણદેવની ઉપાસના એ જ ગાંધીજીની સાધના, આવી સાધનામાં અશુદ્ધ સાધન ન ખપે, એટલે આવ્યો તેમનો અહિંસા પરનો ઝોક. મન-વચન-કાયાથી શુદ્ધ અહિંસક સાધનો વડે સત્યનો સાક્ષાત્કાર કરવા મથવું તે ગાંધીજીનો જીવનયોગ. 'સત્યેન વિતતો પંથા દેવયાનઃ' દેવલોકને પ્રાપ્ત કરવાનો માર્ગ સત્ય વડે જ વ્યાપ્ત છે, એ ઉપનિષદ્નો મર્મ તેમણે ઝીલ્યો. મનુસ્મૃતિમાં પણ ધર્મનું જે દશવિધ લક્ષણ ગણાવ્યું છે તેમાં સત્યને પ્રથમ સ્થાન છે, અને ભગવાને ગીતાજીમાં સોળમા અધ્યાયમાં ગણાવેલા છવ્વીશ દૈવી સંપત્તિના ગુણોમાં અહિંસાને તથા સત્યને મુખ્ય સ્થાન છે. આ રીતે તેમના જીવાદુ-ભૂત બે સિદ્ધાંતો—સત્ય અને અહિંસા—હિંદુ તત્ત્વજ્ઞાનમાં પણ મુખ્ય સ્થાન ધરાવે છે.

### દેશસેવાનું વ્રત

પછી તેમણે નિર્ણય બાંધ્યો કે અત્યારના જમાનામાં

પરાધીન ભારત માટે શુદ્ધ, અહિંસક, જીવનભરના સત્યાગ્રહી સૈનિકો જોઇએ. એટલે પતંજલિ ભગવાને તેમનાં યોગસૂત્રોમાં જે પાંચ મહાન સાર્વભૌમ વ્રતો મુમુક્ષુ માટે અનિવાર્ય ગણાવ્યાં છે તે તેમણે આજીવન દેશસેવકમાં પરિનિષ્ઠિત થયેલાં જોવાનો આગ્રહ રાખ્યો. સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ–આ પાંચ વ્રતો સ્વીકારીને જ દેશસેવક પોતાના સઘળા સમયનો અને પોતાની સઘળી શક્તિઓનો ઉપયોગ દેશસેવામાં અને તે દ્વારા મોક્ષપ્રાપ્તિમાં કરી શકે. જંજાળી મનુષ્ય દેશસેવામાં જોઇતો ત્યાગ અને આત્મભોગ ન દાખવી શકે તેવી દૃઢ માન્યતા આ આગ્રહની પીઠમાં રહેલી છે.

## સેવાગ્રામના સંતનો ત્યાગ

અને તે ત્યાગનું તત્ત્વ પણ આપણાં ઉપનિષદોમાં બહુ જ ભારપૂર્વક પ્રતિપાદિત કરવામાં આવ્યું છે: **ત્યાગનૈકેનામૃતત્વમાનશુઃ** ધનથી નહિ, પુત્રોત્પત્તિથી નહિ, પણ એકમાત્ર ત્યાગથી જ (પૂર્વના ઋષિમુનિઓએ) અમરતા–મોક્ષપદ પ્રાપ્ત કર્યું છે. **તેન ત્યક્તેન ભુંજીથાઃ** સાંસારિક સઘળા પદાર્થોનો ત્યાગ કરીને જ આત્મપદને ભોગવ. એવી શ્રુતિ ભગવતીની આજ્ઞા છે. **કુર્વન્નેવેહ કર્માણિ જિજીવિષેચ્છતં સમાઃ।** આવી રીતે (કર્મયોગની ભાવનાથી) કર્મો કરતાં કરતાં પુરુષે સો વર્ષ જીવવાની ઇચ્છા કરવી. આ તત્ત્વને જીવનમાં ઉતારી મહાત્મા ગાંધીજી સમગ્ર ભારતવર્ષના બેતાજ બાદશાહ બની, લોકોના હૃદયસિંહાસન ઉપર બિરાજી શક્યા છે. તેમનો એક શબ્દ માત્ર ભારતવર્ષની મહાન સંસ્થા કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટાવાની પુરુષને તક આપી શકે છે, છતાં પોતે તો તે સંસ્થાના સાદા સભ્ય પણ નથી. તેમની જાદુઈ ફૂંકથી પંડિત જવાહરલાલ નેહરૂ મધ્યસ્થ સરકારના પ્રમુખ બની શકે છે, પણ સુદામાપુરી પોરબંદરનો આ વણિક નિઃસ્પૃહ બ્રાહ્મણ તો સેગાંવનો સંત બની સત્ય અને અહિંસાના આદર્શો જ જગત સમક્ષ મૂકતો રહે છે.

## સત્ય ને અહિંસાને વરેલું જીવન

મહાત્માજીની તપની ભાવના પણ તેમના સત્ય અને અહિંસાના સિદ્ધાન્તો સાથે સુમેળ સાધે છે. હિંદુ શાસ્ત્રમાં તપને દુરાધર્ષ કહ્યું છે. તપ અમોઘ બળ છે. વસિષ્ઠના તપોબળ આગળ રાજર્ષિ વિશ્વામિત્રને પણ આખરે માથું ઝુકાવવું પડ્યું હતું. દધીચિ મુનિના તપોબળે અસ્થિમાંથી વૃત્રાસુરનો નાશ કરનાર વજ્રનું નિર્માણ થયું હતું. તપથી દેવો પણ કંપે છે અને ઇન્દ્ર ભ્હાવરો બને છે, તેવી અનેક આખ્યાયિકાઓ હિંદુ ધર્મશાસ્ત્રોમાં છે. અને વળી જો તે તપ સાત્વિક હોય, લોકકલ્યાણ માટે હોય, સત્ય અને અહિંસાને વરેલું હોય, તો તેની સામે ઊભી રહી શકે તેવી શક્તિ ત્રિભુવનમાં નથી, આ વાત ગાંધીજીએ પોતાના જીવનમાં સિદ્ધ કરી બતાવી છે. તેમનું ખડક સમું અડગ મનોબળ તપમાંથી જન્મે છે. આખી પ્રજાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત કરવાનું સામર્થ્ય તેમને તપ આપે છે. તપથી તે વિરાટ આસુરી શક્તિઓ સાથે બાથ ભીડવાની શક્તિ મેળવે છે. vicarious Pentience of people sins

લોકના પાપનું પ્રાયશ્ચિત્ત પોતે કરી લેવું તે ભાવના ખ્રિસ્તી ધર્મની પોતાની જ નથી. આપણા ધર્મમાં પણ પુરોહિત યજ્ઞ કરાવી યજમાનને અમુક પાપમાંથી મુક્તિ અપાવતો અથવા જપ જપી બ્રાહ્મણ પોતે કરેલા જપનું પુણ્ય યજમાનમાં સંક્રાન્ત કરતો. આ ઘટનામાંથી જ ગાંધીજીના શાસ્ત્રીય, વૈદકીય દૃષ્ટિએ પરિશુદ્ધ, નીતિમય, આધ્યાત્મિક ઉપવાસો પ્રકટે છે. ઉપવાસ દ્વારા તે પ્રજાનાં પાપ બાળીને ખાખ કરવા મથે છે, ઈશ્વરની સંનિધિ મેળવવા મથે છે, પ્રજાને પુણ્યના પંથે પળાવવા કોશીષ કરે છે.

## સામુદાયિક પ્રાર્થનાઓ

ગાંધીજીની સામુદાયિક પ્રાર્થનાઓ તેમના જાહેર જીવનનું એક અગત્યનું અંગ છે. પ્રાર્થના એટલે મનુષ્યનો પ્રભુ સાથે આંતરિક સંબંધ બાંધવાની પ્રક્રિયા. વેદમાં યજ્ઞ સમયે અનેક બ્રાહ્મણો ભેગા મળી પ્રાર્થના કરતા. તેને સમિતિ કહેવામાં આવતી. ભગવાન બુદ્ધનાં પ્રવચનોમાં અનેક ભિક્ષુઓ તથા ગૃહસ્થો હાજરી આપતા. જૈન લોકોના ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર ભગવાનની ધર્મપ્રરૂપણાઓમાં અનેક યતિઓ તથા શ્રાવકશ્રાવિકાઓ હાજર રહી ધર્મતત્ત્વનો અવબોધ પામતાં. પણ ગાંધીજીની પ્રાર્થનાઓ તો એક વિરાટ પ્રયોગ છે. તેમાં તો માનવમહેરામણ હેલે ચઢે છે, વિરાટ મેદની એકઠી જામે છે, ગીતાજીમાંથી તથા કુરાને

શરીરમાંથી તથા બાઇબલમાંથી અમુક ભાગ વંચાય છે, રામનામની ધૂન ચાલે છે. ચિત્તને શાન્ત બનાવી અમુક પ્રકારનું આંતરિક એકસૂરતાવાળું વાતાવરણ સરજવાનો કીમિયો કરવામાં આવે છે. પણ પ્રાર્થના મૂળતત્ત્વ છે બધા જ ધર્મોનું તેમજ હિંદુ ધર્મનું. પણ તેનો આવો ચમત્કારિક સામુદાયિક પ્રયોગ મહાત્માજીએ જ જાહેર જીવનમાં આટલા મોટા પાયા ઉપર કર્યો છે. તેમાં અનેક શક્યતાઓ પડેલી છે. તેનો નિર્ણય હજી ભાવિના ગર્ભમાં છે.

## અનિષ્ટનો શાંત પ્રતિકાર

તેવો જ બીજો સામુદાયિક પ્રયોગ તે ગાંધીજીનો સત્યાગ્રહ તથા અસહકારયોગ. મુમુક્ષુએ આસુરી તત્ત્વોની પાસેથી પોતાની મંજૂરી પાછી ખેંચી લેવાની છે, તેમને પોતાના આધારમાંથી દૂર ફેંકી દેવાનાં છે. તેમને નબળાં પાડી પોતાનાં માત્ર દૈવી તત્ત્વો જ રાખવાનાં છે. તે તો હિંદુ ધર્મનો પ્રાચીન કાળથી ચાલતો આવેલો વર્ણાતક સાધનમાર્ગ છે. પણ સત્યાગ્રહનું અને અસહકારયોગનું હથિયાર ઘડીને તો ગાંધીજીએ તેને સામુદાયિક રૂપ આપ્યું છે અને જગતના વ્યવહારમાં તેને પ્રબળ અને અપ્રયુક્ત અમોઘ શસ્ત્ર તરીકે રજૂ કર્યું છે. સમાજવ્યવસ્થામાં, રાજતંત્રમાં, ગૃહકુટુંબમાં, આંતર જીવનમાં—જ્યાં જ્યાં આસુરી અનિષ્ટ તત્ત્વો હોય ત્યાં ત્યાં તેમની પાછળની અનુમતિ અથવા મંજૂરી પાછી ખેંચી લેવી, તેમને ટેકો ન આપવો, તેમને ઊઘાડાં પાડવાં, તેમને નબળાં પાડી તેમની જડ કાઢી નાખવાનો આવો સામુદાયિક વિરાટ પ્રયોગ ઘડવામાં ગાંધીજીએ તેમાં પોતાનું તેજસ્વી વ્યક્તિત્વ અને આન્તર સાધનાના વીર્યરંગ પૂર્યા છે. આ બંને પ્રયોગોની પીઠમાં જે તેજ, નિર્ભયતા અને વ્યવસાયાત્મિકા બુદ્ધિ રહેલાં છે તે ત્રણેયને ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે ગીતાજીમાં દૈવી સંપત્તિના ગુણો ગણાવેલા છે.

## સાદાઇમાં સૌન્દર્ય

વળી મહાત્માજીએ સાદાઈના પાયા ઉપર સમગ્ર વિશ્વના અર્થકારણને તથા સંસ્કૃતિને રચવાની હિમાયત કરી છે. તેમાં તો તે વૈદિક ઋષિને, ઉપનિષત્કારને, કુદરતના ખોળામાં નિસર્ગ સાથે અદ્વૈત સાધી રહેલા કોઇ ઓલિયાને—કુદરતપ્રેમીને વધારે મળતા આવે છે. તેમને યંત્રવાદની તથા જડવાદની આ જટિલ સંસ્કૃતિ, અનેક ગરીબોનો રોટલો ઝૂંટવી લેનાર આ અટપટા અર્થકારણની વિઘાતક આંટીઘૂંટી બિલકુલ પસંદ નથી. તેમને તારકાચ્છાદિત રાત્રિનું અકાશ કળાની પરિસીમા લાગે છે, કે જેના જેવી કલાકૃતિ બીજો કોઇ કલાકાર ન રચી શકે. તેમને ગરીબોને રોટી આપનાર રેંટિયાનું સંગીત કોઇ બીથોવન કે તાનસેનના સંગીત કરતાં પણ વધારે કલામય લાગે છે. કવિસમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરની પેઠે થોડાક વિશિષ્ટ કેળવાયેલા મનુષ્યો જ જેને સમજી કે ઝીલી શકે તેવા કોઇ ચિત્રમાં કે કલાકૃતિમાં, કાવ્યમાં કે સ્થાપત્ય અથવા શિલ્પના નમૂનામાં તેમને કલાનાં દર્શન નથી થતાં, તેમની તો કસોટી એ છે કે એક કલાકૃતિએ આમ જનતાને ઉપયોગી થવું જોઇએ, તેને તેણે સારી સીધી રીતે ઉન્નત બનાવવી જોઇએ. કુદરતની અમાપ અને અનુકરણીય કલા આગળ માનવનિર્મિત કળા અધૂરી—ફિક્કી છે એમ તેમને લાગે છે. એટલે જ તેમને સાદાઇમાં સુંદરતા લાગે છે, સંયમમાં શોભા લાગે છે, નીતિમાં રમણીયતા લાગે છે, બ્રહ્મચર્યમાં સર્વ રસકલાની પરિસમાપ્તિ લાગે છે, અતિશયોક્તિ—અલંકારમાં અસત્યનો આભાસ ભાસે છે, અલંકારમાં અછકલાપણું લાગે છે, નીડર અને બેધડક સત્ય રજૂઆતમાં લેખન ને વક્તૃત્વશૈલીની ઉત્કૃષ્ટ કોટિ સમજાય છે. સત્યનારાયણના મંદિરમાં કલા દાસી તરીકે નહિ તો ઉપાસિકા તરીકે જ આવી શકે તેવી તેમની માન્યતા છે, અને ત્યારે પણ તેના હાથમાં નીતિની દીપવાટિકા જોઇએ, સાદાઇના શણગાર જોઇએ, જનસેવાના ઉમંગ જોઇએ. આ બાબતમાં તેઓ હિંદુ ધર્મની વિશાળ અને વ્યાપક વિપુલતા કરતા પ્યુરિટનીઝમ તરફ—ચોખલિયાવેડા તરફ વધારે ઢળતા હોય તેમ લાગે છે.

## એક સુભગ સંયોગ

અને છતાંયે એ ભવ્ય ડોસામાં મરણિયો નિર્ધાર છે અપાર કોમળતા સાથે વજ્રમયતા અને પ્રલયકાળના તાંડવની રૌદ્રતા છે. નિશ્ચય થઇ ગયા પછી પોતાના લક્ષ્ય તરફ તે ભીષણ ઝંઝાવાતની માફક ધસે છે, તેમની મક્કમતા બુદ્ધિની ભૂમિકા પરથી નહિ, કોઇ

સૂક્ષ્મ પ્રેરણાની ભૂમિકા ઉપરથી થઇ છે. આટલી ઉમ્મરે પણ તે ક્રાન્તિવાદી છે. મહાન સલ્તનત અને શસ્ત્રધારી શાહીવાદ સામે તે અજોડ બળવાખોર છે, અગ્નિપુરાણમાં એક સુંદર કલ્પના છે, અને તે પાછળથી કવિ કાલિદાસે રઘુવંશમાં સ્વીકારેલ છે કે 'બ્રાહ્મણ અગ્નિ જેવો છે અને ક્ષત્રિય વાયુ:જેવો છે.' પહેલામાં તપનું તેજ છે, બીજામાં તે અગ્નિને ફેલાવવાની-પ્રજામાં સામુદાયિક રૂપે રજૂ કરવાની રાજસત્તા અને વેગ છે. માટે જ પ્રાચીનકાળથી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે કે રાજા બ્રાહ્મણની સલાહ લઇને તે પ્રમાણે રાજ્ય કરે. આ રીતે જોતાં મહાત્માજીમાં બ્રાહ્મણત્વ અને ક્ષત્રિયત્વનો સુભગ સંયોગ થયેલો છે. તેમનામાં તટસ્થ શાન્તિ અને બ્રહ્મનિર્વાણની સાથેસાથે પ્રલયંકર કાળભગવાનની કરાલતા પણ છે. એવી તે મહાત્માની અદ્વિતીય સિદ્ધિ છે. તે ભારતવર્ષનો આધુનિક મંગલમય અગ્નિદેવ છે. વેદની ઋચામાં કહ્યું છે તે પ્રમાણેઃ—

> અગ્ને નય સુપ । રાયે અસ્માન્
> વિશ્વાનિ દેવ વયુનાનિ વિદ્વાન્
> યુયોધિ અસ્મજ્જુહુરાણમેનો
> ભૂયિષ્ઠાં તે નમઉક્ત વિધેમ ॥

હે અગ્નિદેવ! સકળ પ્રવૃત્તિઓના સમૂહને જાણનાર એવો તું સમૃદ્ધિ માટે અમને સુંદર માર્ગે દોરી જા. તું અમારી કુટિલતાઓ તથા પાપોને લઢીને હાંકી કાઢ, અમે તને પ્રેમથી નમસ્કાર કરીએ છીએ.

અને હિંદુ તત્ત્વજ્ઞાનના ઘટક તત્ત્વોમાંથી પોતાનું માનસઘડતર તથા ચારિત્ર્યસંગઠન કરનાર ભારતવર્ષના ભવ્ય બાપુરૂપી અગ્નિને પણ ભારતવાસીઓની એ જ નમસ્કૃતિ છે.

## વાસના ક્યારે જીર્ણ થઇ ગણાય ?

પ્રશ્ન—જેવી જાગ્રત અવસ્થાને વિષે જીવની સ્થિતિ છે, તેવી સ્વપ્નાવસ્થામાં કેમ રહેતી નથી ?

ઉત્તરઃ—શ્રીજી મહારાજ બોલ્યા જે, "જીવ જાગ્રત્ અવસ્થામાં રહે છે, તેવો જ સ્વપ્નાવસ્થામાં પણ રહે છે. કેમકે જાગ્રત્ અવસ્થામાં જેવી વાસના હોય તેવી જ સ્વપ્નાવસ્થામાં સ્ફુરે છે.

પ્રશ્નઃ—હે મહારાજ! જાગ્રત્ અવસ્થામાં કોઈ દિવસ દીઠા પ ન હોય ને સાંભળ્યા પણ ન હોય તેવા પદાર્થો, સ્વપ્નમાં સ્ફુરી આવે છે, તેનાં કારણ શું હશે ?

ઉત્તરઃ—ન દીઠા હોય અને ન સાંભળ્યા હોય એવા જે પદાર્થ સ્ફુરે છે તે તો પૂર્વજન્મનાં જે કર્મ તેની વાસનાએ કરીને જ સ્ફુરે છે.

પ્રશ્નઃ—આ જીવને પૂર્વજન્મનાં જે કર્મ તેનું જોર, ભગવાનનો ભક્ત થાય તો પણ ક્યાં સુધી રહે છે ?

ઉત્તરઃ—એ જીવને જ્યારે સત્પુરુષનો સત્સંગ થાય છે ત્યારે જેમજેમ સમાગમ થતો જાય છે તેમતેમ પૂર્વકર્મ સંબંધી જે વાસના તે જૂની થતી જાય છે અને જન્મમરણ ભોગવાવે એવી તે વાસના રહે નહિ. જેમ ત્રણ વર્ષની જૂની જે કાંગર થઇ તે જમ્યામાં તો ખરી, પણ વાવે તો ઊગે નહિ, તેમ પૂર્વની વાસના જીર્ણ થાય ત્યારે જન્મમરણને ભોગવાવે એવી રહે નહિ. ત્યારે કોઇ એમ પૂછશે, કે 'વાસના જીર્ણ થઇ કેમ જણાય ?' તો દૃષ્ટાંત એ કે જેમ કોઈ પુરુષો કાલા તલવારો લઇને સામસામા લડયા કરતા હોય, તે જ્યાંસુધી સામસામા એમને એમ ઊભા રહે ત્યાંસુધી બન્નેનું બળ બરોબર જણાય અને જ્યારે એક જણાનો પગ પાછો હટયો ત્યારે એ હાર્યો કહેવાય. તેમ ભગવાનનો જે ભક્ત હોય તેને ભગવાન સંબંધી ને વિષય સંબંધી જે સંકલ્પ, તે જ્યાંસુધી તુલ્ય પણે વર્તતો હોય ત્યાંસુધી એમ જાણવું જે વાસના બળવાન છે. અને જ્યારે ભગવાન સંબંધી જે સંકલ્પ તે વિષય સંબંધી સંકલ્પને હઠાવી દે, ત્યારે એમ સમજવું જે 'વાસના જીર્ણ થઇ ગઇ છે.'

—સ્વામી શ્રી સહજાનંદજી

# સતી સુકલા

લેખકઃ શ્રી. રામનાથજી 'સુમન'

( ગતાંક પૃષ્ઠ ૬૫૧ થી ચાલુ )

વિષ્ણુ બોલ્યા—સુકલાની પાસેથી નિરાશ થઈને તે દૂત સ્ત્રી ઇન્દ્રની પાસે આવી અને સંક્ષેપમાં સુકલાની સાથે થએલ બધી વાત જણાવી દીધી. ઇન્દ્રે સુકલાનાં વચનો વિચારીને નિશ્ચય કર્યો કે પૃથ્વી પર આવી યોગયુક્ત, સુસમ્બદ્ધ અને જ્ઞાનવર્ધક વાતો શું કોઇ સ્ત્રી કહી શકે છે ? અવશ્ય આ મહાભાગ્યશાળી સ્ત્રી પવિત્ર અને સત્યરૂપ છે. પછી ઇન્દ્રે કામદેવને કહ્યું કે હું તમારી સાથે તે કૃકલની પત્ની સુકલાને જોવા આવું છું.

કામદેવે અભિમાનથી ઉન્મત્ત થઇ કહ્યું—હે દેવેશ ! બહુ સારું. હું તેનું માન, ધૈર્ય અને વ્રત ભંગ કરીશ. મારી આગળ તે સ્ત્રી બીચારી શું છે ?

ઇન્દ્રે કહ્યું—હે અનંગ ! તમે આ વધારે પડતું વ્યર્થ બકો છો. કારણ કે તમે તે સ્ત્રીને જાણતા નથી. તે સત્યના બળથી સુદૃઢ છે અને ધર્મમાં સ્થિર છે. તેથી તે અજેય છે. તેની આગળ તમારું કંઇ વળશે નહિં.

કામદેવે ચીડાઇને ક્રોધથી કહ્યું—મેં તો દેવો ઋષિઓનું તેજ પણ નષ્ટ કર્યું છે. તેની આગળ નારીનું બળ શું છે ! આપ મને શું કહી રહ્યા છો ? આપની સામે જ હું તે નારીના વ્રતનો નાશ કરી દઇશ. અગ્નિનું તેજ લાગતા જ જેમ માખણ ઓગળી જાય છે, તેવી જ રીતે હું મારા તેજસ્વી રૂપથી તેને પીગાળી દઇશ. આપ મારા ત્રિલોકને મોહિત કરી દેનારા તેજની નિન્દા શા.માટે કરો છો ? જલદી ચાલો અને મારું પરાક્રમ જુઓ.

ઇન્દ્ર બોલ્યો—હું તમારી નિન્દા નથી કરતો, તમારી શક્તિ હું જાણું છું, છતાં પણ મને આ નારી તમારે માટે અજેય માલુમ પડે છે. તે પુણ્યકર્મોવાળી, પવિત્ર દેહવાળી અને ધૈર્યવાન હોવાથી ડગે તેવી નથી. જેમ તેમ હોય, હું તમારી સાથે આવીને તમારી શક્તિને જોઇશ.'

આ પછી ઇન્દ્ર રતિ, કામ અને દૂત સ્ત્રીની સાથે તે પતિવ્રતાની પાસે ગયો. સતી સુકલા એકલી ઘરમાં બેઠી હતી, 'અને પોતના ચરણોના ધ્યાનમાં લાગેલી હતી. જે પ્રમાણે યોગી બીજા બધા વિચારોને છોડીને કેવલ ધ્યેયમાં જ ચિત્તને સ્થિર કરે છે, તે પ્રમાણે સુકલા પણ બધા વિષયોમાંથી ધ્યાન ખસેડીને પતિના ચરણોમાં ધ્યાનસ્થ હતી. ઇન્દ્ર અને કામદેવ બન્નેય અપૂર્વ રૂપ અને પ્રભાવથી સતીને અસ્થિર અને મોહિત કરવાની ચેષ્ટા કરવા લાગ્યા. પરન્તુ સુકલા વિચલિત ન થઇ. તેનું ધ્યાન તેમના રૂપ ઉપર લાગ્યું નહિ. તે પતિવ્રતા અને સત્યનિષ્ઠ સ્ત્રી ઊંચી મનોદશામાં હતી. સુકલાએ આ લોકોને જોયા. પછી ઇન્દ્રને જોઇને વિચાર્યું કે આ જ માણસે પહેલા મારી પાસે દૂત સ્ત્રીને મોકલી હતી. આ દુષ્ટ સ્વભાવનો માણસ મને પતિના વિયોગવાળી સમજીને મારા પ્રત્યે કામવાસનાવાળો થઇ રહ્યો છે. પરન્તુ મારા સતીત્વના પ્રભાવથી પરાજિત થતા રતિ સહિત કામદેવ પણ મારી આગળ શું કરી શકવાનો હતો ! મારો આ દેહ આ સમયે શૂન્ય અને વિકાર રહિત થઇ ગયો છે. આંખોની આગળ નાચી રહેલ હૃષ્ટપુષ્ટ સુન્દર મનુષ્ય પણ મને મરેલા મડદા જેવો લાગે છે. મને ભોગવવાની ઇચ્છાવાળો માણસ પણ એવો જ દેખાઇ રહ્યો છે.

સતી સુકલા આ પ્રમાણે વિચાર કરીને પોતાના ચિત્તને સત્યરૂપી દોરથી બાંધીને ઘરમાં ચાલી ગઇ.

વિષ્ણુએ કહ્યું—ઇન્દ્ર સુકલાના મનનો ભાવ જાણીને કામદેવને બોલ્યો; ' સતી સુકલાને જીતવાની શક્તિ તમારામાં નથી. આ સતી પોતાની શક્તિમાં વિશ્વાસ રાખનાર વીરના સમાન ધર્મરૂપ ધનુષ અને જ્ઞાનરૂપ ઉત્તમ બાણ ધારણ કરીને આ સમયે આપણી સાથે યુદ્ધમાં ઊતરી છે. આ સતી યુદ્ધમાં તમને જીતવાને સમર્થ છે. હવે તમે તમારા ભવિષ્યનો વિચાર કરો. પહેલાં તમે મહાત્મા શમ્ભુદ્વારા બાળવામાં આવ્યા હતા. મહાત્માની સાથે વિરોધ કરવાથી તમે અનંગ ( અંગ વગરના ) શરીર વગરના થયા છો અને પહેલાં જે ખરાબ કર્મ તમે કર્યું હતું તેનું ખરાબ ફળ ભોગવી રહ્યા છો. હવે આ સાધ્વી સાથે વિરોધ કરવાથી જરૂર તમે હલકી યોનિ પ્રાપ્ત કરશો. જે લોકો જાણી જોઇને, મહાત્માઓની સાથે વૈર કરે છે તેઓ નક્કી દુઃખ ભોગવે છે. માટે આવો, હવે આપણે આ સતીને છોડીને ચાલ્યા જઇએ. જુઓ, પહેલા મેં સતીની સાથે 'દુષ્કર્મ'

કરવાથી બહુ કષ્ટ ભોગવ્યું હતું. ગૌતમે મને શાપ આપ્યો હતો તેથી મારા આખા શરીર ઉપર સ્ત્રીની યોનિઓ બની ગઇ હતી અને તેથી મારી બહુ દુર્દશા થઇ હતી. તે વખતે તમે પણ મને છોડીને ભાગી ગયા હતા. સતીઓના તેજનો પ્રભાવ અતુલ છે. ભગવાન સૂર્ય પણ તેને સહન કરવા માટે સમર્થ નથી. પ્રાચીન સમયમાં સતી નર્મદાએ મુનિના શાપથી પીડિત અને કુરૂપ તથા કોઢી એવા પોતાના પતિની રક્ષા કરી. તેણે ઊગી રહેલા સૂર્યને રોકીને પોતાના પતિ કૌશિકને માંડવ્યે આપેલા શાપનું તથા પતિના મૃત્યુનું નિવારણ કર્યું હતું. અત્રિની પત્ની પતિવ્રતા અનસૂયાએ પોતાના પ્રભાવથી શું નહોતું કર્યું ? સતીઓ સર્વદા સત્કાર કરવાને યોગ્ય છે. સાવિત્રી પોતાના મરણ પામેલા પતિને યમરાજ પાસેથી છોડાવી લાવી હતી. મેં સતીઓનો મહાન મહિમા સાંભળ્યો છે. એવો કયો મૂર્ખ છે કે જે અગ્નિની જ્વાળાઓનો સ્પર્શ કરે ? કયો મૂર્ખ ગળામાં પત્થર બાંધીને સમુદ્રમાં પડે ? કયો મૂર્ખ રાગ રહિત નિર્વિકાર સતીને વશમાં કરી શકે ?

ઇન્દ્રે આ પ્રમાણે નીતિયુક્ત વાતો કહીને કામદેવને બોધ આપ્યો, પરન્તુ કામદેવને તેની કંઈ પણ અસર ન થઇ. તેણે કહ્યું; 'હું આપની જ આજ્ઞાથી અહિં આવ્યો છું. હવે આપ બહુ ભયભીત બની રહ્યા છો પરન્તુ સુરેશ ! જો હું હવે પાછો ફરું તો સંસારમાં મારી કીર્તિ નષ્ટ થઇ જશે, મારું માન ઘટી જશે. બધા લોકો કહેશે કે એક સ્ત્રીએ આને જીતી લીધો છે. મેં પહેલાં જે દેવતાઓ, દાનવો અને તપસ્વી શ્રેષ્ઠ મુનિઓને જીત્યા છે તેઓ મારો ઉપહાસ કરશે. કહેશે કે આ બહુ શેખી કરતો હતો પણ એક સાધારણ સ્ત્રીથી ડરીને ભાગી ગયો. માટે હે સુરેશ ! આપ ગભરાઓ નહિં. ચાલો, હું તે સ્ત્રીનું તેજ, બળ અને ધૈર્ય–સર્વ નષ્ટ કરી દઉં છું.'

ત્યારપછી કામદેવે હાથમાં પુષ્પનું બાણ અને ધનુષ લઇને રતિને કહ્યું; 'હે પ્રિયે ! તમે માયાનું અવલમ્બન કરીને તે જે ધર્મનિષ્ઠ ગુણવતી સતી સુકલા છે તેની પાસે જઇને મને સહાય કરો.

પછી કામદેવે પ્રીતિને બોલાવીને કહ્યું–તું મારું કામ પૂરું કરાવ. સુકલાને સ્નેહથી ભરી દે. તું એવું કાર્ય કર કે ઇન્દ્રને જોઇ સુકલા પ્રસન્ન થઇ જાય, તેના ઉપર પ્રેમ કરવા લાગે અને તેને વશ થઈ જાય.

તે પછી કામદેવે તેના સખા મકરન્દને બોલાવ્યો અને કહ્યું; 'જાઓ, સખે ! એક નન્દનવન સમાન માયામય ફૂલ-ફળવાળું વન ઉત્પન્ન કરો. તે વનમાં કોકિલાઓ કૂજતી હોય, ભમરાઓ મધુર રવ કરતા હોય.

પછી કામદેવ સ્વાદિષ્ટ રસાયનને તથા ત્રિલોકને મોહિત કરનાર વીર સૈનિકોને મોકલીને સ્વયં ઇન્દ્રની સાથે તે મહાસતીને નષ્ટ કરવા માટે ઉપડયો.'

વિષ્ણુ બોલ્યા–સુકલાના સત્યનાશ માટે ઇન્દ્રની સાથે કામદેવના ગયા પછી સત્યે ધર્મને કહ્યું; 'હે મહાપ્રાજ્ઞ ધર્મ ! કામદેવનું કાર્ય જુઓ. મેં તમારે, મારે તથા મહાત્મા પુણ્યને માટે સતી સુપ્રિયા અને સુદેવા નામના ઉત્તમ ગૃહની રચના કરી છે. ઉન્મત બુદ્ધિવાળો કામ જઇને તેનો નાશ કરશે. આ દુષ્ટાત્મા કામ આપણો શત્રુ છે એમાં સન્દેહ નથી. હે ધર્મ ! તપસ્વી બ્રાહ્મણ, પતિવ્રતા સુમતિ અને નીતિમાન રાજા–આ ત્રણ મારાં (સત્યનાં) ઘર છે. જ્યાં મારી વૃદ્ધિ અને રક્ષા થાય છે ત્યાં તમારો (ધર્મનો) પણ વાસ થાય છે. શ્રદ્ધા સહિત પુણ્ય પણ ત્યાં જઇને આનન્દ કરે છે. શાન્તિની સાથે ક્ષમા પણ મારે ઘેર નિવાસ કરે છે. જ્યાં હું રહું છું ત્યાં દાન, દયા, પ્રજ્ઞા, લોભહીનતા અને હૃદયની નિર્મળતા વાસ કરે છે. આ બધાં મારાં ભાઇ-બ્હેન છે. હે ધર્મરાજ ! સાંભળો: અસ્તેય, અહિંસા, સહનશીલતા અને અભ્યુદય–આ મારે ઘેર જ પ્રસન્નતા અનુભવે છે. ગુરુસેવા, લક્ષ્મી સહિત વિષ્ણુ, અગ્નિ વગેરે દેવતાઓ અને મોક્ષમાર્ગને પ્રકાશિત કરનાર ઉજ્જ્વળ જ્ઞાન પણ મારે ઘેર આવે છે. સતીઓ અને ધર્મપરાયણ સાધુ પુરુષો મારાં ઘર છે. મેં આગળ કહ્યા તે કુટુમ્બીઓ સહિત હું આ ઘરોમાં નિવાસ કરુ છું. પાર્વતીયુક્ત શિવ પણ મારું નિવાસસ્થાન છે. મારુ તે શંકર નામનું ઘર પણ કામદેવ દ્વારા નષ્ટ કરાયું હતું. મહાત્મા વિશ્વામિત્ર કઠોર તપ કરતા હતા, તેમને પણ મેનકાનો આશ્રય લઇને આ કામે જીતી લીધા હતા. ગૌતમ મુનિની પત્ની અહલ્યા સતી અને પતિવ્રતા હતી, તેને પણ દુરાત્મા કામે સત્યથી વિચલિત કરી હતી. જગતમાં કેટલાયે મહા-

ત્માઓ અને પતિવ્રતા નારીઓ કામને લીધે માર્ગથી ભ્રષ્ટ થયાં છે. દુષ્ટ કામ મારી પાછળ પડયો છે. હવે હું ક્યાં રહીશ? તે મને અહિં જાણીને જ ધનુષ-બાણ લઇને આવ્યો છે. તે પાપાત્મા પોતાનાં બાણોના અગ્નિથી મારું ઘર નષ્ટ કરી દેશે. દૂર લોકો, પાખંડીઓ અને બીજાઓનું અહિત કરનારાઓ તથા અસત્ય વગેરે તેના સેનાપતિઓ છે. પાપી કામ પોતાના દુરાત્મા સેનાપતિઓની સહાયતાથી મારું ઘર તોડી રહ્યો છે. તે મને પણ તેમાંથી ભગાડી દેશે. તેના તેજથી બળીને હું નાશ પામી જઇશ. હું પુણ્યાત્મા કૃકલની પ્રિય પત્ની સુકલામાં પણ રહું છું. પાપિષ્ઠ કામ મારું આ ઘર પણ નષ્ટ કરવા તત્પર બન્યો છે. બળવાન્ ઈન્દ્ર આ કાર્યમાં તેને સહાય કરી રહ્યો છે. કામદેવ દ્વારા તેણે કરેલાં પહેલાંનાં કૃત્યોને તે ભૂલી રહ્યો છે કે આના ફંદમાં પડવાથી હું કેવી દુર્દશામાં પડી ગયો હતો. સતી સાથે વ્યભિચાર કરવાથી તેનું શું પરિણામ આવે છે તે, તે અહલ્યા-પ્રકરણમાં જોઇ ચૂક્યો છે. છતાં પણ આજે પુણ્યચરિત્રા સુકલાનો નાશ કરવા માટે તે તૈયાર થયો છે. હે ધર્મરાજ! એવું કરો કે કામદેવ ઈન્દ્રની સાથે આવે નહિ.

ધર્મે કહ્યું–'હું કામનું તેજ નષ્ટ કરવાનો અને તેના મૃત્યુ સુધીનો પણ પ્રબન્ધ કરીશ. મેં જે ઉપાય વિચાર્યો છે તેને સાંભળોઃ પ્રજ્ઞા (બુદ્ધિ) પક્ષીનું રૂપ ધારણ કરીને આકાશમાર્ગથી જઇને સુકલાને તેના પતિના શુભ આગમનનો શબ્દ સંભળાવે. પતિના આગમનની વાત જાણીને સુકલા સ્વસ્થ ચિત્તવાળી થતાં જરૂર તે દુષ્ટોથી નષ્ટ થશે નહિ.' આ પ્રમાણે નિશ્ચય કરીને તેમણે પ્રજ્ઞાને મોકલી. પ્રજ્ઞા સુકલાના ઘરના ઉપર ભવિષ્ય જાણનાર પક્ષીની માફક મધુશબ્દ કરતી જોવામાં આવી. તત્કાલ સુકલાએ તેનું પૂજા-સન્માન કર્યું. પછી સુકલાએ યોગ્ય બ્રાહ્મણને બોલાવીને પૂછ્યું–આ શકુન પક્ષી શું કહે છે? બ્રાહ્મણે કહ્યું–હે શુભે! આ પક્ષી તમારા પતિના આગમનના સમાચાર સંભળાવી રહ્યું છે. તમે સ્થિર અને નિશ્ચિન્ત રહો, સાત દિવસની અન્દર તમારા પતિ આવી જશે.' આ મંગલમય વાક્ય સાંભળી સુકલા બહુ પ્રસન્ન થઇ.

આ બાજુ કામદેવ અને ઇન્દ્રે શું કર્યું તે આવતા અંકમાં આવશે.

(ચાલુ)

# પૂ. ગાંધીજી સાથે પ્રશ્નોત્તરી

પ્રશ્ન–પરમેશ્વર માટે શું વાંચવું?

ઉત્તર–ગીતાજી અને રામાયણ વિચારપૂર્વક વંચાય તો તેમાંથી બધું મળી રહે છે.

પ્રશ્ન–ચિત્તની એકાગ્રતાનો માર્ગ!

ઉત્તર–હૃદયને પવિત્ર કરવા અને એકાગ્ર થવાને સારૂ મજકૂર પુસ્તકોનું વાચન-મનન અને જ્યારે શુભ કાર્યમાં ન રોકાએલા હોઇએ ત્યારે રામનામનું રટન બહુ મદદ કરે છે.

પ્રશ્ન–આપને અંતરનો સંદેશ મળ્યો તો મારા જેવાને તે કેવી રીતે મળે!

ઉત્તર–આપણે પ્રયત્નવાન રહીએ અને શ્રદ્ધા રાખીએ તો પ્રયત્નનું ફળ મળ્યા વિના રહેવાનું જ નથી.

પ્રશ્ન–પરમાત્માની ઝાંખીનો ઉપાય!

ઉત્તર–રાગદ્વેષનો સર્વાંશે ક્ષય થવો એ જ ઇલાજ આત્મદર્શનનો છે.

પ્રશ્ન–પ્રવૃત્તિથી શાન્તિ થાય!

ઉત્તર–શુભ પ્રવૃત્તિથી પરમ શાન્તિ અવશ્ય મળશે જ. —'ધર્મમંથન'માંથી.

ખાદી શા માટે પહેરીએ!–એટલા જ માટે કે તેને તારે તારે કાંતનાર ડોશીમાઓ વિધવા બહેનો અને ગરીબ ભાઇબહેનોના રોટલાના ટુકડાનો આધાર અને આપણાં જ વણનાર ભાઇબહેનોની રોજી રહેલી છે. ખાદી ન પહેરવાથી આપણે જાણ્યે અજાણ્યે તેના પર કાપ મૂકીને પાપ વહોરીએ છીએ —મહાત્મા ગાંધીજી.

# પરીક્ષાનું પરિણામ

લે: શ્રી 'ચક્ર'

(ગતાંક પૃષ્ઠ ૧૬૫ થી ચાલુ)

મહાત્માજીએ યાત્રીને કહ્યું, આપને ભોજન બનાવવું હોય તો બનાવી શકો છો. મારી રાહ ન જોશો. કુટિર બંધ કરીને તમે તમારે નિરાંતે સૂઈ જજો.' આટલું કહીને તેઓ પણ પાછલા દરવાજેથી મારી પાસે આવીને બેઠા. ભોજનની સામગ્રી યાત્રી પાસે હતી. ચોખા, દાળ વિ. કાઢીને તેણે રસોઈની શરૂઆત કરી. આશ્ચર્યની વાત તો એ હતી કે, તે સ્ત્રી પેલા યાત્રીના કોઈપણ કાર્યમાં કંઈપણ સહકાર આપતી નહોતી.

થોડાં ઘણાં લાકડાં ત્યાં પડ્યાં હતાં. વરસાદથી ભીંજાઈ ગયેલાં લાકડાં એકદમ ક્યાંથી સળગે ! કુટિરમાં આમતેમ ફાંફાં મારીને તે પુસ્તકો ઊઠાવી લાવ્યો. તેને ફાડીને તે તેમાં નાખવા લાગ્યો. મેં મહાત્માજીના મો સામું જોયું. પહેલાં તો તેમને ક્રોધ ચડ્યો પરંતુ તરત જ તેમણે નાક પર આંગળી મૂકીને શાંત રહેવાનો મને સંકેત કર્યો.

ભોજન તૈયાર થયું. યાત્રીએ એકલાએ ભોજનને ન્યાય આપ્યો. પેલી સ્ત્રી તો હજુ સુધી એક ખૂણામાં લપાઈને છાનીમાની બેસી રહી હતી. તેણે ભોજન કરવાનો સાફ ઇનકાર કર્યો. ભોજનથી પરવારીને તેણે કુટિરનો દરવાજો બંધ કરી દીધો. પોતાના ટ્રંકમાંથી ઓઢવા-પાથરવાનાં કપડાં કાઢીને બીસ્તરો બનાવી દીધો. તેણે સળગાવેલ દીવાને આધારે અમે અંદર શું બને છે તે બધું જોઈ શકતા હતા.

હવે તેણે સહરહુ સ્ત્રી પર બળાત્કાર કરવાનો નિર્લજ્જ પ્રયાસ કર્યો. તે રુદન કરી રહી હતી; ખેંચાખેંચીમાં તેનાં વસ્ત્રો ફાટી ગયાં. લગભગ તે નગ્નાવસ્થામાં મૂકાઈ ગઈ. તે બન્ને જણાની વાતચીતથી અમે એટલું સમજી શક્યા કે, આ સ્ત્રી તેની ભાભી છે. અને તીર્થયાત્રા કરાવવા માટે તે તેને સાથે લાવ્યો છે.

મહાત્માજી મારો હાથ પકડીને મને રોકી રહ્યા હતા. મેં પરાણે હાથ છોડાવીને પત્થરના બે-ત્રણ ટુકડા તે તરફ ફેંક્યા. એક પત્થર વાગવાથી પેલો દીવો બૂઝાઈ ગયો. અંધારાનો લાભ લઈને પેલી સ્ત્રી ત્યાંથી નાસી-છૂટી. પેલો પુરુષ તેને ખોળવા માટે પાછળ દોડ્યો. તેથી અમને પૂરાવો મળી ગયો.

આ પ્રકરણ પૂરું થયા પછી હું નિદ્રાધીન થયો. તે પછી રાત્રે શું બન્યું તેની મને ખબર નહોતી. પ્રાતઃકાળે ઊઠતાં જ મેં કુટિરમાં મહાત્માજીને ન જોયા. ત્યાંથી હું સીધો વિચાર કરતોકરતો ઘેર ગયો. નિત્યકર્મથી પરવાર્યો. બપોરે ભોજનાદિથી નિવૃત્ત થઈને હું મહાત્માજીની કુટિરે ગયો.

રાત્રે બનાવેલો માટીનો કામચલાઉ ચૂલો, રાખ, એંઠાં વાસણો તથા તૂટેલો દીવો વગેરે જેમનાં તેમ પડી રહ્યાં હતાં. મહાત્માજી ધ્યાનમગ્ન દશામાં પોતાના આસન પર બેઠા હતા. મેં નજીક જઈને તેમને પ્રણામ કર્યા. કુટિર સાફ કરવા જતાં તેમણે મને અટકાવી દીધો. તેમના ઇશારાથી હું પાસે જ બેસી ગયો.

મહાત્માજી બોલ્યા; ' જુઓ, પરીક્ષા તો થઈ ગઈ. તેમાં કંઈક અંશે હું સફળ થયો છું, અને કંઈક અંશે નિષ્ફળ પણ નીવડ્યો છું. પુસ્તકો ફાડીને જ્યારે તે સળગાવવા લાગ્યો ત્યારે મને ખૂબ દુઃખ થયું, અને ક્રોધરૂપી રાક્ષસે મારા હૃદયમંદિરમાં પ્રવેશ કર્યો. બળાત્કારના પ્રસંગે જ્યારે તમે ઉત્તેજિત થયા હતા. ત્યારે હું તમને રોકી રહ્યો હતો તે મારી સહનશક્તિને આભારી નહોતું પરંતુ તે નગ્ન ચિત્ર પ્રત્યેનું મારું આકર્ષણ જ તેનું મુખ્ય કારણ હતું. સૌથી મોટી વાત તો એ છે, કે અત્યારે પણ મારું મન તેમાં રમી રહ્યું છે. મગજમાં એ જ વિચારો ઘૂમી રહ્યા છે. આ ચંચળતા અને અશાંતિ જ એમ સૂચવે છે, કે મારું મન તે સમયે વિકૃત બની ગયું હતું. તમારી હાજરી અને ઈશ્વરની કૃપાથી હું બચી ગયો.'

હું સ્તનમન થઈને બધું સાંભળી રહ્યો હતો. મહાત્માજી વચમાં જરી અટકીને બોલ્યા. 'જુઓ; હું તમને મારો નિર્ણય કહું છું. હૃદયમાં તેને કોતરી રાખજો. કોઈ પણ માણસ મનને સંપૂર્ણ રીતે જીતી શકતો નથી. મન ક્યારે દગો દેશે તેની કોઈને ખબર પડતી નથી. જેમાં વિકૃતિનો ભય હોય એવા પ્રસંગો જાણી જોઈને ઊભા કરવા એટલે પોતાના પગ પર કુહાડી મારવા જેવું છે.

જિતેન્દ્રિયપણાનો ફાંકો રાખીને ભૂલેચૂકે પણ આવો પ્રયોગ ન કરવો. સંસારથી દૂર રહીને

દુન્યવી વિકારોથી અલિપ્ત રહેવું એટલું જ બસ છે. ઈશ્વરની દયા હોય તો જ અકસ્માત આવી પડેલા પ્રસંગોએ વિકારોમાંથી આપણે બચી શકીએ. નિરભિમાની થઈને હંમેશાં ભગવચ્છરણાગતિ સ્વીકારીને રહેવું અને માયાવી વાતાવરણથી યથાશક્ય દૂર રહેવું; એ જ ડહાપણ ભરેલો માર્ગ છે.'

પાછળથી મને ખબર પડી કે પેલી સ્ત્રીએ પોલીસને સૂચના આપી દીધી છે અને પોલિસે યાત્રીની ધરપકડ કરી છે. આ સમાચાર આપવાની દષ્ટિથી હું સંધ્યા સમયે પુનઃ મહાત્માજીની કુટિરે ગયો. કુટિર સાવ સૂની પડી હતી. મહાત્માજી કોઈ અજાણ્યા સ્થળે પ્રસ્થાન કરી ગયા હતા, બહુ સમય સુધી રાહ જોઈને હું પાછો આવ્યો. મને ફરીથી ત્યાં મહાત્માજીનાં દર્શન ન થયાં તે ન જ થયાં.

[૪]

કેટલાક વર્ષો બાદ હું અયોધ્યા ગયો. સરયૂમાંથી સ્નાન કરીને પાછા ફરતી વખતે મેં શહેરથી થોડે દૂર, એક ખંડિયેર મકાન પાસે, એક પાગલને જતો જોયો. તે પત્થરો એકઠા કરીને પોતાની પાસે આવનાર તરફ ફેંકતો હતો. મને તરત જ એમ લાગ્યું કે આ પાગલ તો તે જ મહાત્માજી હોવા જોઈએ.

લોકોએ મને કહ્યું, 'આપ તેની પાસે ન જશો. તે પત્થરો ફેંકીને જેને-તેને મારે છે.' ડર તો મને પણ લાગતો હતો પરંતુ હૈયાની તમામ હિંમત એકઠી કરીને આગળ વધ્યો. મને જોતાની સાથે જ તે પાગલ ખંડિયેરમાં ઘૂસી ગયા. નજીક ગયા પછી સંકેત કરીને તેમણે મને ખંડિયેરમાં બોલાવ્યો. ખંડિયેરમાં જ્યાં જુઓ ત્યાં ચીંથરાં જ નજરે પડતાં હતાં, આ ચીંથરાંને આ પાગલ જ ભેગાં કરી લાવ્યો હતો. ખરેખર તે મારા પૂર્વપરિચિત મહાત્માજીસિવાય બીજું કોઈ નહોતું. તેમણે પાણી લાવવાની મને આજ્ઞા કરી. સરયૂમાંથી જળ લાવીને મેં તેમને પીવડાવ્યું. પછી તેઓ બોલ્યા, 'વારુ, હવે તું અહીંથી ભાગી જા. મને ભય લાગે છે.' હઠાગ્રહ કરીને તેમની શાંતિમાં ભંગ પાડવાનું મને ઠીક ન લાગ્યું. પ્રણામ કરીને મેં ચાલતી પકડી.

× × ×

# શ્રી રામકૃષ્ણની ઉપદેશવાણી

અનુઃ શ્રી જયન્તીલાલ મંગળજી ઓઝા B. A.; L. L. B.

## માયા

[ (૧) ઈશ્વરની વિરાટ શક્તિ રૂપે માયા (૨) અવિદ્યા-માયા (૩) વિદ્યા-માયા ]

### (૧) ઈશ્વરની વિરાટ શક્તિ રૂપે માયા.

૧ ગતિમાન સર્પ અને ગુંચળું વળીને સ્થિર પડી રહેલા સર્પની વચ્ચે જે સંબંધ છે, તે સંબંધ માયા અને બ્રહ્મ વચ્ચે છે. શક્તિ જ્યારે કાર્યના રૂપમાં હોય ત્યારે માયા; શાંત, સ્થિર હોય ત્યારે બ્રહ્મ.

૨ સમુદ્રનું પાણી અત્યારે શાન્ત સુસ્થિર છે, પછી તેમાં મોજાં ઉછળવા લાગશે; તે જ રીતે બ્રહ્મ અને માયા સમજવાનાં છે. શાંત, ગતિહીન સ્થિતિનો સમુદ્ર એ બ્રહ્મ અને ઉછળતો સમુદ્ર એ માયા.

૩ અગ્નિ અને તેની દાહક શક્તિનો જેવો સંબંધ તેવો બ્રહ્મ અને શક્તિ વચ્ચેનો સંબંધ.

૪ સર્જન માટે શિવ અને શક્તિ બન્નેની જરૂર છે. સૂકી માટી લઈને કુંભાર ઘડો ઘડી શકે નહિં; પાણીની પણ જરૂર છે. તે જ રીતે કેવળ શિવ શક્તિની મદદ વિના સર્જન કરી શકે નહિ.

૫ એક વખત મને માયાનું દર્શન કરવાની ઇચ્છા થઈ. ત્યારે મારા જોવામાં નીચેનું દશ્ય આવ્યું. એક નાનું ટીપું વધતું વધતું છોકરીના આકારમાં ગોઠવાઈ ગયું, છોકરીમાંથી વધીને સ્ત્રી થઈ અને તેણે એક બાળ-

કને જન્મ આપ્યો; જેવું બાળક જન્મ્યું કે એ સ્ત્રી તેને ખાઇ ગઈ. આ રીતે તેને ઘણાં બાળકો જન્મ્યાં અને તે સર્વને એ બાઈ ખાઇ ગઈ. ત્યારે મને સમજાયું કે તે માયા છે.

૬ સર્પને દાઢમાં ઝેર હોવા છતાં, તેના પોતાના ઉપર એની અસર થતી નથી; પરંતુ જ્યારે તે કરડે છે, ત્યારે જેને તે કરડે છે તે મરી જાય છે. તે જ રીતે ઈશ્વરમાં માયા રહેતી હોવા છતાં તેના ઉપર કંઇ અસર થતી નથી, પણ તે માયા આખી દુનિયાને નચાવે છે.

(૨) અવિદ્યા રૂપે માયા.

૭ દક્ષિણેશ્વરના મંદિરની એક ઓરડીમાં કોઈ સાધુ થોડો વખત રહ્યા હતા. તે કોઇની સાથે વાતચીત કરતા નહિ. બધો વખત ઈશ્વરના ધ્યાનમાં મગ્ન રહેતા. એક દહાડો એકાએક એક વાદળું આકાશમાં દેખાયું. થોડા વખત પછી પવનને લઇને તે વાદળું વિખેરાઇ ગયું. સાધુ મહારાજ પોતાની ઓરડીમાંથી બહાર આવી હસવા અને નાચવા-કૂદવા લાગ્યા.

આ ઉપરથી ગુરુમહારાજ તેને પૂછવા લાગ્યા. 'અરે! અત્યાર સુધી તો તમે ચુપચુપ તમારી ઓરડીમાં પડ્યા રહેતા, આજે આમ આનંદથી હસવા અને નાચવા-કૂદવા કેમ લાગ્યા છો!' સાધુએ જવાબ આપ્યો:-"જીવનને વિંટળાઇને રહેતી માયા આને બરાબર મળતી આવે છે! થોડા વખત પહેલાં તેનું નામનિશાન પણ હોય નહિ, પરંતુ એકાએક બ્રહ્મરૂપ નિર્મળ આકાશમાં તે દેખા દે છે, તથા સમગ્ર વિશ્વને સર્જે છે; અને બ્રહ્મના એક શ્વાસોચ્છ્વાસથી વિખેરાઇ જાય છે."

૮ રામ, સીતા અને લક્ષ્મણ વનવાસ ભોગવવા વનમાં ગયા. રામ આગળ, સીતાજી વચમાં, લક્ષ્મણ તેની પાછળ. રામનાં કાયમ પૂર્ણ દર્શન મેળવવા લક્ષ્મણને તીવ્ર ઇચ્છા હતી, પણ સીતાજી વચ્ચે હોવાથી તેમ બનતું નહિ. પછી તેમણે સીતાજીને જરા બાજુએ ખસી જવા વીનવણી કરી. સીતાજી જરા બાજુએ ખસ્યાં કે તરત જ લક્ષ્મણની ઇચ્છા પૂરી થઇ. તેમને રામનાં દર્શન થયાં. આ દુનિયામાં બ્રહ્મ, માયા અને જીવની વ્યવસ્થા પણ આને મળતી છે. જ્યાંસુધી માયાનો પડદો આઘો ખસે નહિ, ત્યાંસુધી જીવ પરમાત્માને જોઇ શકતો નથી-મનુષ્ય ઈશ્વરનો સાક્ષાત્કાર પામી શકતો નથી.

૯ રાત-દિવસ ઝુમ્મરમાંથી લટકતા ખોટા હીરા જોઇને એક સાધુપુરુષ કાયમ હસ્યા કરતા. હીરામાંથી તેને લાલ, પીળા, વાદળી એવા જુદાજુદા રંગો દેખાતા હતા. એ તેના હસવાનું કારણ હતું. આ રંગો ખોટા છે એમ સમજાતાં તેમને સમજાઇ ગયું કે દુનિયા પણ આવી જ ખોટી છે.

૧૦ મુખડાનું સિંહનું માથું ચઢાવી લેવાથી હરિ ભયંકર દેખાય છે. પોતાની બેન રમતી હોય છે ત્યાં જઇને તે સિંહની માફક ત્રાડ પાડે છે. બેન તો બીચારી ગભરાઈ જઇને રાડારાડ કરી મૂકે છે અને સિંહથી છૂટવા દોડાદોડ કરવા લાગે છે. પરંતુ જેવો હરિ એ સિંહનું માથું કાઢીને દૂર મૂકે છે કે તરત જ છોકરી પોતાના વહાલા ભાઇને ઓળખી કાઢે છે, અને તેની પાસે દોડી જઈ ઊભી રહે છે. બધા માણસોની પણ આવી જ સ્થિતિ છે. માયા-શક્તિની અગાધ સત્તાને લઇને તેઓ ભુલમાં પડી જાય છે, ભયભીત બને છે અને જેતે કરવા લાગે છે. બ્રહ્મ તેની પાછળ છૂપાયેલો છે! એ માયાનો પડદો બ્રહ્મના મુખ ઉપરથી ખસી જાય તો પછી આપણે તેને નિષ્ઠુર, ભયંકર અધિષ્ઠાતા તરીકે નહિ, પણ પોતાના પરમ પ્રિય અંતરાત્મા તરીકે ઓળખી કાઢીશું.

૧૧ જો ઈશ્વર સર્વવ્યાપી હોય તો આપણે તેને કેમ જોતા નથી? તળાવને કાંઠે ઊભા હોઇએ પણ જો ઉપર લીલ અને બીજી વનસ્પતિ જામી ગઇ હોય તો આપણે પાણી જોઇ શકતા નથી. પાણી જોવું હોય તો શેવાળ, લીલ વગેરેને દૂર કાઢવાં જોઇએ. માયાનો પડદો આંખે આડો આવી ગયો છે, અને આપણે ફરિયાદ કરીએ છીએ કે આપણને ઈશ્વર દેખાતો નથી! જો ઈશ્વરને જોવા હોય તો આંખ પરથી માયાનું પડળ દૂર કરો.

૧૨ જેમ વાદળું સૂર્યને ઢાંકે છે, તેમ માયા ઈશ્વરને જોવા દેતી નથી. વાદળું ખસી જાય છે ત્યારે ફરી સૂર્ય દેખાય છે; માયા દૂર હટે કે તરત જ ઇશ્વર દેખાય.

૧૩ એવી લોકોક્તિ છે કે રાજહંસ દૂધ અને પાણી ભેગાં મળી ગયાં હોય તો તેમાંથી દૂધ પી જઇ પાણી પડતું મેલે છે. બીજાં પક્ષીઓ તેમ કરી શકતાં નથી. ઇશ્વર માયાની સાથે ઓતપ્રોત થઇ ગએલ છે. સાધારણ મનુષ્યો તેને માયાથી અલગ પાડી જોઇ શકતા નથી. કેવળ પરમહંસો જ માયાને દૂર કરી શકે છે અને પૂર્ણ શુદ્ધ ઇશ્વરને પહોંચી શકે છે.

૧૪ જો તમે એ વિશ્વમોહિની માયાનું સ્વરૂપ સમજી જાઓ તો પછી ખબર પડી જવા પછી જેમ ચોર નાસી જાય છે તેમ તે પણ સંતાઈ જશે.

(૩) વિદ્યા-માયા

૧૫ ઈશ્વરમાં વિદ્યા-માયા અને અને અવિદ્યા-માયા બન્ને છે. વિદ્યા-માયા મનુષ્યને ઈશ્વર તરફ લઈ જાય છે, અવિદ્યા-માયા તેનાથી દૂર ખેંચી જાય છે. જ્ઞાન, ભક્તિ, વિવેક, વૈરાગ્ય, દયા-આ બધાં વિદ્યા-માયાનાં સ્વરૂપો છે; તેમની મદદથી જ ઈશ્વરની પ્રાપ્તિ થાય.

૧૬ માયા બ્રહ્મને પ્રકટ કરે છે. માયા ન હોય તો બ્રહ્મને કોણ જાણી શકયું હોત? શક્તિને જાણ્યા વિના-ઈશ્વરની સાકાર મૂર્તિને જાણ્યા વિના-તેમને જાણવાને બીજો કોઈ રસ્તો નથી.

૧૭ માયાને લઈને જ પરમ જ્ઞાન અને મોક્ષની પ્રાપ્તિ આપણે માટે શક્ય બને છે. એના સિવાય આનો સ્વપ્નાં આવવાં પણ મુશ્કેલ. માયામાંથી જ દ્વૈત અને સાપેક્ષતા ઉદ્ભવે છે, માયા ન હોય તો ભોગ્ય પણ ન હોય અને ભોક્તા પણ ન હોય.

૧૮ બિલાડી પોતાનાં બચ્ચાંને દાંત વડે પકડે છે, પણ તેથી કંઈ તેમને ઈજા થતી નથી. પરંતુ જ્યારે ઉંદરને દાંતથી પકડે છે ત્યારે તે મરી જાય છે. આ રીતે માયા ભક્તને કદી પણ મારતી નથી, જો કે બીજાઓનો સર્વનાશ થઈ જાય છે.

# દયા અને ન્યાય જુદાં નથી

પ્રશ્ન—પરમાત્મા દયાળુ અને ન્યાયકારી છે કે નહિ?

ઉત્તર—છે.

પ્રશ્ન—એ બન્ને ગુણ પરસ્પર વિરુદ્ધ છે. માટે જો ન્યાય કરે તો દયા ન રહે અને દયા કરે તો ન્યાય ન રહે. કારણ કે ન્યાય તેને કહે છે જ્યાં કર્માનુસાર ન્યૂનાધિકતા રહિત ફળ અપાય અને દયા તેને કહે છે કે અપરાધીને દંડ આપ્યા વિના મુક્ત કરવો.

ઉત્તર—ન્યાય અને દયામાં નામમાત્રનો જ ભેદ છે. જે પ્રયોજન ન્યાયથી સિદ્ધ થાય છે તે જ પ્રયોજન દયાથી સિદ્ધ થાય છે. દંડ દેવાનું પ્રયોજન એ કે મનુષ્ય અપરાધ કરવાથી દૂર રહી દુઃખી ન થાય. તે જ પ્રયોજન દયાનું છે. ન્યાય અને દયાનું પ્રયોજન બીજાના દુઃખને દૂર કરવું તે જ છે.

વળી ન્યાય અને દયાનો જે અર્થ તમે કર્યો છે તે ઠીક નથી. કારણ કે જેણે જેટલો અને જેવો અપરાધ કર્યો હોય તેને તેટલા અપરાધ અનુસાર દંડ આપવો તેનું નામ ન્યાય છે. અને જો અપરાધીને દંડ ન આપવામાં આવે તો દયાનો નાશ થઈ જાય.

એક અપરાધી લૂંટારાને છોડી મૂકવો એ હજારો ધર્માત્માઓને દુઃખ દેવા જેવું છે. જ્યારે એકને છોડવાથી હજારો મનુષ્યોને દુઃખ થાય છે તો પછી એનું નામ દયા કેવી રીતે?

એક લૂંટારાને કારાગૃહમાં રાખી પાપથી બચાવવામાં આવે તો લૂંટારા ઉપર અને એક લૂંટારાને મારી નાખવાથી હજારો મનુષ્યો ઉપર દયા અભિવ્યક્ત થાય છે.

પ્રશ્ન—તો પછી દયા અને ન્યાય બે શબ્દો જુદા કેમ થયા?

ઉત્તર—શું એક અર્થનાં અનેક નામો અને એક નામના અનેક અર્થો નથી હોતા? હોય છે. તો પછી તમને શંકા કેમ થઈ?

પ્રશ્ન—સંસારમાં જુદા અર્થ સાંભળીએ છીએ શા માટે?

ઉત્તર—સંસારમાં સાચું અને ખોટું બન્ને સાંભળવામાં વિચાર કરીને પછી નિશ્ચય કરવો. સંસારમાં બધા પાપીઓ છે. અને મોટી દયા તો એ છે કે કોઈને અધિક સુખ, કોઈને ન્યૂન સુખ, કોઈને અધિક દુઃખ—ન્યૂન દુઃખ એવા પ્રકારની વ્યવસ્થા જોવામાં આવે છે તે જ ન્યાયનું પ્રત્યક્ષ ફળ છે. બંધન અને દંડ તે ન્યાય કહેવાય છે. એ બન્નેનું પ્રયોજન તો એક જ છે. અને તે એ કે સર્વેને પાપ અને અને દુઃખથી વિમુક્ત કરવા.

—સ્વામી દયાનંદ સરસ્વતી



## રસ્તે જતાં જડેલું

લેખકઃ—
શ્રી 'પુનિત' મહારાજ

લગભગ પ્હો ફાટવાનો સમય હતો. આધેડ વયની ઉંમરનો એક આદમી ઘેરથી સ્ટેશન તરફ જઈ રહ્યો હતો. ઘેરથી સ્ટેશન ઠીક ઠીક દૂર હતું. સાધનને અભાવે તે પગપાળો ઉતાવળી ગતિએ પગલાં ભરી રહ્યો હતો. અરધે રસ્તે આવ્યા બાદ. કોઈ ખૂણામાં પડેલા કાગળના એક ટુકડા પર એકાએક તેની દૃષ્ટિ પડી. ઉઠાવીને જોયું તો તે સો રૂપિયાની નોટ હતી. લોકોની નજર ન પડે એવી ચાલાકીથી તેણે તે નોટને પોતાના ઝભ્ભાના બહારના ખીસ્સામાં મૂકી દીધી. ત્યાંથી આગળ વધીને તે સ્ટેશન પર આવ્યો. લાંબી કતારમાં ઊભા રહીને જવાના સ્થાનની ટીકીટ લીધી. નિયત સમયે ગાડી પ્લેટફોર્મ પર આવી ગઈ હતી. ખટપટ કરીને તે મહામુશીબતે જગા મેળવીને બેઠો ને કપાળ પરના પરસેવાને રૂમાલ વડે લુછવા લાગ્યો.

લોકો અરસપરસ પોતપોતાના કાર્યક્ષેત્રને લગતી વાતો કરી રહ્યા હતા. 'કપાળે કપાળે જુદી મતિ' એ લોકોક્તિ અનુસાર અવનવી વાતોનો રંગ જામ્યો હતો. આખા ડબ્બાના મુસાફરોમાં આ ભાઈના મુખ ઉપર વધુ આનંદ તરી આવતો હતો. વગર મહેનતે રૂપિયા સોની કમાણી થઈ હોવાથી તેને મન તો આજે દીવાળીનો દહાડો લાગતો હતો. યથાસમયે સીટી વાગી ને ગાડી ઊપડી.

થોડીવાર આમતેમ જોઈને નોટને નિરાંતે ઠેકાણે મૂકી દેવાની ગણતરીથી તેણે ખીસ્સામાં હાથ નાખ્યો. પરંતુ...ત્યાં તો તે સખેદાશ્ચર્યના સાગરમાં ડૂબી ગયો. ગજવામાં હાથ ઘાલતાંની સાથે જ હાથ સીધો બહાર નીકળી ગયો. હકીકત એવી બની હતી કે, ભીડની ગીરદીનો લાભ લઈને કોઈ બદમાશે તેનું ખીસ્સું કાપી લીધું હતું. 'ભૂલથી કોઈ બીજા ખીસ્સામાં મુકાઈ ગઈ હશે' એમ માનીને તેણે બધાં ખીસ્સાં તપાસી જોયાં પરંતુ કંઈ પત્તો ન લાગ્યો. તેનું હસતું મુખકમળ તરત જ કરમાઈ ગયું. ખૂબ દુઃખી થઈને તેણે રડવા માંડ્યું.

આસપાસ બેઠેલા સદ્‌ગૃહસ્થો વિચારમાં પડી ગયા કે, આ કોઈ વિચિત્ર માણસ દેખાય છે. હમણાં તો હસતો હસતો આવ્યો હતો અને કંઈ પણ કારણ વિના, ઓચિંતો કેમ રડી રહ્યો છે! તેમાંના એકાદ જણે કારણ જાણવાની ઇચ્છાથી તેને પૂછ્યું, 'ભાઈ! આપ જ્યારે ડબ્બામાં પ્રવેશ્યા ત્યારે તો આપનું હૈયું હરખથી હસી રહ્યું હતું અને અત્યારે ગાડીમાં બેઠાબેઠા એવો કયો બનાવ બની ગયો કે જેથી આપ રડી રહ્યા છો!' પેલાએ સાચી હકીકત જણાવતાં કહ્યું; 'ભાઈ! હું એટલા માટે રડી રહ્યો છું, કે મારા ખીસ્સામાં સો રૂપિયાની નોટ હતી તે ગૂમ થઈ ગઈ છે.'

'એવી કેવી રીતે નોટ મૂકી હતી કે ખીસ્સું કપાઈ ગયું!' વધુ પૂછપરછ કરતાં પેલા સજ્જને પૂછ્યું.

'ઝભ્ભાના બહારના ગજવામાં મૂકી હતી.' તેણે જવાબ દીધો.

'ભલા આદમી! સો રૂપિયા જેવી ભારે રકમની નોટ એવા ખીસ્સામાં મુકાય ખરી! આપ જેવા સમજદાર માણસથી આવી ભૂલ થાય!'

'ત્યાં ના મુકાય તે તો હું પણ સમજું છું. પરંતુ સાચી વાત એ છે કે, તે નોટ મને રસ્તામાંથી જડી હતી. 'રખેને તેને કોઈ જોઈ જશે' એવી બીકને લીધે જ મેં ત્યાં મૂકી હતી; નહિ તો હું દેખીતી મૂર્ખાઈ કરું એવો માણસ નથી.'

એ જ ડબ્બામાં એક ઉચ્ચ કોટિના સંત પ્રવાસ કરી રહ્યા હતા. અત્યાર સુધી તેઓ શાંત બનીને સાક્ષીભાવે આ વાર્તાલાપ સાંભળી રહ્યા હતા. આખી વાતનો અંત આવ્યા પછી તેમણે શાંતગંભીર મુખમુદ્રાથી, જેની નોટ ખોવાઈ હતી તેને વિનયપૂર્વક કહ્યું: 'ભાઈ! આપ સાંભળવા તૈયાર હો તો હું બે શબ્દો કહેવા ઇચ્છું છું.'

'જરૂર, ખુશીથી કહો મહારાજ!' તેણે પ્રત્યુત્તર આપ્યો.

'સ્હેજ ઊંડો વિચાર કરીને જોશો તો આપને જણાશે કે આપે દુઃખી થવાની કંઈ જરૂર નથી. જરા ધ્યાનપૂર્વક સાંભળો. જ્યારે તમે ઘેરથી નીકળ્યા ત્યારે તમારી પાસે કંઈ જ નહોતું. તે નોટ તો તમને રસ્તામાંથી જ જડી હતી. હવે તમે એમ જ માની લો કે તે નોટ તમને જડી જ ન હોતી! જે વસ્તુ તમારી હતી જ નહિ તેને માટે શોક કરવાનો તમને શું અધિકાર છે! જરૂર છે માત્ર આપના મનની દિશાને બદલવાની.' પેલા માણસને સાચો ઉપદેશ મળવાથી તેના હૈયાની આંટી સહેલાઈથી ઉકલી ગઈ. તેને સાચી સમજણ આવી ગઈ.

× × ×

બોધપાઠ:—આ તો એક દૃષ્ટાંત છે. પરંતુ આપણને તે સરસ રીતે લાગુ પડે છે. તેનો આધ્યાત્મિક ભાવાર્થ આ પ્રમાણે છે: ઘર એટલે આ માયાવી જગત અને સ્ટેશન એટલે પ્રભુનું ધામ. માના ઉદર રૂપી જેલમાંથી જ્યારે આપણે આ જગતમાં જન્મ ધારણ કરીએ છીએ ત્યારે પણ ખાલી હાથે જ જઈએ છીએ. જન્મ અને મરણ વચ્ચેનો જે ગાળો એનું નામ છે જીવન. જગતમાં જન્મ્યા પછી આપણે પાછલા જન્મોના સંસ્કારો વિસરી જઈએ છીએ. જ્યાંસુધી આપણે નિર્દોષ બાળક હોઈએ છીએ ત્યાંસુધી આપણે પ્રભુસ્વરૂપ ગણાઈએ છીએ. જેમજેમ આપણે સમજણા થઈએ છીએ તેમતેમ આપણામાં માયાનો સંચાર થતો જાય છે.

ધીરે ધીરે પ્રસંગોપાત્ત આપણે માયાના બંધનમાં બંધાતા જઈએ છીએ. બાલ્યાવસ્થા રમતગમતમાં વેડફાઈ જાય છે. પછી કિશોરાવસ્થા વટાવીને યૌવનને ઉંબરે આવીએ છીએ. ત્યારબાદ લગ્નજીવનનો લ્હાવો લેવા માટે ધનસંગ્રહ કરીએ છીએ. પ્રભુતામાં પગલાં માંડ્યા પછી બે-ચાર બાળકોના પિતા બનીએ છીએ. જેમ જેમ જવાબદારી અને જીવનની જરૂરિયાતો વધતી જાય છે તેમ તેમ પૈસા પ્રત્યેની આપણી પ્રીતિમાં અભિવૃદ્ધિ થતી જાય છે. અનેક જાતનાં કાળાં-ધોળાં અને સાચાં-જૂઠાં કરીને આપણે 'શેઠ' બનીએ છીએ. વિધવિધ પ્રકારના વેપાર ધંધામાં મશગૂલ બનીને વૈષ્ણવ હોવા છતાં 'કરમના કસાઈ' બનીએ છીએ. જીવનના સરવૈયામાં કેવળ હાયહાય અને ઉપાધિ જ બાકી રહે છે! એમ કરતાં કરતાં ઘડપણમાં પ્રવેશ કરીએ છીએ. ઘડપણ એટલે 'જીવતું મરણ.' તેમાં અસંખ્ય દુઃખોના શિકાર બનવું પડે છે. છેવટે યમરાજાનું ઓચિંતુ આંતું આવી પહોંચે છે. તે વખતે તમામ માયાવી પદાર્થોને પરાણે છોડવાની ફરજ પડે છે ત્યારે, જેને સો રૂપીયાની નોટ જડી હતી તે માણસની માફક આપણે પોકેપોક મૂકીને રડીએ છીએ. પરંતુ આપણને એ ખ્યાલ નથી રહેતો કે આપણે તો જગતમાં ખાલી હાથે જ આવ્યા હતા અને ખાલી હાથે જ જવાના છીએ. જે જે સાંસારિક પદાર્થો—સ્ત્રીપુત્ર, ઘરબાર, મોટરગાડી, કુટુંબકબીલા, સગાંવહાલાં, માલમિલકત વગેરે—ને 'આપણાં' માનીને તેમની સાથે ગાઢ સ્નેહ બાંધ્યો છે તે તો બધાં, સો રૂપીયાની નોટની જેમ, 'રસ્તામાંથી જડેલાં' છે. તેને માટે શોક કરવો એ ગેરવ્યાજબી અને બીનજરૂરી છે.

જ્યાંસુધી આપણે આવી વિવેકબુદ્ધિ વડે વિચારીશું નહિ ત્યાંસુધી આપણાં દુઃખોની પૂર્ણાહુતિ કદાપિ થવાની નથી. જે દિવસે આપણે ઈશ્વરી સંકેતોના રહસ્યને સમજીને તેનો અમલ કરીશું તે દિવસથી આપણા જીવનરૂપી જમીનમાંથી દુઃખોનું મૂળ કાયમને માટે ઉખડી ગયું હશે.

## —:અસ્તેય:—

પારકાની માલિકીની વસ્તુ ન લેવી એટલો જ અસ્તેયનો અર્થ નથી, પોતાની ગણાતી હોય પણ પોતાને તેની જરૂર ન હોય છતાં તેનો ઉપયોગ કરવો એ પણ ચોરી જ છે. બીજાના વિચારને કે સાધનને જાણી જોઈને તેનો પોતાની મહત્તા બતાવવા ઉપયોગ કરવો એ વિચારની ચોરી છે. ઈશ્વરની સર્વ વસ્તુઓનો સર્વને અધિકાર છે, એના ઉપર એથી વધુ અધિકાર સમજવો એ પણ ચોરી છે.

—મહાત્મા ગાંધીજી

# ભક્તકવિ જયદેવ

અનુવાદક :—
શ્રી હરિલાલ પંચાલ

[ ગતાંક પૃષ્ઠ ૬૮૨ થી ચાલુ ]

જયદેવનાં પત્ની પદ્માવતી પણ પતિને છાયાની જેમ અનુસરતાં, ભગવાન પ્રત્યે પણ એને અસીમ ભક્તિભાવ હતો. પણ એ પ્રેમના પ્રત્યક્ષ કારણરૂપ પોતાના પતિને જ માનતી અને તન-મનથી એમની સેવા કરતી. પતિવ્રતા સ્ત્રીના સઘળાં નિયમો એ ઘણી સારી રીતે જાણતી અને પાળતી. જયદેવજી રાજ્યમાં પૂજનીય વ્યક્તિ હતા. આથી રાની, રાજમાતા આદિ રાજમહેલની સર્વ મહિલાઓ પણ એમના ઘેર આવી પદ્માવતી પાસે બેસતી અને સત્સંગનો લાભ ઉઠાવતી. રાણી ઘણી જ સાદી, સુશીલ, ધર્મપરાયણ અને પતિવ્રતા હતી, પણ એના મનનું અભિમાન હજી જીવતું હતું. આને લીધે એ કેટલીક વાર દુઃસાહસ કરી બેસતી. એક દિવસ તો પદ્માવતી સાથે પણ એ આવું જ દુઃસાહસ કરી બેઠી...

સત્સંગ ચાલી રહ્યો છે. પદ્માવતી સતી-ધર્મનો મહિમા સમજાવે છે. એણે કહ્યું, "સ્વામીના શબને ખોળામાં લઈ બળી જનાર સતી તો ઉતરતી કક્ષાની સતી કહેવાય. ઉચ્ચ કક્ષાની સતી તો પતિના મૃત્યુ-સમાચાર સાંભળતાં જ પ્રાણ તજે. પતિના મૃત્યુની વાત સાંભળતા એના પ્રાણ ક્ષણભર માટે પણ શરીરમાં નહિ ટકે." રાણીને આ વાત ન રુચી. એણે માન્યું કે પદ્મા પોતાના સતીત્વનું ગૌરવ વધારવા માટે જ આમ કહે છે. મનમાં ઈર્ષ્યાની આગ જલી ઊઠી. પરીક્ષા કરવાનો નિશ્ચય કરીને વિના બોલ્યે એ મહેલમાં આવી ગઈ. કેટલાક દિવસ પછી રાજા સાથે જયદેવજી બહાર ગયા. રાણીએ જોયું કે યોગ્ય સમય આવી પહોંચ્યો છે. આથી ચહેરા પર દીલગીરીનો ડોળ લાવીને એ પદ્માવતી પાસે આવી અને કપટી રુદન કરતાંકરતાં સમાચાર આપ્યાઃ "પંડિતજીને સિંહે ફાડી ખાધા." આટલું સાંભળતાં તો પદ્માવતી 'શ્રીકૃષ્ણ-કૃષ્ણ' કહેતી ધડ દઈને જમીન પર ઢળી પડી! રાણીએ સંભાળીને જોયું તો પદ્મા નિષ્પ્રાણ થઈ ગઈ હતી. એના પ્રાણપંખેરુ શરીરમાંથી ચાલ્યા ગયા હતા. એને પોતાના દુઃસાહસ પર અત્યંત પસ્તાવો થયો તે વિચારવા લાગી; "મહારાજની સન્મુખ હું શી રીતે મોં બતાવીશ! જ્યારે પતિદેવ પોતાના પૂજ્ય ગુરુદેવની ધર્મશીલા પત્નીના મોતના કારણરૂપે મને જાણશે ત્યારે હૃદયમાં કેવું દુઃખ થશે! જયદેવજીને પણ સંતાપ થશે! હા દૈવ!" એટલામાં તો જયદેવજી આવી પહોંચ્યા. રાજા પાસે પણ આ સમાચાર પહોંચ્યા હતા. એ પણ ત્યાં આવ્યા. એમના હૃદયમાં અપાર દુઃખ હતું. રાણીને તો જીવતે જીવત મૃત્યુનો સાક્ષાત્કાર થયો. પૃથ્વી માર્ગ દે તો અંદર સમાઈ જવાની ઇચ્છા થઈ. સખીઓ પાસેથી જયદેવજીએ અથ ઈતિ વૃત્તાંત જાણ્યા પછી કહ્યું; "રાણીમાને કહો, ગભરાય નહિ. મારા મૃત્યુસમાચારથી પદ્માના પ્રાણ નીકળી ગયા છે. હું જીવતો છું તેથી એ ગત પ્રાણને પાછા આવવું જ પડશે." ભગવાનની મનોમન પ્રાર્થના એમણે શરૂ કરી. એ ઇચ્છાથી નહિ કે પદ્માવતીના શરીર પ્રત્યે હજુ એમને આસક્તિ હતી અને તેથી એ એમને સજીવન કરવા માગતા હતા......પણ જો એ જીવે નહિ તો આ બનાવનો સંકોચ રાણીને જીવનપર્યંત રહે, જીવનભર એ પશ્ચાત્તાપના આતશમાં જલતી જ રહે. આ આતશમાંથી બચાવવા માટે જ એમણે પ્રાર્થના કરવા માંડી...કીર્તન શરૂ થયું. મસ્ત જયદેવ મસ્તી-ભરી ધૂનમાં ગાવા લાગ્યા. ભક્તની વિનંતી પ્રભુએ સાંભળી...ધીરેધીરે પદ્માના દેહમાં પ્રાણસંચાર શરૂ થયો. જોતજોતામાં તો એ બેઠી થઈને હરિ-ધ્વનિમાં પોતાના સૂર મિલાવવા લાગી! રાણીને પણ હવે જ જીવમાં જીવ આવ્યો. આનંદના અતિરેકને લીધે રાણીની આંખોમાં આંસુ ઊભરાઈ આવ્યાં કલંક-ભંજક કૃષ્ણને એણે લાખ-લાખ વંદન કર્યાં. ભવિષ્યમાં આવું દુઃસાહસ નહિ કરવાની પ્રતિજ્ઞા લઈને એ પદ્માના ચરણોમાં લોટી પડી. આનંદમય વાતાવરણ ચોમેર ફેલાઈ ગયું. જયદેવની ભક્તિ અને પદ્માના પતિવ્રતના જય-ડંકા ચારે દિશાએ વાગવા લાગ્યા.

કેટલોક સમય વીતી ગયો. રાજાની અનુમતિ લઈને પદ્મા અને રાધા-માધવ સાથે જયદેવ પોતાના ગામ પાછા વળ્યા. અહીં એમનું જીવન કૃષ્ણપ્રેમથી સંપૂર્ણ રીતે સભર બન્યું. આ પ્રેમરસની અંદર ડૂબી રહેતાં એમણે મધુરું ગીતગોવિન્દ રચ્યું.

એક દિવસ જયદેવજી ગીતગોવિન્દનો એક શ્લોક રચી રહ્યા હતા. એનું ઉત્તર ચરણ પૂરું થતું નહોતું. એટલામાં

પદ્માએ આવીને કહ્યું, "દેવ ! સ્નાનનો સમય થઈ ગયો છે. લખવાનું બંધ કરીને આપ સ્નાન કરી આવો તો ઠીક." જયદેવે કહ્યું; "પદ્મા ! હમણાં જાઉં છું. શું કરું ! આ ગીત લખ્યું છે પણ એનું શેષ-ચરણ બરોબર બેસતું નથી આવતું. લે, તું પણ સાંભળ......

स्थलकमलगंजनं मम हृदयरञ्जनं

जनितरतिरङ्गपरभागम् ।

भण मसृणवाणि करवाणि चरणद्वयं

सरसलसदलक्तकरागम् ॥

स्मरगरलखण्डनं मम शिरसि मण्डनम्

આના પછી શું લખવું એનો નિશ્ચય નથી થતો. પદ્માવતીએ કહ્યું: "એમાં ચિન્તા કરવા જેવું શું છે ? ગંગાસ્નાન કરી આવીને પછી લખજોને ?"

"સારું ત્યારે એમ કરીશ. લે, આ ગ્રંથ અને કલમ-ખડીઓ મૂકી દે. હું સ્નાન કરીને આવું છું."

જયદેવજી તો સ્નાન કરવા ચાલ્યા ગયા. થોડી જ વાર પછી જયદેવનો વેષ પરિધાન કરી સ્વયં રાધાવલ્લભ પધાર્યા. બોલ્યા, "પદ્મા ! જરા ગીતગોવિન્દ લાવજે."

પદ્માવતી આશ્ચર્ય પામ્યાં. "અરે, આપ તો સ્નાન કરવા ગયા હતા ! અધવચથી જ પાછા આવ્યા કે શું ?"

મહામાયાવી કૃષ્ણે કહ્યું; "રસ્તામાં જ એ ચરણ યાદ આવ્યું આથી થયું કે લાવ લખી આવું." પદ્માએ ગ્રંથ અને કલમ-ખડીઓ લાવી આપ્યાં. જયદેવ-વેષધારી ભગવાને—

देहि मे पदपल्लवमुदारम् ।

લખી કાવ્યનું શેષ ચરણ સંપૂર્ણ કર્યું. પછી પદ્માવતી પાસે જલ મંગાવી સ્નાન કરી લીધું, અને પૂજાદિથી નિવૃત્ત થઈને મનભાવતું ભોજન બનાવરાવી ખાઈ લીધું. આ પછી પલંગ પર આડા પડ્યા.

પાત્રમાં વધેલો પ્રસાદ પદ્માએ આરોગવા માંડ્યો. એટલામાં જયદેવજી સ્નાન કરીને પાછા ફર્યા. પતિને આમ બહારથી આવતા જોઈ પદ્મા ભ્રમિત બની ગઈ ! જયદેવ પણ પદ્માને ભોજન કરતી જોઈ આશ્ચર્ય પામ્યા. "આ શું પદ્મા ! શ્રી માધવને ભોગ લગાવ્યા વિના જ જમવા માંડ્યું ! આવું કરતાં તો તને કોઈ દિવસ ન જોઈ !"

"આ શું બોલો છો ? કવિતાનું શેષ ચરણ લખવા માટે અધવચમાંથી તો પાછા ફર્યા છો ! કવિતા સંપૂર્ણ લખીને હમણાં જ આપ સ્નાન-પૂજાદિથી પરવારી આડા પડ્યા. એટલામાં વળી આપ સ્નાન કરીને આવતા હો એમ મને થાયી લાગે છે ! આ શું ?" જયદેવે જોયું તો પલંગ પર કોઈ નહોતું ! તે સમજી ગયા. આ તો ભક્તવત્સલની જ કૃપા. પછી કહ્યું; "હાં પદ્મા, લાવ જોઈએ, કવિતાની પૂર્તિ કેવી કરી છે ?"

ગ્રંથ આવ્યો. પંક્તિ જોઈ. જયદેવે મનોમન કહ્યું; "અરે ! મારા મનમાં પણ આ જ હતું ! છતાં ભાગ્યવશાત્ હું એ લખી શક્યો નહોતો." બન્ને હાથ ઊંચા કરીને રડતા રડતા પ્રભુ-પોકાર કરવા લાગ્યા, "હે કૃષ્ણ ! નન્દનન્દન, કરુણાસિન્ધુ, હે વ્રજાંગનાધવ, હે ગોકુલરત્ન, હે ગોપાળ ! હે પ્રાણપ્રિય ! ક્યા અપરાધે આ કિંકરને દર્શનવિમુખ રાખી ફક્ત પદ્માંના મનોરથને જ સંપૂર્ણ કર્યો ? ક્યા અપરાધે ?" આટલું કહીને જયદેવજી પદ્માના પાત્રમાંથી શ્રી હરિનો વધેલો પ્રસાદ આરોગવા લાગ્યા. પદ્માએ કેટલીય વાર હાથ પકડીને રોકતાં, "નાથ, મારું ઉચ્છિષ્ટ આપ કેમ ખાઓ છો, આમ ન કરો, નાથ !" કહ્યું પણ પ્રભુ-પ્રસાદના લોભી ભક્ત માને કે ?"

આ ઘટના પછી ગીત-ગોવિન્દ જલ્દીથી સમાપ્ત થયું. હવે પછીનું એમનું એક જ જીવનકાર્ય હતું : મસ્ત બની ગીત-ગોવિન્દ ગાતાં ગાતાં ઘૂમ્યા કરવું. આ મસ્તીમાં એ જ્યાંજ્યાં ડગ ભરતા ત્યાં એમનો કોમળ કાન્ત પણ આવીને ઊભો રહેતો. ધન્ય પ્રભુ !

ગંગાસ્નાન કરવાનો એમનો નિત્ય નિયમ હતો. વૃદ્ધાવસ્થાને લીધે અઢાર ગાઉ દૂર ગંગાસ્નાને જવું એ એમને માટે કઠિન હતું, છતાં પ એ જતા. ગંગાજીથી આ સહન ન થયું, અને, કહે છે કે, શ્રી ગંગાજીએ પોતાનું એક રૂપ એમના ગામમાં મોકલ્યું. આ ઝરણું એમના ઘર સામે જ વહી નીકળ્યું. અને ગંગાજીએ એમને પ્રત્યક્ષ દર્શન પણ આપ્યાં. તે વખત જયદેવજીએ આ ગીત ગાયું:—

देवी सुरेश्वरि भगवति गङ्गे

त्रिभुवनतारिणि तरलतरङ्गे ।

शङ्करमौलिविहारिणि विमले

मम मतिरास्तां तव पदकमले

भागीरथी सुखदायिनि मात—
स्तव जलमहिमा निगमे ख्यातः ।
नाहं जाने तव महिमानं
पाहि कृपामयि मामज्ञानम् ॥

અંતકાલમાં શ્રી જયદેવજી પોતાની પતિપરાયણ પત્ની, ભક્ત પરાશર, નિરંજન વગેરેને સાથે લઈને વૃન્દાવન ચાલ્યા ગયા...જ્યાં ભગવાન શ્રીકૃષ્ણની મધુર બંસી નિનાદે છે, મધુર લીલામય દૃશ્યો રચાય છે. આ દૃશ્યોનાં દર્શન અને નિનાદ શ્રવણનો આનંદ એ લૂંટી રહ્યા. કહે છે કે વૃન્દાવનમાં જ દંપતીએ દેહત્યાગ કર્યો અને નિત્ય નિકેતન ગોલોક-નિવાસી બન્યાં.

કોઈ એમ પણ કહે છે કે એમણે પોતાના ગામમાં જ દેહ-વિલય કર્યો અને એમના ગૃહ-સમીપે જ એમનું સમાધિમંદિર રચાયું.

એમના સ્મરણાર્થે પ્રતિવર્ષ મહા માસની સંક્રાન્તિના દિવસે કેન્દુબિલ્વ ગામમાં હજી પણ મેળો ભરાય છે. હજારો નરનારીઓના ઘોંઘાટમાંથી ધીમો પણ મધુરો સૂર ગુંજી રહે છે:

ભક્ત અને ભગવાનની જય......



## પ્રભાતનાં પુષ્પો ★

લેખક : શ્રી વસુ કોઠક

એક મોટા શેઠ હતા, એનો ધંધો પુરબહારમાં ચાલતો હતો; લાખો અને કરોડો રૂપિયા એ કમાયેલો પણ શરીર ઉપરના કપડાં જુઓ તો એમ જ લાગે કે કોઈ ગરીબ કારકુન છે. એટલે પૈસો હોય છતાંપણ કેમ જીવવું અથવા તો આનંદ કેમ કરવો એ એને આવડતું ન હતું. એકાદ પૈસો ખરચવો પડે તો એનો જીવ કપાઈ જતો. કહેવત છે કે ચમડી તૂટે પણ પાઈ ન છૂટે. એવો એ કંજુસ હતો. આટલું ધન હોવા છતાં પણ એ દુકાનના ઓટલે પડી રહેતો. કોઈ પૂછતું તો જવાબ આપતો કે ઘર બાંધવાની કે ભાડે રાખવાની શી જરૂર છે!

ગામમાં રહેતા એક જુવાનને શંકા થઈ કે આ માણસ પાસે પૈસા કમાવવાની અજબ કળા છે. એને ધન મેળવવાનું રહસ્ય પૂછવું જોઈએ. રાતના બાર વાગ્યે જ્યારે બજારમાં અંધારું થઈ ગયું હતું ત્યારે આ જુવાન પેલા શેઠ પાસે ગયો. શેઠ ઓટલા ઉપર પડયા હતા અને મનમાં હિસાબો ગણતા હતા. આસપાસ કોઈ હતું નહિ. જુવાન શેઠની પાસે ગયો. હાથમાં મીણબત્તી લઈ એ પાસે બેઠો અને શેઠને પૂછયું.

"શેઠ સાહેબ, તમે કરોડો રૂપીયા કમાયા છો એવું મેં સાંભળ્યું છે. કૃપા કરીને મને પણ એ માર્ગ બતાવો. હું પૈસા કમાવા માગું છું."

શેઠ થોડી વાર આ જુવાન સામે જોઈ રહ્યો અને પછી કહ્યું "ને ભાઈ! આ માર્ગ જાણવા માટે આ મીણબત્તી નકામી બાળવાની જરૂર નથી. આપણે એકબીજાનું મુખ જોયા વિના આ વિષય ઉપર વાત કરી શકીએ એમ છીએ. પહેલાં તું આ મીણબત્તી બુઝાવી નાખ અને પછી જે પૂછવું હોય તે પૂછ."

શેઠનાં આ વચનો સાંભળીને જુવાનની જીભ સીવાઈ ગઈ અને એ પળ પછી તેણે કહ્યું:

"મારે આપને કંઈ પૂછવું નથી. હું જે જાણવા માટે આવ્યો હતો એ મેં આપની પાસેથી જાણી લીધું છે."

આટલું કહીને એ ચાલતો થઈ ગયો.

આ શેઠ સાહેબ એમના પૈસાનું રક્ષણ જીવને જોખમે કરતા હતા, બન્યું એવું કે ગામના ચોર લોકોને વિચાર આવ્યો કે આ માણસને લૂંટી લેવો જોઈએ. એક વખત શેઠ દુકાનને ઓટલે પડયા હતા ત્યાં ચોર આવ્યા. શેઠને બાંધ્યા, મોંઢામાં ડૂચા ભરાવ્યા અને તિજોરીની ચાવી પડાવી લીધી.

હતું એટલું ધન લઈને ચોર ચાલ્યા ગયા, આ બનાવથી શેઠની છાતીનાં પાટીયાં ભાંગી ગયાં અને પોક મૂકીને રડવા લાગ્યા. દૂર ખૂણે એક સંન્યાસી ધ્યાનમાં બેઠા હતા તે શેઠની પાસે આવ્યા અને એના દુઃખનું કારણ પૂછયું. શેઠે રડતાં રડતાં બધી વાત કરી, સંન્યાસીએ કહ્યું:

"ભાઈ! રડો છો શા માટે? હવે તમે તમારી તિજોરીમાં પથરા ભરો."

"એમ શા માટે?"

સંન્યાસીએ કહ્યું: "તમે કંજુસ છો. એક પાઈ તો તમે વાપરવા માગતા ન હતા અને તેથી તિજોરીમાં રૂપીઆ ભર્યા હોય કે પૈસા એ બધું તમારે મન બરાબર છે."

* * *

દરેકમાં જો તમે અવગુણ જ જોવા કરશો તો પરિણામે દુઃખી થવાના છો. શું તમે સંપૂર્ણ છો? દરેક વ્યક્તિમાં કંઈને કંઈ અવગુણ શોધી કાઢવાની તમે જે ટેવ પાડી છે એ શું તમારો મોટામાં મોટો અવગુણ નથી?

* * *

તમારો અને એમનો મેળ કેમ ખાશે એ જ અમને સમજાતું નથી. એને ચારેબાજુ આનંદ દેખાય છે જ્યારે તમને શોક દેખાય છે. તમને જીવનમાં ડગલે અને પગલે દુઃખનાં દર્શન થાય છે જ્યારે એ ચોવીસે કલાક સુખની મસ્તી અનુભવે છે. તમારા હૃદયમાં રૌરવના દુઃખનાં સૂર ઊઠે છે જ્યારે એ વસંતના આલાપતાનમાં ગુલતાન છે. જ્યાં તમે સંકોચ અનુભવો છો ત્યાં એને વિશાળતાનું દર્શન થાય છે. તમે જીવનમાં અમાસના અંધકારનો રંગ પૂર્યો છે જ્યારે તેણે પોતાના ચિત્રમાં ચાંદની પાથરી છે.

એ સુખનો સરવાળો કરે છે ત્યારે તમે દુઃખના ગુણાકાર કરો છો. આ તમારા બન્નેના જીવનમાં મોટો વિરોધાભાસ છે છતાં પણ તમે એકબીજા માટે ક્યા કારણે ઝૂરો છો એ જ મને સમજાતું નથી!

શું પ્રેમની દુનિયા આવી જ છે કે જ્યાં મોટા મોટા વિરોધાભાસનું મિલન થાય છે!

* * *

卐

## મધુર ગીત



કોણ ગાઈ રહ્યું? કોણ ગાઈ રહ્યું!
એવું આજ મધુરું ગીત, કહો કોણ ગાઈ રહ્યું!

એના તાલે તાલે મન નાચી રહ્યું,
એની મર્મરથી દીલ ગુંજી રહ્યું;
દુઃખી હૈયાને સોનેરી સપનું જડયું...એવું૦

એના ગીતના સુર મીઠા મધુરા,
મને દૂર દૂર ક્યાંક ખેંચી ગયા;
ભૂલ્યા હૈયાને ધ્રુવ નિશાન મળ્યું...એવું૦

મેં તો દેવ દયાઘન નાથ દીઠા,
એના દર્શનથી ભવથાક ટળી ગયા;
મારૂં હૈયું આનંદમાં નાચી રહ્યું...એવું૦

—શ્રી રતિદેવ



લે. : કીર્તનાચાર્ય શ્રી સીતારામ શર્મા

( અંતાંક પૃષ્ઠ ૬૭૨ થી ચાલુ )

दिवा पश्यति नोलूकः काको नक्तं न पश्यति।
अपूर्वः कोऽपि कामान्धो दिवानक्तं न पश्यति॥

ઘુવડ પક્ષીને દિવસમાં દેખાતું નથી, અને કાગડો રાત્રે દેખતો નથી. તેઓએ જન્માન્તરને વિષે કરેલાં પાપકર્મને લીધે તેમને જે યોનિની પ્રાપ્તિ થઈ છે તેમાં સ્વાભાવિક રીતે જ તેઓને અંધાપો પ્રાપ્ત થયા કરે છે. પરંતુ જેઓને પુણ્યકર્મના પ્રતાપે ઉત્તમ મનુષ્યજન્મ પ્રાપ્ત થયો છે, તેઓ જો કામથી આંધળા થઈને દિવસ કે રાતનો વિચાર નહિ કરશે, તો તેઓના જેવા મૂર્ખ તથા આંધળા બીજા કોણ? સારાંશ, કામથી મોહિત થએલા પુરુષનો અંધાપો અપૂર્વ–અલૌકિક હોવાથી તેનાથી રાત અને દિવસ–બન્ને સમયે દેખાતું નથી.

વ્હાલા આત્માનંદો! શાન્તનુને રાજવૈદો કોઈ જાતનો આરામ ન કરી શક્યા ત્યારે સારા ય ગજપુરમાં ચિન્તાની લાગણી ફેલાઈ. છેવટે એક દિવસ દેવદત્ત અને અમાત્ય એકાંતમાં મળ્યા, અને પ્રધાનજીએ અથથી ઇતિ–સઘળી બીના દેવદત્તને સમજાવી, ત્યારે દેવદત્ત મનમાં સમજ્યો કે પિતા દુઃખી થાય છે તે કેવળ મારા મોહનું ફળ છે. ઓહો! પિતાનો મારા પ્રત્યે કેટલો સદ્ભાવ, ખરેખર ધન્ય છે, પિતા! ધન્ય છે. પિતા! તમે જ્યારે મારે માટે આટલું કષ્ટ સહન કરવા તૈયાર થયા છો અને તમારા પિતૃધર્મને તમે સાચવી રહ્યા છો, તો તાત હું તમારાથી જ ઉત્પન્ન થયેલો પુત્ર છું તો પછી મને મારો પુત્રધર્મ બજાવવામાં શી હરકત છે. તમે પિતૃધર્મ બજાવવામાં ખરેખર હદ ઓળંગી છે. તો પિતા! નક્કી માનજો કે તમારાથી ઉત્પન્ન થયેલો તમારો આ પુત્ર પિતૃભક્તિ બજાવવામાં રહેજ પણ પાછી પાની નહિ કરે. પ્રધાનજી! ચાલો. અત્યારે હાલ જ આપણે મત્સ્યગંધાના પિતાને મળી લઈએ. પણ આ વાતની હમણાં કોઈને ખબર પડવા દેતા નહિ. એમ કહી રથને તૈયાર કરવાની આજ્ઞા કરી. અને પિતૃભક્ત દેવદત્ત અને પ્રજાપ્રેમી પ્રધાન રથમાં આરૂઢ થઈ મત્સ્યગંધાના પિતાને મળ્યા.

દેવદત્તઃ–ભાઈ! તારી દીકરી મત્સ્યગંધાને (યોજનગંધાને) મારા પિતા સાથે પરણાવી તેને સુવર્ણ-સિંહાસન પર બેસાડવા આનાકાની કેમ કરે છે? પિતા તરીકે તારો ધર્મ છે કે કન્યાનું તારે સુખ જોવું જોઈએ. માટે તારે તારી કન્યાના સુખની ખાતર આ કાર્યમાં રહેજ પણ વિલંબ ન કરવો જોઈએ. તારી દીકરી ભારતની સમ્રાજ્ઞી બને છે. અને શાન્તનુ જેવા મહાધીરવીરની પટરાણી બનશે. માટે આ કાર્યને જલદી પૂરું કર.

માછીમાર (મત્સ્યગંધાનો પિતા):–રાજા! મારી કન્યા ભારતની સમ્રાજ્ઞી બને એમાં હું સંમત ન બનું એ કદીયે બનવા જોગ છે!

દેવદત્તઃ– તો પછી વિલંબ શા માટે!

માછીમારઃ–વિલંબ તો સહેજે નથી, પણ ભાઈ જરા વિચાર તો કરવો જોઈએ ને!

દેવદત્તઃ–સારા કામમાં વિચાર કેવો! शुभस्य शीघ्रम्। માટે આમાં વિચાર જેવું છે શું! ત્યારે માછીમાર હસતાં હસતાં કહે છે કે 'મારા બાલ રાજકુમાર! હજુ તમે નાના છો એટલે તે ખ્યાલ આપને એકદમ ન આવે.'

દેવદત્તઃ–પણ જે હોય તે વિના સંકોચે કહી દે ને એટલે તેનો નિકાલ થઈ જાય. ત્યારે મત્સ્યગંધાનો પિતા સંકુચિત હૃદયે કહે છે; "કહેવું છે પણ કહેવાતું નથી."

દેવદત્તઃ–ના ના, તું વિના સંકોચે કહે.

માછીમારઃ–રાજા! તમારા પિતાએ મત્સ્યગંધાની માગણી કરી ત્યારે મારી એક શરતના બંધનને લીધે તે તમણે ન સ્વીકારી એટલે હું દિલગીર છું.

દેવદત્તઃ-શી છે એ તમારી શરત?

માછીમારઃ-રાજા! મારા અવિનય બદલ ક્ષમા કરો. પણ જ્યારે આપ પોતે જ પૂછો છો તો એ કે હું મારી કન્યાને એ શરતે શાન્તનુ સાથે પરણાવું કે શાન્તનુથી મારી કન્યામાં જે પુત્ર ઉત્પન્ન થાય તે જ પુત્ર શાન્તનુ પછી ગાદીનો વારસ બને. તો જ હું મારી કન્યાને શાન્તનુ સાથે પરણાવું. આ શબ્દો સાંભળતાં જ બાલ-રાજકુમાર દેવદત્ત અને પ્રધાન એ બન્નેની મુખમુદ્રા ગંભીર બની અને બન્ને જણા વિચારસરણીએ ચઢી ગયા. અને થોડો સમય એમ જ મૌન રહ્યા. છેવટે દેવદત્ત મૌનનો ભંગ કરી બોલ્યા; "બાપ! બસ આ સિવાય બીજું તો નથી ને! જા હું તને વચન આપું છું કે હું મારા હકને જતો કરી તારી કન્યાના પુત્રને ગાદીનો વારસદાર બનાવીશ." આ શબ્દો સાંભળતાં જ પ્રધાન ચિત્રવત્ થઇ ગયો. અને એની આંખમાંથી અશ્રુજલ વહેવા લાગ્યાં અને મુખથી બોલ્યા; "ધન્ય ધન્ય પિતૃભક્ત દેવદત્ત તને અનેકાનેક ધન્યવાદ છે કે તું તારા એક વૃદ્ધ પિતાને પરણાવવા માટે ભારતની સમ્રાટગીરીના હકને લાત મારે છે. એ ઓછી વાત ન કહેવાય. ધન્ય દેવદત્ત તને ને તારી પિતૃભક્તિને." દેવદત્ત પ્રધાનને કહે છે, 'પ્રધાનજી માતાપિતાની સેવા કરવી એ તો આપણા આર્યાવર્તના આર્ય સંતાનનો પરમ ધર્મ છે. અને એટલા માટે તો મર્યાદાપુરુષોત્તમ રાજા રામ માતા-પિતાના વચનની ખાતર ચક્રવર્તીપણાને ઠોકર મારી વનવાસી બન્યા હતા. એવું મારે વનમાં જવાનું તો નથી ને! અને મારાં એવા અહોભાગ્ય ક્યાંથી કે પિતાને સુખશાન્તિ આપી તેમના આશીર્વાદ મેળવી મારું શાશ્વત કલ્યાણ સાધી લઉં. ખરેખર આજનો દિવસ મારે માટે ધન્ય છે કે હું પિતાની સેવા કરી શકું છું.' દેવદત્તના શબ્દો સાંભળી પ્રધાનજી પણ પ્રસન્ન થઇ ગયા અને દેવદત્તને હદય સરસું દઢ આલિંગન દીધું અને પ્રધાને મત્સ્યગંધાના પિતાને મત્સ્યગંધાને તૈયાર કરવાની સૂચના આપી. મત્સ્યગંધા પણ હર્ષભેર સુસજ્જિત થવા લાગી. પણ મત્સ્યગંધાનો પિતા ચિંતાતુર દેખાવા લાગ્યો.

દેવદત્તઃ-પિતા! હવે તમારે આનંદમાં આવી જવું જોઇએ. તમે આમ ચિંતાગ્રસ્ત કેમ દેખાઓ છો!

માછીમાર ઊંડો નિઃસાસો નાખી નીચે બેસી ગયો. દેવદત્તને સાનંદ આશ્ચર્ય થયું અને મત્સ્યગંધાના પિતાની પાસે જઇને કહે છે કે 'ના ના, પિતા! કહો તો ખરા તમે કેમ રડી રહ્યા છો! નિ સાસા કેમ નાખો છો? તમારી દીકરી આજ ભારતની સામ્રાજ્ઞી બનશે. તેથી આજ તો તમારે હર્ષમાં આવી જવું જોઇએ. છતાંય માછીમાર કંઇપણ જવાબ ન આપતાં જડવત્ બેસી જ રહે છે. દેવદત્ત પૂછે છે; ' પિતા! તમારી લાગણી કેમ દુભાય છે, તે તો કહો?'

માછીમારઃ-બેટા! કહેવું તો ઘણું ચે છે, પણ કહેવાતું નથી, જીભ ઉપડતી નથી.' એમ કહી રડવા લાગ્યો.. જ્યારે દેવદત્તે પોતાના સોગન્દ આપી પૂછ્યું; "ના ના, તમારે જે કહેવું હોય તે વિનાસંકોચે સુખપૂર્વક કહો." ત્યારે ડરતાં ડરતાં કંપિત સ્વરે માછીમાર બોલ્યો; "મારે કન્યા શાન્તનુને નથી આપવી, કેમ કે તું તો પ્રતિજ્ઞાપાલન કરનાર સાચો પિતૃભક્ત પુત્ર છે. અને હું નક્કી માનું છું કે તું મારી કન્યાના પુત્રને ભારતનો સમ્રાટ બનાવીશ, પરંતુ બાપ! સિંહ સમાન તારાથી ઉત્પન્ન થનારાં તારાં ભાવિ બાળકો (તારા પુત્રો) મારી કન્યાના છોકરાઓને કદીએ એ સમ્રાટગીરીનો સ્વાદ લેવા દે એમ મને લાગતું નથી."

સજ્જનો! સમસ્યા હતી ગૂઢ અને તેથી માછીમારના શબ્દોથી પ્રધાન પણ ચમકી ગયા. દેવદત્ત પણ વિચારવમળે ચઢી ગયા અને વાતાવરણ ગંભીર અને શાન્ત બની ગયું. છેવટે ઘણા વિચારોને અંતે મૌનનો ભંગ કરી દેવદત્ત બોલ્યા; 'પિતા! તમારી સમસ્યામાં કંઇ સમજ પડતી નથી.'

માછીમારઃ-મારા બાલ રાજા! હું એમ કહેવા ઇચ્છું છું કે હવે થોડા સમયમાં તમારું કોઇ રાજપુત વીરાંગના સાથે લગ્ન થશે અને તમારાથી એ વીરાંગનાથી એક સિંહ સમાન પુત્રરત્ન પેદા થશે. અને તે મારી મત્સ્યગંધાથી ઉત્પન્ન થએલા છોકરાને કદીયે સમ્રાટગીરી ઉપર રહેવા નહિ દે. એથી જ હું રડું છું અને એથી જ બોલતાં હું ડરું છું." આ શબ્દો હતા પરંતુ ખરેખર એક તીરનું કામ કરી રહ્યા હતા. પ્રધાન અને દેવદત્ત બે ઘડીને માટે સ્તંભિત થઇ

મળ્યા. ઘણો સમય માન સેવાયું. છેવટે દેવદત્ત આવેશમાં આવી કહે છેઃ—

માછીમાર! અહીં આગળ આવ. યમુનાના પવિત્ર નીરને હાથમાં લઇ સંકલ્પ કરું છું કે જો તને મારા પુત્રોની બીક છે તો હું આજથી પિતૃઋણથી ઉદ્દણ બનું છું અને કહું છું કે આ દેવદત્ત જીવનપર્યન્ત બ્રહ્મચારી રહેશે.' પ્રધાન કંપિત થઇ ગયો, યમુનાનાં નીર સ્તંભિત થઇ ગયાં, આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થવા લાગી અને સ્વર્ગમાંથી જયજયકાર શબ્દ સંભળાવા લાગ્યા કે ધન્ય ધન્ય પિતૃભક્ત ભીષ્મ. પિતૃભક્ત પુત્ર ભીષ્મ ધન્ય છે તને કે તેં પિતાના સુખની ખાતર ભારતની સમ્રાટશીરીને લાત મારી આજીવન બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા કરી. એવું જગતમાં કોઇથી બન્યું નથી અને બનશે પણ નહિ. આજથી તારી આ ભીષ્મ પ્રતિજ્ઞાથી તારું નામ ભીષ્મ રાખવામાં આવે છે. દેવદત્ત આકાશ તરફ કર-સંપુટ કરી કહે છે કે; ' હે દેવમંડળ! હું પ્રતિજ્ઞાથી કદીયે ચ્યુત ન થાઉં એવો મને આશીર્વાદ આપો. દેવ-મંડળ "વચમસ્તુ" એમ આશીર્વાદ આપે છે. અને પ્રધાન ચરણમાં પડી રડતો રડતો કહે છે, દેવદત્ત! આજનું તારું એવું કર્મ છે કે દેવો તને ભીષ્મ કહે છે પણ હું તો તને તારાં આવાં દૈવી કર્મોથી પ્રસન્ન થઇને કહું છું કે તું કેવળ ભીષ્મ નથી પણ આજથી તું ભગવાન ભીષ્મ બન્યો છે. અને આવું કર્મ, આવો ત્યાગ તો કોનાથી જ થઇ શકે કેઃ—

**पिता यस्य शुचिर्भूतो, माता यस्य पतिव्रता ।**

જેનો પિતા શાન્તનુ જેવો પવિત્ર છે અને જેની માતા પતિતપાવની ગંગા મન, વચન અને કર્મથી પતિવ્રત ધર્મનું પાલન કરનાર છે. એનો પુત્ર માગેય આ પ્રતિજ્ઞા કરી શકે, બીજાની તાકાત નથી. એમ કહી પ્રધાનજી ભીષ્મના ચરણોનું અશ્રુજળથી ક્ષાલન કરવા લાગ્યા અને ભીષ્મે પ્રધાનને ઉઠાડી હૃદય સરસું દૃઢ આલિંગન દીધું. ત્યારબાદ પ્રધાન અને દેવદત્તે મત્સ્યગંધાના પિતાની રજા લઇ માતાતુલ્ય મત્સ્યગંધાને લઇ ગજપુર તરફ પ્રયાણ કર્યું.

સજ્જનો! જોયું, ભારતી માતાના આર્ય સંતાનો કેવા પિતૃભક્ત હતા. ધન્ય છે મા ભારતીને. જ્યારે આજ એ ભારતી માતાના પુત્રો પોતાના માનવ ધર્મને ભૂલી દિવસમાં દશ દશ વાર માતાપિતાનું અપમાન કરે છે. અને એ કુલાંગારો તો હાલના જમાનામાં પોતાને સેન્સલેસ કહેતાં પણ આંચકો ખાતા નથી. એ કરતાં તો એ કપૂતો ન જન્મ્યા હોત તો સારું થાત. આજ ભારતી માતા પણ એ કપૂતોથી કંપે છે. માટે સજ્જનો! ભૂલ્યા ત્યાંથી ફરી ગણી માતપિતા, આચાર્ય અને અતિથિની સેવા કરતા થઇ જાવ. અને એ આદર્શતાના અને આર્યત્વના મહામંત્રો પઢવા હોય અને સાચા માનવી તરીકે જીવવું હોય તો ઘરેઘર રામાયણ અને મહાભારતનાં પઠનપાઠન કરો અને કરાવો. તો જ ભારતી સાચી ભારતી ગણાશે. અન્તમાં—

" જય ભારતી જય ભારતી!!
અમૃત-ઝરણ વરસાવનારી
માત જય જય ભારતી!
તુજ હૃદયપટમાં રામ જેવા
ધર્મધારક નર થયા,
વીર ભીષ્મ, અર્જુન, કર્ણ
તારા નામને ગજવી ગયા,
સ્મરણાંજલિ આપે ગીતા
મહાકૃષ્ણ પ્રભુજીની અહિં
સાક્ષી પૂરે ચાણક્ય ને
મહામુનિ વ્યાસ ને વેદો વળી

—અપૂર્ણ.

---

માન, સત્તા અને ધન એ બૂરામાં બૂરાં પાપનાં મૂળિયાં છે અને અનર્થનાં કારણ છે. તેને બદલે દરેક માણસે દીનતા, સેવા અને સત્ય ઇચ્છવાં જોઇએ. જે ખરા જીગરથી સત્યને ઝંખે છે, સર્વ તરફ શુદ્ધ હૃદયથી પ્રેમભાવ રાખે છે, ઘડીના છઠ્ઠા ભાગ સુધી પણ પ્રભુભક્તિ કરે છે અને સર્વ ઋણથી મુક્ત થાય છે તે જ મનુષ્ય આનંદ અને સુખ ભોગવી શકે છે.

—' તારે શરણે 'માંથી.

# આધ્યાત્મિક ખેતી

મૂળ લેખક :—શ્રી જયદયાલ ગોયન્દકા
અનુવાદક :—" પુનિત પદરેણુ "

'સાઈ! આટલે દૂર સુધી કેમ આવવું પડ્યું ?' યથાયોગ્ય સ્વાગત કર્યા બાદ પંજાબમાં રહેતા એક મિત્રે બીજા મિત્રને પૂછ્યું. તેની એવી માન્યતા હતી કે રાજપૂતાનાથી પંજાબ આવવાનું કોઈ ખાસ કારણ જરૂર હોવું જોઈએ.

'અમારા દેશમાં ભયંકર દુકાળ પડ્યો છે. અનાજના એક-એક કણ માટે જનતા વલખાં મારી રહી છે અને પાણીની પ્યાસ ન બુઝાવાથી લોકો પ્રાણત્યાગ કરી રહ્યા છે. હું પણ જમનો માર્યો આટલે સુધી દોડી આવ્યો છું. રાજપૂતાનાથી આવેલા વણિક મિત્રે સાચી વાત રજુ કરી. પોતાના મિત્રને ત્યાં ધનના ઢગલા જોઈને તે મનમાં ને મનમાં પ્રસન્નતા પણ અનુભવી રહ્યો હતો.

'આપે અત્રે પધારી મને સેવાનો જે લાભ આપ્યો છે તે માટે ખરેખર હું આપનો આભારી છું. આ ઘર આપનું જ છે. તેને સહેજ પણ પરાયું ન માનશો. ખુશીથી અહીં રહો.' પંજાબનિવાસી મિત્રે ભાવભર્યા પ્રશ્નોમાં જવાબ આપતાં આ પ્રમાણે કહ્યું.

'આપને ત્યાં તો ઢગલાબંધ અનાજ ખડકાયેલું પડ્યું છે, પરંતુ અમારે ત્યાં તો અન્ન અને દાંતને પરસ્પર વેર જેવું થઈ પડ્યું છે. કોઈ ભાગ્યશાળીને જ અનાજનાં દર્શનનો લાભ મળે છે. આપને ત્યાં વખારમાં હજારો મણ અનાજને જોઈને મારા જીવમાં જીવ આવ્યો.' આગંતુક વણિકે પોતાની સ્થિતિનું વધુ સ્પષ્ટીકરણ કરીને કહ્યું.

'ઈશ્વરની દયાથી અહીં તો પૂરતા પ્રમાણમાં અનાજ મળી રહ્યું છે. અહીં તો દરેકને માટે દરવાજા ખુલ્લા છે. વળી, આપ તો મારા બાળસ્નેહી છો. આપના આગમનથી મને ખૂબ ખૂબ આનંદ થયો છે.' મિત્રે કહ્યું. તે હોશિયાર અને અનુભવી ખેડૂત હતો.

'આપના આવકાર બદલ હું આપનો અત્યંત ઋણી છું, પરંતુ મને એ જાણવાની જિજ્ઞાસા છે કે, આપને ત્યાં આટલું બધું અનાજ આવે છે ક્યાંથી ?' વિસ્મય પામીને વણિકે પૂછ્યું.

'અમારે ત્યાં ખેતીનું કામકાજ એકધારી રીતે ચાલુ રહે છે તેનો જ આ બધો પ્રતાપ છે'. ખેડૂત મિત્રે વણિક બાંધવનું સમાધાન કરતાં કહ્યું. 'આપ પણ ખેતીના કામમાં જોડાઈ જશો તો આપની પાસે પુષ્કળ અનાજ થઈ જશે. જો આપને હરકત ન હોય તો આ અખતરો કરવા જેવો છે.

'બહુ જ ઉપયોગી સલાહ આપી. હું ખેતીના ધંધામાં રસ લેવા તૈયાર છું, પરંતુ મને તેનો બિલકુલ અનુભવ નથી. 'નવા નિશાળિયા' જેવી મારી સ્થિતિ છે. તેમ છતાં મારી પાસે બે હજાર રૂપિયા પડ્યા છે. આટલી રકમથી ખેતીની શરૂઆત થઈ શકે ખરી ?' વણિકે પૂછ્યું.

'બે હજાર રૂપિયા તો ઘણા છે. આટલી મૂડીથી આપ સુંદર રીતે ખેતીના ક્ષેત્રમાં ઝંપલાવી શકશો. તદુપરાંત કંઈ વિશેષ જરૂર પડશે તો હું તો આપની સેવામાં હાજર છું.' ખેડૂતે સહાનુભૂતિ દર્શાવી પ્રોત્સાહન આપ્યું.

'મને તો જરાય આવડત નથી. આપને જેમ ઠીક લાગે તેમ કરો. મને આપના પર સંપૂર્ણ વિશ્વાસ છે.' પોતાની સમસ્ત પૂંજી ખેડૂતના હાથમાં સમર્પણ કરતી વેળાએ વણિકે જવાબ આપ્યો.

[ ૨ ]

'અરે, આ તો ઘઉં માટીમાં મળી ગયા ! ઘઉંનો એકએક દાણો નકામો ગયો'. ખૂબ નિરાશ થઈને વણિક બોલી ઊઠ્યો.

પેલા ખેડૂત મિત્રે વણિકની મૂડીમાંથી બી વગેરે ખેતીને ઉપયોગી સામગ્રી મંગાવીને ખેતી કરાવી આપી હતી. બી વાવી દીધાં હતાં. પરંતુ બીનઅનુભવી વણિક આ બધું જોઈને ચિંતા કરી રહ્યો હતો. બી વાવ્યે ભાગ્યે જ બે-ચાર દિવસ થયા હશે, ત્યાં તો તે ખેતરે જઈને-ખેતર ખોદીને ઘઉંના દાણા જોવા લાગ્યો. બીના અંકુર ફૂટેલા જોઈને તેને એમ લાગ્યું કે મારી બધી મૂડી માથે પડી. આથી દુઃખી થઈને તેણે પોતાના મિત્રને ઉપરની હકીકત જણાવી.

'આપના ખેતરમાં અંકુર ફૂટવા લાગ્યા છે. આપ બિલકુલ બેફિકર રહેશો. પાક સારો ઊતરે એવા તમામ સંજોગો છે. આપને અનુભવ નહી હોવાથી એમ લાગે એ સ્વાભાવિક છે.' ખેડૂતે વણિક મિત્રને આશ્વાસન આપતાં કહ્યું.'

'પૈસા રોકવા છતાં અને પરિશ્રમ વેઠવા છતાં મને કોઈપણ જાતનો ફાયદો થયો હોય એમ લાગતું નથી. મારે માટે એ ચિંતાનો વિષય થઈ પડયો છે.' પોતાની આંતર–વ્યથા વ્યક્ત કરીને વણિકે કહ્યું.

'શરૂઆતમાં એમ જ થાય આપ ચિંતા ન કરશો. આપની ખેતી બહુ સરસ થઈ રહી છે.' ખેડૂત મિત્રે પ્રેમપૂર્વક કહ્યું.

વણિક સંતોષ પામીને ચુપચુપ બેસી રહ્યો. તે સિવાય એ બીજું કરે પણ શું?

[ ૩ ]

'મારા ખેતરમાં તો જ્યાં જુઓ ત્યાં ઘાસ સિવાય બીજું કંઈ દેખાતું જ નથી. મને તો મોટું નુકશાન થયું. આના કરતાં તો મેં બીજો કોઈ ધંધો કર્યો હોત તો સારું.' થોડા દિવસો વીત્યા પછી ફરીથી વણિકે કિસાનને કહ્યું. એકએક ફુટ ઊંચા ઘઉંના છોડને તેણે ઘાસ માની લીધું હતું.

ગભરાયેલો ખેડૂત જાતે ખેતરમાં ગયો. ખેતીનું બારીક નિરીક્ષણ કર્યાં પછી તેનું હૈયું હરખથી નાચી ઊઠયું.

'વાહ! આપ ખરેખર નસીબદાર છો. આસપાસના તમામ ખેતરો કરતાં આપની ખેતી સર્વોત્તમ છે.' હતોત્સાહ બનેલા વણિક મિત્રની ખોટી ભ્રમણાનું નિવારણ કરીને ખેડૂતે કહ્યું; 'આપ હવે એમ જ માની લો કે ઘઉંના ઢગલે-ઢગલા આપની માલિકીના જ છે. હા, એટલું ખાસ ધ્યાન રાખજો કે છોડ સુકાઈ ન જાય. આ કુમળા છોડનું જીવન પાણી છે. બનતી ત્વરાએ આપ તેની ગોઠવણ કરો. છોડને પાણી પહોંચાડવા માટે આપ અહીં એક કૂવો ખોદાવો. સાથેસાથે ખેતરની ચોતરફ કાંટાની વાડ લગાવી દો, જેથી બીજાના ઢોરો આવીને પાકને હાનિ ન પહોંચાડે. ખેતીની દેખરેખ આપે જાતે જ રાખવી પડશે.

'આપની પ્રત્યેક આજ્ઞાનું હું સંભાળપૂર્વક પાલન કરીશ.' વણિકે કહ્યું. અને તેનો અમલ પણ કર્યો. વિશાળ કૂવો ખોદાવીને ખેતરમાં જળસિંચન કર્યું. પ્રભુની કૃપાથી મેઘરાજાએ પણ સુંદર સહકાર આપ્યો. છોડ ઉત્તરોત્તર વધવા લાગ્યા.

× × ×

'છોડની વચમાં જે ઘાસ ઊગ્યું છે તે તમામને નીંદવાનું શરૂ કરો. ઘઉંની વૃદ્ધિમાં તે અંતરાયરૂપ છે.' એક દિવસ ખેતરે આવીને કિસાને વણિકનું ધ્યાન ખેંચ્યું.

'જરૂર, એક પણ ઘાસ ખેતરમાં નહિ રહે' તેણે તરત જ ઉત્સાહપૂર્વક જવાબ આપ્યો.

× × ×

[ ૪ ]

'ઘઉંના દાણા તો ઊગ્યા પરંતુ તે તો બધા હજુ કાચા જ છે'. મોઢાનો પરસેવો લૂછતાંલૂછતાં વણિકે કિસાનને કહ્યું. તે ખેતરમાંથી દોડતો આવ્યો હતો. હજી તેનો શ્વાસ પણ માતો ન હતો. તેણે પોતાના મિત્રની સલાહને શિરોધાર્ય ગણીને ખેતરમાં ઘાસનું નામ-નિશાન નહોતું રહેવા દીધું મહેનત કરવામાં તેણે કંઈ કચાશ નહોતી રાખી. ઘઉંનો પાક તૈયાર થઈ ગયો હતો પરંતુ ખેતીવાડીનું જ્ઞાન નહિ હોવાથી તે ગભરાઈ ગયો હતો. થોડા ઘઉંના દાણા પણ તે પોતાની સાથે લાવ્યો હતો. ખેડૂતની સામે તે ધર્યાં.

'આપના ઘઉંના દાણા તો ખૂબ આરોગ્યપ્રદ છે, હવે તેમને પાકતાં વાર નહિ લાગે. આપ કોઈ પણ જાતનો વિચાર ન કરશો આપના ઘરમાં ઘઉંના ગંજ ખડકાશે.' પ્રસન્નતાપૂર્વક ખેડુતે કહ્યું. 'પરંતુ આવે વખતે પક્ષીઓ આવીને મીઠીમીઠી વાણી બોલે છે અને બધા દાણા ખાઈ જાય છે માટે આપે ખેતીની સુરક્ષા માટે સાવચેતીથી રહેવું પડશે. જો તેમ કરવામાં ભૂલ કરશો તો બધી મહેનત પર પાણી ફરી વળશે.'

'હું આપનો ઋણી છું. આજે મારા આનંદનો પાર નથી. મારી પાસે ઘઉંના ઢગલેઢગલા તૈયાર પડયા છે. વણિકે આવીને ખેડુત મિત્ર આગળ આભાર-પ્રદર્શન કરીને કહ્યું.

નાર વ્યક્તિ જરૂર મરી જાય. તો જ કદાચ સમર્થદેવ બેઠા થાય. માટે બોલો, ગુરુને માટે બલિદાન આપવા કયો ભક્ત તૈયાર થાય છે?

શિવાજીઃ-સજ્જનો! સૌ સૌને આશ્રમે જાઓ. સગા-સંબંધીઓને મળો અને વિચાર કરી લો. અને તે બદલ તમને એક પ્રહરનો સમય આપવામાં આવે છે. એટલે કે જેની ગુરુ માટે પ્રાણ વિસર્જન કરવાની ઇચ્છા હોય તેણે ત્રણ કલાકમાં આવીને કહેવું કે હું તૈયાર છું. આથી સઘળાએ પોતપોતાના નિયુક્ત કરેલા તંબુઓમાં ચાલ્યા ગયા, પણ કોઈ ભક્ત ગુરુનો રોગ ચૂસવાને મરવા માટે તૈયાર થતો નથી. ત્રણ કલાક પૂરા થયા છતાં શિષ્યસમુદાયમાંથી શિવરાજ પાસે કોઈ આવ્યું નહિ. ત્યારે શિવાજી મહારાજને અત્યંત દુઃખ થયું કે ઓહો! સ્વામીજીના સહાસ્ત્રાધિ શિષ્યોમાંથી એક પણ માણસ પોતાનું બલિદાન આપી ગુરુને બચાવવા માટે તૈયાર નથી? ખેર કોઈ ના આવે તો મને પરવા નથી. હું જ ગુરુદેવનો રોગ ચૂસીને પ્રસન્ન ગુરુના પ્રાણ બચાવી મારું શાશ્વત કલ્યાણ સાધીશ એમ કહી શિવાજી આવેશમાં આવી ગુરુની સમીપ ગયા.

શિવાજીઃ-પ્રભુ, ભગવાન સમર્થદેવ! જરા આપ પગ લાંબો કરો. રાજવૈદની આજ્ઞાનુસાર હું એ રોગ ચૂસવા તૈયાર છું. સમર્થદેવ તો શિવાજીના સામે અનિમિષ નેત્રે જોઈ જ રહ્યા અને કહ્યું; 'શિવાજી! હું તો સાધુ છું. મને મરવા દે. કારણ તારે તો હજુ હિન્દુઓની સેવા કરવાની છે. અને જગતમાં સનાતન ધર્મનો ઝંડો ઊંચો રાખવો છે. એટલે દેશને હમણાં તારી જરૂર છે. મારી જરૂર નથી. માટે બેટા! તું મૃત્યુ શા માટે માગે છે, મને જ મરવા દે શિવાજી ચરણમાં પડી કહે છે; 'ગુરુજી! હું મરીશ તેની મને બીતિ નથી. પણ આપ જીવતા હશો તો મારા જેવા સો શિવાજી, ઊભા કરી શકશો. એ આપની શક્તિ મારી જાણ બહાર નથી. માટે મને જ મરવા દો. એમ કહી ગુરુજીના લંબાવેલા પગના ગુમડા ઉપર (ફરી ઉપર) બચકું ભર્યું અને રોગ ચૂસવા માંડયો. સમર્થદેવ પણ ગદ્ગદિત થઈ ગયા. એમની આંખમાંથી ચોધાર આંસુ વહેવા માંડયાં અને રડતા-[illegible] 'શિવાજી બેટા! તને અનેકાનેક ધન્યવાદ છે. બેટા! ગુરુને માટે તું પ્રાણવિસર્જન તૈયાર થયો તો તારું કલ્યાણ હસ્તામલકવત્ અને બેટા! હવે બસ કર. ધન્ય છે તારી તારા જેવા રત્ન પુત્રને જન્મ આપી આર્ય આર્યત્વના પાઠ પઢાવ્યા અને હવે બંધ કર શિવાજી હસતાં હસતાં બોલી ઊઠયા; બાપુ એટલું અમૃત છે તો પછી શું કરવા બંધ રાખું (કારણ કે પરિપક્વ થઈ ગઈ હતી તેનો રસ આવતો

સજ્જનો! જે શિષ્યની ગુરુભક્તિ આવી હોય તે શિષ્યનું કલ્યાણ થાય છે. ત્યારે ભારત નિક જમાનામાં ભૂલ્યો છે અને એ ઉપકાર મોકાશેનો છે. માટે આપણી પૂર્વની જ્ઞાનપ્રણાલિકા નહિ થાય અને ગુરુ અને શિષ્યનો એવો સંબંધ નહિ બંધાય ત્યાં સુધી સાચું ભારત નહિ બને. માટે આપણા ગુરુને સમજી મન-વચન-કર્મથી સેવા કરવી એ જ સાચું કર્તવ્ય છે. આપણા ઇન્ડીયન પીનલ મનુસ્મૃતિમાં ભગવાન મનુએ લખ્યું છે માતૃદેવો ભવ પિતૃદેવો ભવ: આચાર્યદેવો ભવ અને અતિથિદેવો એ ચાર-માતા, પિતા આચાર્ય, (ગુરુ), અતિથિ આપણાં પ્રકટ તીર્થોની અવહેલના થઈ રહી છે. ખરેખર આપણે માટે કમનસીબી છે. ખેર, જેવું અને આપણું ભાગ્ય. જો કે આપણાં કર્યાં હાલ ભોગવી રહ્યા છીએ. ચારે કોરથી દુષ્કાળના વાગી રહ્યા છે, અને એવી રીતે આપણા સુખ કે શાન્તિ રહી નથી. અને જવ, મકાઈ કે કદી ભાળી નથી, એને આજે પ્રેમથી ખાવી પડે. એનું કારણ માત્ર એ જ છે કે કુદરત રૂઠી છે. આપણે માનવતા વિહોણા બન્યા છીએ. સત્ય શબ્દોમાં કહું તો માનવી કહેવો એ આપણે સમજતા નથી. આહાર મૈથુનકર્મમાં પ્રવૃત્ત રહી પશુની માફક પેટ ભરી લેવું એવા માનવીની ગણતરી કદીએ માનવી થતી નથી. માટે સજ્જનો! રામાયણ અને ગીતા, શ્રુતિઓ, સ્મૃતિઓ ઉપનિષદો વેદનારાયણનું બરોબર પઠનપાઠન કરી સાચા બનો. તો જ આપણો અને આપણા ભારતનો અભ્યુદય થશે.

સજ્જનો ! એ જ પ્રમાણે ગુરુ મત્સ્યેન્દ્રનાથે ગોરક્ષની પરીક્ષા કરી પાત્રતા જોઈ અને તેને દીક્ષા આપી. પછી ગોરક્ષને સાથે લઈ આગળ ચાલવા માંડ્યું. રસ્તામાં એક ગ્રામ સમીપ મુકામ કર્યો. ત્યાં મત્સ્યેન્દ્રનાથના દર્શનાર્થે સહસ્રાવધિ માણસો આવતા ને જતા, એમાં એક દિવસ એવું બન્યું કે ગોરક્ષનાથની બાર વર્ષની ઉંમર છે એટલે નાના ગોરક્ષની પાસે ગામનાં છોકરાં બહુ આનંદ કરવા આવતાં. એમાં એક દિવસ ગુરુ અચાનક બહાર ગયા છે અને ગોરક્ષ સંજીવનમંત્રનો જપ કરે છે. એટલામાં ગામનાં છોકરાઓ થોડો કંપ (ગારો) માટી લઈને આવ્યાં અને કહે છે કે બાવાજી !

" અમને ગારાની ગાડી બનાવી દો,
ખાંખડ ચલાવીએ ને હાંસે દોડાવીએ
એવી બાવાજી બનાવી દો
અમને ગારાની ગાડી બનાવી દો.

ગોરક્ષ પણ બાળસ્વભાવને લીધે માટીને હાથમાં લઈ બોલવા લાગ્યા કે ભાઈઓ આપણે પહેલાં ગાડીનો હાંકનારો બનાવીએ. એમ કહી ગીગનું (માટીનું) એક પુતળું બનાવવા માંડ્યું. ગોરક્ષના મોઢેથી સંજીવન મંત્ર ચાલુ હતો. એટલે પુતળું પૂરું થતાંની સાથે જ એમાં કરભાજન નારાયણ પ્રવિષ્ટ થયા અને એ માટીનું પુતળું ગોરક્ષના સંજીવન મંત્રથી જીવતું થઈ ગયું અને છોકરો રડવા લાગ્યો. આથી ગોરક્ષ અને બાળકો ગભરાઈ ગયા ને નાસભાગ કરવા લાગ્યા. એટલામાં ગુરુ મત્સ્યેન્દ્રનાથ ત્યાં આવી પહોંચ્યા અને એતો સમર્થ ત્રિકાળજ્ઞાની હતા એટલે સઘળું સમજી ગયા અને બોલ્યા કે પૂર્વજન્મના કરભાજન નારાયણનો પ્રાદુર્ભાવ થયો. (જન્મ થયો) પછી છોકરાઓએ ગામમાં જઈ વાતો કરી કે માટીના પૂતળામાંથી સાચું છોકરું થઈ ગયું. એ ચમત્કાર જોવાને માટે ગામમાંથી હજારો સ્ત્રી-પુરુષો આવવા લાગ્યાં તેઓ મત્સ્યેન્દ્રનાથનો આ ચમત્કાર જોઈ ચિત્રવત્ થઈ ગયાં વ્હાલા આત્માનંદો ! આ હતું અમારા ભારતનું ભણતર કે જેનાથી જગત અંજાઈ જતું હતું. જ્યારે આજનું ભારત એ કુદરતથી વિમુખ થઈ પશ્ચિમના વિજ્ઞાનના વખાણ કરે છે. પણ તમે જે વિજ્ઞાનનાં વખાણ કરો છો એવા બોમ્બ અને બીજાં એવાં કેટલાંય સાધનોથી જગતમાં માનવસંહાર સર્જાયો તે તમે તમારી નજરોનજર નિહાળો છો. પણ ભાઈ ! નક્કી માનજો કે હાલનું તમારું વખાણેલું વિજ્ઞાન ભારતનું ઉચ્છિષ્ટ છે. માટે ખોટા અંજાયા વિના તમારા પૂર્વવિજ્ઞાનને હસ્તગત કરવા પ્રયત્ન કરો અસ્તુ

ગુરુ મત્સ્યેન્દ્રનાથે નવા જન્મેલા કરભાજન નારાયણનું નામ ગહનીનાથ રાખ્યું અને તે પુત્રનું તે ગામના મધુનાભ નામના શુચિર્ભૂત બ્રાહ્મણની પત્ની પતિપરાયણ સતી સ્ત્રી ગંગાબાઈને અર્પણ કર્યું અને કહ્યું કે અમે એને બાર વર્ષે લેવા માટે આવીશું. આ પવિત્ર દંપતીને સંતતિ ન હતી એટલે ગંગાબાઈના ખોળામાં સુવાડતાંની સાથે જ ગુરુકૃપાએ અને ઈષ્ટ કૃપાએ મામાં વાત્સલ્યભાવનો સંચાર થયો અને સ્તનમાંથી દૂધની ધારાઓ વહેવા લાગી. પછી મત્સ્યેન્દ્રનાથે આશીર્વાદ આપી ગોરક્ષને લઈ ચાલવા માંડ્યું. છેવટે હિમગિરિ ઉપર આવી પહોંચ્યા ત્યાં ભગવાન બદ્રી-વિશાલાનાં દર્શન કરી કેદારેશ્વર આવ્યા અને કહ્યું; બેટા ! ગોરક્ષ હવે તારે પૂર્ણ બનવાને માટે બાર વર્ષ પર્યન્ત આ ગુફામાં સોખંડના ખીલા ઉપર જમણા પગનો અંગૂઠો ટેકવી ઉભા રહી સતત પ્રણવાનો જપ કરવો. તારા પ્રણવના પંદર કરોડ મંત્રો પૂરા થશે એટલે તને સત્ય સમજાશે કે બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે. ત્યારે જ તું પૂર્ણતાને પ્રાપ્ત કરીશ.

" तप बल ध्रुव अविचल पद पाया,
तप ते होत अमल मन काया
तप प्रताप चंदनमें माया
तपबल त्रय लोकनमें छाया " ॥

સજ્જનો આ પ્રમાણે ગોરક્ષને ઉગ્ર તપશ્ચર્યા કરવાનો આદેશ કરી ફરતા ફરતા પુનઃ સ્ત્રિયારાજ્યના સીમાડે આવી પહોંચ્યા અને બાલ બ્રહ્મચારી હનુમાનજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. હનુમાનજીએ મત્સ્યેંદ્રને હૃદય સરસું દૃઢ આલિંગન દઈ બાર વર્ષ પૂર્વે સ્ત્રિયા રાજ્યમાં જવાના વચનને યાદ દેવડાવ્યું એટલે મત્સ્યેંદ્રનાથ પ્રસન્ન ચિત્તે સ્મિત કરતાં બોલ્યા;

" ચલો ચલો બજરંગ બલી મેં
સ્ત્રિયારાજ્યમાં આતા હું
કૈસા હૈ સંસાર કે સિદ્ધિકા
દુનિયાકો દીખલાતા હું

અપૂર્ણ

મહેમાન અતિથિ રંક કે તવંગર હોય તે અગત્યનું નથી, તમારો તે દેવ છે. તમો તેના આવવાથી કૃતાર્થ થયા છો એવું તમારૂં પ્રેમમય સ્વાગત હોવું જોઈએ. વાણીમાં મધુરતા, સ્મિત અને શુદ્ધભાવ એ મહેમાનને દરેક ક્ષણે તમારી પાસેથી મળે તેની જરૂર છે, મિષ્ટાન્નની નહિ. જતાં પહેલાં તે આનંદ પામી ચૂક્યો હોવો જોઈએ.

×

શારીરિક શ્રમનું કામ ઓછું કરવું પડે એને અમીરાઈ નહિ પણ અધોગતિ સમજવી. સ્ફૂર્તિ રહે માટે બ્રહ્મચર્ય અને મિતાહારને મિત્ર બનાવો. તે માટે શક્તિ ઓછી જણાતી હોય તો નામજપ વધુ કરો. અંદરથી શક્તિ પ્રકટશે.

[ મહાભારતાંક દ્વિતીય ખંડની માહીતી માટે તથા કેલેન્ડરની યોજના માટે જુઓ સંપાદકીય ]

## ગ્રાહકોની સગવડતા ખાતર નીચેના ઠેકાણે 'વિશ્વમંગલ'નું લવાજમ પાકી પહોંચ મેળવીને ભરી શકાશે.

### મુંબઈ

અમથાલાલ જમનાદાસ શાહ
જસવંતવી.પ્રેસ૪૪ સી.પી.ટેન્કપહેલેમાળે
શ્રી મુળશંકરભાઈ, દવેરોય ડેપો કેપેકૂલ
સ્ટ્રીટ–અનંતવાડીને નાકે મુંબઈ ૨
મહેન્દ્રરાય દયાશંકર શુકલ C/o સસ્તુ
ઔષધ કાર્યાલય બાલાજીરોડ–સુરત
ભગવાનદાસ નગીનદાસ દાળવાળા
રામપુરા ગોલવાડ સુરત.
બુકસેલર્સ દેસાઈ બ્રધર્સબજાર–ભરૂચ
પટેલ ઇન્દુભાઈ શીવાભાઈ
શ્રી રામકબીર હાથીપોળ વડોદરા
જગજીવનદાસ હરગોવનદાસ બુકસેલર
લીમડા પોળના નાકે વડોદરા
મહાકાળી બેંગલ સ્ટોર્સ, ન્યાયમંદિર
પાસે, હનુમાન ચકલા, વડોદરા.
મધુસુદન બાબલાલ બુકસેલર પાદરા
પોપટલાલ મોહનલાલ પાદરા
શ્રીસત્યનારાયણ ભજનમંડળવતી મેનેજર
રણછોડભાઈ ઇશ્વરભાઈ પાદરા
શાન્તિલાલ છોટાલાલ–ડભોઇ
ચંદનસિંહજી રૂમાનસિંહજી રાઓલજી
રાજપુત હોસ્ટેલ ગોધરા
ચરોતર બુક સ્ટોલ સ્ટેશનરોડ આણંદ
ચીમનલાલ છોટાલાલ કોટાવાળા ઉમરેઠ
દુર્ગાપ્રસાદ શર્મા પખાલીપોળી
ભારદ્વાજ ભુવન મોરબી
શાહ બ્રધર્સ –ડાકોર
ગોરધનદાસવલ્લભભાઈપટેલ(સર)કરમસદ
ઠક્કર બુદ્ધલાલ તેજસીભાઈ–કારીજ
નારાયણભાઈ હરિરામ રાવલ મુ.ખાવડ
દયાલજી પરસોતમ મસ્જીદ પાસે સાણંદ
અમીનછોટાભાઈ કાશીભાઈબજારમાંવીરસદ
હીતુભાઈ બાઈલાલભાઈ માસ્તર „
વૈષ્ણવ પ્રિન્ટરી બોરસદ
પા.અંબાલાલ ડાહ્યાભાઈલખાવાડનડીઆદ
શ્રી સૌભાગ્ય કંગન સ્ટોર લાવસારવાડ „
કાલીદાસલલ્લુભાઈવકીલપરેડીવમેંકવસો
મોતીભાઈ જેઠાભાઈ વડકુવાપાસે પેટલાદ
નવનીતલાલઓચ્છવલાલદેસાઈકપડવણજ

### અમદાવાદ

મહારાજશ્રી સીતારામજી શર્મા મંડવીની
પોળ સોનીની પોળના મેડા ઉપર
શાહ સોમચંદ અંબાલાલ ધડિયાળી તથા
નર્મદાશંકર મુળશંકર રાયપુર કાપડીવાડ
મોહનલાલ બહેચરદાસ મહેતા શાહપુર
ઠક્કર બુક ડીપો રીચીરોડ પુલ નીચે
શાન્તીલાલ છોટાલાલ ભટ્ટ
ગોમતીપુર દરવાજા પાસે લીંબાડીપોળી
લીખાભાઈ સખારામ મોપકર
અસારવા–મુ. ઢોરના ડબા પાસે
નાગજીભાઈ મુળજીભાઈ પટેલ,
સરસપુર, પકાભુની ચાલી, રૂમ નં. ૨૫૮
લક્ષ્મીચંદ કાળીદાસ પટેલ નવાવાડજ
પૂંજાલાલ જેઠાશંકર ત્રિવેદી „
વ્યાસ જયકૃષ્ણ છગનલાલ દરકરવિલા
પેં પૂનાધીટી
પટેલ છોટાભાઈ હજમભાઈ ધરમજ
શંકરલાલ જેઇતારામ દીક્ષિત
સત્યનારાયણના મંદિર પાસે કલોલ
ગુજરાત જનરલ ટ્રે.કમ્પની–મહેસાણા
હરીભાઇ ન્યુસ એજન્ટ મહેસાણા
હરગોવનદાસ હાથાભાઈ સીદ્ધપુર
કૃષ્ણરાય ગોપાળરાવ ચીટનીસ પાલણ
શામળદાસ ઓધવજી મહુવા
દેસાઈ ગુલાબસિંહ ભગતસિંહ
ધી નેશનલ બુકસ્ટોલ વીઠ્ઠલભાઈ પટેલરોડ
અંબાજી માતાપાસે વીરમગામ
નારાયણભાઈપ્રેમચંદગોધીબજાર પાળીયાદ
ગોરધનદાસછોટાલાલમોઢવાડારીરીમંધુકા
હર્ષદરાયમણીલાલશાહગુટાલવાડામોડાસા
ગણીલાલ બ.શાહ સો. બા.બોરીસ
ફીરાનચંદ એન્ડ. કો. સરેટી (ધુગાન્ડા)
હનુમાન આશ્રમ બોક્સનં.૧૧૨૧ નૈરોબી
ડી. પી. ભગત પો.બો.૨૪૧મોમ્બાસા
જેઠાલાલ પી. ન્યુસપેપર એ. જામનગર
ડા. કાનજીભાઈ રામજીભાઈ અંદરાજ
તળસીભાઈ રૈયા નાકા પાસે, રાજકોટ
રતીલાલ હરજીવનદાસ ત્રીવેદી રાજપુર
નરભેરામ કુંવરજી ઠક્કર વાંકાનેર
કાનસીંગ રામસીંગ હોટલવાળા–પ્રાંતિજ
જગજીવન બુક ડીપો, વઢવાણ કેમ્પ
કામેશ્વર પુસ્તકાલય અમરેલી
નાનાલાલ મોહનદાસ પંડ્યા બીલાર
ત્રિવેદી પ્રભાશંકર જયશંકર, થોળ
દેસાઈ પરસોત્તમદાસ હીરાભાઈ કાનેસર

VISHWA

પ્રભુ !

એવું કયું કામ છે, કે સુખી થવા માટે જેને મેં નથી કર્યું ! કમરબંધીથી જોડાયો, અનેક પુત્ર-પુત્રીનો પિતા બન્યો, અખૂટ લક્ષ્મીનો માલિક બન્યો, યશ અને કીર્તિ માટે તનતોડ પ્રયાસો કર્યા, લોકસમૂહની પ્રીતિ સંપાદન કરવા રાત-દિવસ રચ્યો-પચ્યો રહ્યો અને કોણ જાણે કેટલુંય કર્યું; પરંતુ તદ્દન સાચું કહું છું મારા સ્વામી ! કે, જ્યાં જ્યાં ગુલાબ મેળવવા માટે મથ્યો ત્યાં ત્યાં કાંટા સિવાય બીજું કંઈ જ મળ્યું નથી. જ્યાં મનને પરોવ્યું કે જાણે શાપ આપી ! તમામ પ્રયત્નો વાંઝિયા નીવડયા. ચિંતા, ભય, નિરાશા અને વિષાદરૂપી લશ્કરની જમાવટ, એકધારી રીતે, ચાલુ જ રહી. ભગવાન સૂર્યનારાયણ અને ચંદ્રમા જેવું અજવાળું હોવા છતાં અંતરનું અંધારું અદૃશ્ય ન થયું એકે ય રસ્તો ન જડયો.

આખરે દયાળુ ! આપની દયા ઊતરી. આપની અહેતુકી કૃપાના કિરણ-પ્રકાશમાં એટલું સ્પષ્ટ જોઈ શકયો કે, આપના નિર્બંધ ચરણારવિંદનો આશ્રય લીધા વિના, ચૌદ ભુવનના કોઈ પણ ખૂણામાં, કયાંય સાચું અને સ્થાયી સુખ છે જ નહિ. ચરણાશ્રય પ્રાપ્ત કરવા માટે કેટલાક પ્રયત્નો પણ કર્યા, આજે પણ એ દિશામાં પ્રયત્ન ચાલુ જ છે. અને એ એક સત્ય હકીકત છે કે, જે સુખ-શાંતિ માટે હું ફાંફાં મારી રહ્યો હતો તેનાં દર્શન પણ તેનાથી થઈ રહ્યાં છે. છતાં ...ઓ ! જન્મજન્માર્જિત કુસંસ્કારોની અસરને લીધે આ પાપી મન, વગર વિચાર્યે, વિષય-વિકારો સાથે મિત્રાચારી બાંધવા તલસી રહ્યું છે. તેને સમસ્ત શક્તિ વડે રોકવાની ચેષ્ટા કરું છું—કોઈ કોઈ વાર મેળવી પણ જાઉં છું— પરંતુ એ દિશાનો કેડો મૂકતું નથી. 'તમારા ચરણકમળોને બાદ કરતાં સર્વત્ર ભયનું ભયંકર સામ્રાજ્ય વ્યાપી રહ્યું છે—દુઃખોના દરિયો, જગનગામી અંતિમે, ઊમટી રહ્યો છે,' એવું જાણવા, સમજવા અને અનુભવવા છતાં આ નાદાન મન અવળો જ રાહ પકડ કરી રહ્યું છે. આથી અધિક મારા મનની બીજી વધુ નીચતા શી હોઈ શકે !

કૃપાનિધાન ! મારા દોષો અને દુર્ગુણો તરફ દુર્લક્ષ્ય કરીને, આપની દયાદૃષ્ટિ દ્વારા આ દુષ્ટ મનને આપના પુનિત પાદારવિંદમાં જકડી રાખો. કૃપાશક્તિની સાંકળ વડે તેને એવી સખત રીતે બાંધી લો; કે તે અન્ય દિશામાં જવાનો વિચાર સુદ્ધાં ન કરી શકે. પ્રાણેશ્વર ! એવું સૌભાગ્ય કયારે પ્રાપ્ત થશે ! કયારે આ ચંચળ મન આપના ચરણોનાં દર્શનમાં તદાકાર બની જશે ? કયારે તે આપની મનોહર મૂર્તિની ઝાંખી કરી કૃતાર્થ થશે ?

દયામય ! હવે વધુ વિલંબ ન કરો. જીવનની બીતતી ઉષા ઝડપથી સંધ્યાના રંગો નિહાળી રહી છે. જીવન-દીપક બુઝાય તે પહેલાં જ આપની દિવ્ય જ્યોતિ વડે જીવનમાં અખંડ પ્રકાશ રેલાવી દો; તેને તેજસ્વી બનાવીને આપના પરમ ધામમાં બોલાવી લો અને કાયમને માટે ત્યાં રહેવાનું સ્થાન આપીને આ અધમ જીવને ન્યાલ કરો.